# જીવનજોગી



માનવભક્તિ મંત્રથી રંગ્યાં, નિજનાં ઉર ને અંગ;
એવો અનોખો જીવનજોગી, જીતિયો જીવન-જંગ.

દેવભૂમિથી દેવ કો આવ્યો, માનવ સેવા કાજ;
ચિંતન ચિત્તે ધર્મનું નિત્યે, સજિયો સાધુ સાજ.

સેવના કેરાં પીયૂષ પાતાં, વેરિયાં જીવન-ફૂલ;
ઉત્કર્ષ કાજે લોકના જેણે, દાખવી શક્તિ અતૂલ.

રંગની છાલક આજ છંટાયે, ફૂલડાં નાંખે સૂર;
આજ શો ઉત્સવ ઉર ઉમંગે, ઉજવે લોક આતુર.

માનવતાની દિવ્ય પ્રતિમા, પૂજન એનાં થાય;
ભાવનો સિંધુ ઉછળે આજે, પ્રાણનાં પુષ્પ વેરાય.

ત્યાગ હો જેનો જનતા જાણે, જાણે જીવન મર્મ;
જીવજે જોગી ! જનતા કાજે, શીખવી વીરનો ધર્મ.

—મૂળજીભાઈ પી.

## નિવેદન



ગુજરાતનાં પરમ ધન સમા વિદ્વાન મુનિમહારાજ શ્રી. વિદ્યાવિજયજીના જીવનપરિચયનો આ વિસ્તૃત ગ્રંથ તૈયાર કરી ગુર્જર જનતા સમક્ષ રજૂ કરતાં મને આનંદ થાય છે.

મુનિરાજનુ આખું યે જીવન અભ્યાસ કરવા જેવું છે. શ્રદ્ધા અને સાધના દ્વારા માનવી કેવી અપૂર્વ સિધ્ધિ પ્રાપ્ત કરી શકે છે–માનવતાના કેવા અનોખા શિખરે જઇ બેસે છે–જ્ઞાનનો પરમ પ્રકાશ કેવી રીતે પામી શકે છે–એ બધું મુનિરાજના જીવનદર્શનમાં જોઇ શકાય છે.

તેઓશ્રીએ રચેલા અનેક ગ્રંથો ગુર્જર પ્રજાના વારસા સમાન છે. એમાં ધર્મ અને જ્ઞાનનાં તેજ ઝળહળે છે. આ જીવનપરિચય તૈયાર કરવાને અંગે એમના તમામ ગ્રંથોનો અભ્યાસ કરવાની મને તક મળી અને ત્યારે જ મને લાગ્યું કે આવા પરમ સાધુનાં જીવનમાંથી જનતાએ ઘણું શીખવાનું છે. આ ગ્રંથ તૈયાર કરવામા પણ એમના એ ગ્રંથો મને ખૂબ સહાયભૂત થઇ પડયા છે.

કર્તવ્યની કેડી ઉપર જનતાને લઇ જવી—સાચો જીવનધર્મ સમજાવવો—સંસારમાં માનવતા અને જ્ઞાનનાં અજવાળાં પાથરવા—એ પ્રત્યેક સાચા સાધુનો ધર્મ છે. મુનિરાજે સંસારની સુંદર સેવા કરી છે. એ જીવનસાધના આ ગ્રંથમાં આલેખાઇ છે.

આ ગ્રંથ જેમની પ્રેરણાથી હુ તૈયાર કરી શકયો છું એ સુપ્રસિધ્ધ ' શારદા ' માસિકના તંત્રી અને આપણા જાણીતા લોકસાહિત્યકાર શ્રી. રાયચુરાભાઇનો હુ ઘણો આભારી છું. આ ગ્રંથની રચનાને અંગે મુનિરાજ જેવા પરમ સાધુપુરૂષનો હું પરિચય પામી શકયો એટલું જ નહિ, ગ્રંથ દ્વારા ગુર્જર પ્રજાને પણ હું એમનુ જીવનદર્શન કરાવવા શક્તિમાન થયો એથી મને વિશેષ આનંદ થાય છે.

આવા પરમ સાધુપુરૂષના જીવનગ્રંથને ગુજરાત વધાવી લેશે એવી આશા રાખી વિરમું છુ.

રાધાષ્ટમી : સં. ૨૦૦૫ \
વડોદરા : તા. ૩૦—૮—૪૯ }

લિ.
મૂળજીભાઈ પીતામ્બરદાસ શાહ

## આદિ વચન



ભારતવર્ષના રમણિય બગીચા સરીખુ ગુજરાત આજે જગતમશહુર છે. ગુજરાત સંત મહંતોની ભૂમિ હોવાથી કવિઓ એને પુણ્યભૂમિ કહે છે અને સાચે જ ગુજરાત એ ઉપમાને ઉજ્જ્વળ બનાવે એવા સંતોના ઇતિહાસની અણમૂલી સામગ્રી જગત સમક્ષ આજે ધરી શકે તેમ છે

ત્રીસેક વર્ષ પહેલાની વાત છે. વિરાગની પરમદશાએ પહોચેલા જૈન સાધુઓના કૃપાપાત્ર થવાની એ વખતે મને અનેક તક સાપડી મહાવીર જન્મદિન હોય કે જૈન ધર્મને લગતો અન્ય કોઇ પણ સમારભ હોય એમા વ્યાખ્યાન આપવા માટે વારવાર મારે જવાનુ થતુ. બ઼ ભાવથી અને પ્રેમપૂર્વક સમારભોમા હાજરી આપતો

મારા ચુસ્ત વૈષ્ણવ ગણાતા માતાજી એ વખતે મને કહેતાં કે 'દીકરા' જૈનોના અપાસરામા આપણાથી ન જવાય ' હુ એ

માશીબાને વિનયપૂર્વક સમજાવતોઃ 'માશીબા! જેને ધર્મ કહેવામાં આવે છે એમાં અધર્મ ન હોય. નવો યુગ આવે છે, જેમાં ધર્મ ધર્મ વચ્ચે ઝગડા ન હોય, મત મતાંતર ન હોય, વાદવિવાદ ન હોય, ભેદભાવ ન હોય'

મારા આ શબ્દો પર એ વષ્ણવ હૃદય વિચાર કરતું થયું. મેં એમને ધર્મોનું સાચું દર્શન કરાવવા વધુ પ્રયત્નો કર્યા એમાં હું સફળ થયો ને પરિણામે એમણે નીચેની મારી કાવ્ય પંક્તિઓને વધાવીઃ

સર્વ ધર્મના સૂત્રમાં,
સત્ય પ્રેમ ને નેક;
જુદા જુદા માર્ગ છે,
અંતે એકનું એક.

જૈન સાધુઓના કૃપાપાત્ર તરીકે, વિલેપારલેમાં પોતાના શિષ્યમંડળ સહિત પધારેલા આપણા મહાન જ્યોતિર્ધર પૂ. વિજયધર્મ સૂરિજી મહારાજના વ્યાખ્યાન પ્રસંગે જૈન આગેવાનોએ મને બોલાવ્યો.

ત્રીસ વર્ષ પહેલાંનાં એ પ્રભાતનું પ્રથમ દર્શન આજે પણ હું ભૂલતો નથી. ધર્મધર્મ વચ્ચેની સમાનતાની મૂર્તિ સમા એ ગુરુવર વિજયધર્મસૂરિનાં વ્યાખ્યાનોએ તથા એ મહાન ગુરુના વિદ્વાન શિષ્યમંડળે હું વધુ ને વધુ આકર્ષાયો ને સાક્ષર સાધુઓની સંસ્થાનો પણ હું કૃપાપાત્ર બન્યો.

એ કૃપા મારા પર ચાલુ રહી તે આજ દિવસ સુધી એ જ ભાવ અને એજ પ્રેમ અખંડિત ચાલુ રહ્યો છે. મારા પર પ્રભુની એ પરમ કૃપા છે એમ હું માનું છું.

પ્રાતઃસ્મરણીય શ્રી. વિજયધર્મસૂરિ પછી એમના શિષ્ય સાક્ષર સાધુવર્ય શ્રી. વિદ્યાવિજયજી મહારાજે પોતાના વિદ્વાન ગુરુની પ્રણાલિકા ચાલુ રાખી ગુજરાતના છેલ્લા પચાસ વર્ષના સામાજિક અને ધાર્મિક ઇતિહાસમાં મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. લોકકલ્યાણની અનેક પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લઈ વિદ્વાન ગુરુના આ વિદ્વાન શિષ્યે ભારે શ્રમ ઉઠાવી પરમ સેવા સાધી છે.

'વિદ્યાવિજય' એ નામમાં અજબ વિજય સમાયલો છે. સાક્ષર સમુદાયમાં એ નામ જેટલું પ્રિય છે એટલું જ એ નામ લોકસમૂહમાં પણ માનીતું છે એ નામ પર હજારો લોકો એકઠાં થાય છે. ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, સિંધ, બંગાલ અને મધ્યપ્રાંતના સેંકડો ને હજારો કુટુંબોનું 'મુનિરાજ વિદ્યાવિજયજી'એ પ્યારૂં નામ છે. વિદ્યાવિજયજીની વાણીમાંથી પ્રેરણા ઝીલી અનેક કુટુંબોએ પોતાના જીવનમાર્ગમાં સંસ્કારના ફૂલછોડ રોપ્યા છે, પોષ્યા છે અને એનાં ફૂલડાંની ફોરમ આજે ચારે કોર મધમધી રહી છે.

આવા સાક્ષર સાધુ, વિદ્વાન વક્તા, મહાન પંડિત અને સર્વ ધર્મ અભ્યાસી પુરુષ એ જન્મભૂમિ ગુજરાતનું પરમ ધન છે.

ગુજરાતના એ પરમધન સમા સાધુવર્યનો એક પ્રસંગ આલેખવાની લાલચ હું રોકી શકતો નથી.

ગુજરાતનું વકતૃત્વ સાચે સ્વરૂપે જે વકતાઓએ ખીલવ્યું છે એમાં અગ્રસ્થાનના વકતાઓમાં મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી એક છે.

હમેશની સૌમ્યવાણીવાળા વિદ્યાવિજયજીની આજની વાણી તાતી તરવારની ધાર જેવી જણાતાં મેં શ્રી. મેરૂભાનું ધ્યાન ખેંચ્યું. અમે બંને સાવધ થયા અને લક્ષપૂર્વક એ મહાન સમાજસુધારક સાચા સાધુની વાણી સાંભળી.

વાત એમ હતી કે પોરબંદર એ શ્રીમંત વણિકોનું મહાનગર. જૈન વણિક ગૃહસ્થોની સારી વસતિ પોરબંદરમાં છે. વ્યાખ્યાનમાં મોટી સંખ્યામાં આવેલ જૈન સ્ત્રી સમુદાયના આછાં વસ્ત્રો અને એમાંથી ઝળકતાં હીરા મોતીનાં આભૂષણોથી આ સાચા સાધુ અકળાયા હતા. એક મહાન ધર્મોપદેશક અને સાચા સમાજ ઉદ્ધારકની લાગણીથી ભરપૂર એ વ્યાખ્યાનના કેટલાક ભાવ આજે પણ હું ભૂલ્યો નથી.

'હું આ શું જોઉં છું? તમે સહુ જૈન મુનિના વ્યાખ્યાનમાં આવ્યા છો કે સિનેમાનો ખેલ જોવા આવ્યા છો? પોતપોતાની ઢીંગલીઓને શણગારી પોતાની લક્ષ્મીનું પ્રદર્શન કરવાની હરીફાઇ કરતા હોય તેમ શ્રીમંતો અહીં એકઠા થયા છે કે શું? હું કંઇ સમજતો નથી. વિકાર ઉત્પન્ન કરનારાં વસ્ત્રાભૂષણોથી સજ્જિત બહેનોને જોઈ હું શરમાઉ છું. આ સ્થળ અત્યારે કોઇ ધાર્મિક વ્યાખ્યાનનું લાગતું નથી. પણ કોઈ સિનેમાના શો જેવું લાગે છે કારણ કે વિકારનો અગ્નિ સળગાવે એવી વસ્ત્ર અને આભૂષણોની સામગ્રીનું અહીં પ્રદર્શન ભરાયું છે. મારી સાથે મારા જુવાન શિષ્યો છે ઉપરાંત વ્યાખ્યાનમાં પણ જુવાનોનો સમૂહ મોટો છે. એ સહુમાંથી એકાદ જણમાં પણ જો કંઇ અનિષ્ટ વિકાસ જન્મે તો આ વ્યાખ્યાનોનો અર્થ શો?'

મેળની હૃદયના ભાવોના નવનીતરૂપે સુદર પ્રસ્તાવના લખી આપવા માટે આપણા લોકસાહિત્યના ઉદ્ધારક અને પ્રસિધ્ધ 'શારદા' પત્રના સંપાદક શ્રીયુત રાયચુરાભાઇને, તેમજ આવા સુંદર ગ્રંથને સુંદર આકારમા છાપી આપી એના મહત્વમા વધારો કરી આપવા માટે ' શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબીલી પ્રીન્ટીંગ વર્કસ 'ના મેનેજર શ્રીયુત દુર્લભદાસ વિઠલાણીને-એમ આ ગ્રંથની સર્વાંગ-સુંદરતામાં સાથ આપનાર ત્રિપુટી બંધુઓને અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ.

તા. ૪ : ૮ : ૪૯
શિવપુરી
(ગ્વાલિયર)

સત્યનારાયણ પંડ્યા
મંત્રી–
શ્રી વિ. ધ. સૂરિ ગ્રંથમાળા

# વીરનાં સંતાનો



જૈન સંઘ એટલે ચતુર્વિધ સંઘ. રાજસિંહાસનની પેઠે એ ધર્મ-સિંહાસનને યે ચાર જે પુણ્યપાયાઓ; સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા. એનું અકેકે અંગ સરસુખત્યાર નહિ;. ચારે દિશાઓની ચતુર્વિદ જ્યોત મળે ત્યારે તે સર્વ મંગલ ધર્મચક્રવર્તી થાય.

પુણ્ય ને પાપના ભેદ એ એમનો ધર્મોપદેશ: સદાચરણ એ એમની સિદ્ધિ ને તીર્થ. પણ વૈરાગ્ય ને તપશ્ચર્યાની જૈન પ્રથા નવીન નિરાળી ને અનોખી છે. આયુષ્યભરનાં સંસાર ત્યાગ ન કરાય, સદાની સંન્યસ્ત દીક્ષા ન લેવાય એવી આત્મ નિર્બળ વિશાળ માનવતાને કાજે માસ-માસના પક્ષપક્ષના તિથિતિથિના પ્રહરપ્રહરના ત્યાગ ને તપશ્ચર્યાનાં વિધવિધનાં વિધાનો એમના દીર્ઘદર્શી સંસારશાસ્ત્રીઓએ નિર્ધારેલાં છે. પ્રત્યેક માનવી કાંઇ વૈરાગ્યયોધ નથી કે સર્પની કાંચળીની પેઠે સંસારને ફગોટી દે. બહુધા જનો નિર્બળ છે, મનુષ્ય સ્વભાવ અસ્થિરતા રંગી છે; જૈન મહાત્માઓએ એ જોયું ને ઉપાયો નિયોજ્યા. પગલાંનાં જોર જેટલું માનવી ચાલે ને પાંખમાંનાં જોર જેટલું પંખી ઉડે.

ન્હાયા એટલું પુણ્ય, અને ઘડીકે મંસાર ત્યાગ્યો એટલો સંન્યાસ. એ જોઇ વિચારીને જૈન સંસારશાસ્ત્રીઓએ આંબેલ પોસહ ઉપધાન, ઉપાશ્રયવાસ અપવાસ નિયોજ્યા ને પળાવ્યા, અને એમ વૈરાગ્યનો ને સંસારત્યાગનો સ્વાદ જનતાને ચખાડયો. દુનિયા દેવોની નથી, માનવીની છે, એ જૈનાચાર્યો વીસર્યા નથી, અને છતાં મધ્યવર્તી ભાવની સોળે કળામાંથી એકકે ખંડિત થવા દીધી નથી.

જીતે તે જૈનઃ ષડ્રિપુને, ઇંદ્રિયકુળના મહાવેગોને વશ કરે તે વીર-પુત્ર. એ ભાવ તો અખંડ જ રાખ્યો.

સરવાળે તો સાચો જૈન એટલે જિતેન્દ્રિય; ભીષ્મ પિતામહનો નાનેરો ભાઇ.

ગુજરાતનો જૈન એટલે મૂળ વતને બિનમાલનો શ્રીમાળી, ઓશિયાનો ઓસવાલ, પ્રાગવટનો પોરવાડ. અને ગુર્જર દેશને વતન 'કીધે સૂરતના ગોપીપરાનો સાગરસફરી ઝવેરી, અમદાવાદના માણેકચોકનો મહાભાગ મહાજનિયો, અને અણહિલપુર પાટણનો ધર્મવીર, રાજવીર, ધનવીર, સાગરવીર, ને ડહાપણવીર વૈશ્યરત્ન.

પણ એની મહામાનવતાએ ગુજરાતનો જૈન એટલે ષડ્ગુણસંપન્ન સંન્યાસી ને ષડ્ગુણસંપન્ન ગૃહસ્થાશ્રમ. સંન્યાસીપણે આપણા કાળમંડપને સોહાવી ગયા પાદલિપ્તસૂરિ, શીલગુણસૂરિ, હેમચંદ્રાચાર્ય, મેરૂતુંગાચાર્ય, આનંદઘનજી, અને હીરવિજયસૂરિ.*

અને ગૃહસ્થપણે આપણા કાળમંડપને સોહાવી ગયા જગડૂશાહ, વસ્તુપાળ–તેજપાળ, શાંતિદાસ નગરશેઠની વંશવેલ, હઠીસિંહ શેઠ અને

* સ્વ. કવિ ન્હાનાલાલે રજૂ કરેલી એ નામાવલિમાં આપણે બીજાં બે નામો જરૂર ઉમેરી શકીએ–એક શ્રી. વિજયધર્મસૂરિજી અને બીજા શ્રી. વિદ્યાવિજયજી.

એમનાં મખાવતે બહાદુર હરકુંવર શેઠાણી.

ગુજરાતની જૈનસંસ્કૃતિની એ શિખરમાળ. એ જેટલાં આભને માપે એટલી જૈન સંસ્કૃતિ આભને માપે. જૈન સંઘનું એ જ્યોતિર્મંડળ. એવા સમર્થ ત્યાગ વૈરાગ્યના અવધૂતો અને એવાં સમર્થ ગૃહસ્થાશ્રમનાં મહારથો ગુજરાત ! તારે ખોળે પાક્યાં છે. તેનાં મારાં તને અભિનંદન છે !

ચતુર્વિધ જૈન સંઘ ! આપનો ઇતિહાસ યશપ્રભાળો છે. વાંચો, વિચારો ને નવઇતિહાસ ઘડો. ભૂતકાળથી ભવિષ્ય સવામાં સરજો. ત્યાગધર્મ ને સંસારધર્મ બન્નેય જોગવનાં આપની સંસ્કૃતિને આવડ્યાં છે.

જૈન એટલે ગુજરાતના રાજવંશનો રક્ષણહાર અને ગુજરાતનો શણગારણહાર.

—સ્વ૦ કવિવર ન્હાનાલાલ

# અનુક્રમ



**ખંડ ૯ મો : કચ્છનો પ્રવાસ**



**ખંડ ૧૦ મો : ભ્રમણ શિવપુરી–શરણું ચ**



**ખંડ : ૧૧મો સંયમ અને**

## સાચી દીવાદાંડી



'**સમુદ્રની** સપાટી પર ફરતાં સફરી વહાણો ખરાબે લાઘે નહિ એટલા માટે દીવાદાંડીની વ્યવસ્થા કરવામાં આવે છે. આજ રીતે આ ભવસાગર તરી પાર ઊતરવાનો પ્રયત્ન કરનાર માનવી માટે પણ ખરાબે ન લાઘે તેટલા માટે દીવાદાંડીઓ હોય છે. પહેલી સ્થાવર હોય છે ત્યારે બીજી જંગમ દીવાદાંડી. સાધુ સંન્યાસી, સંત મહંત, ઉપદેશકો વગેરે કે જેઓ એક સ્થળેથી બીજે સ્થળે પરિભ્રમણ કરી, ભવોદધિમાં ભટકતાં અને આ સંસાર સાગર તરવા મથતાં આપણા જેવા અલ્પજ્ઞ માનવીઓને માર્ગદર્શન કરાવવા પેસે પાર પહોંચાડે છે તે જંગમ દીવાદાંડીઓ છે. પૂજ્ય મુનિમહારાજ વિદ્યાવિજયજી પણ આમ એક જંગમ દીવાદાંડી છે એમ મારું માનવું છે.'

—હીરાલાલ નારાયણજી ગણાત્રા

જોગી જંગમ સેવડા, સંન્યાસી દરવેશ;
બિના પ્રેમ પહુંચે નહિ, દુર્લભ સતગુરૂ દેશ.

જો તું ચાહે પ્રેમધન, વિષય થકી મન મોડ;
શ્રદ્ધા તત્પરતા સહિત, ચિત્ત ભજનમાં જોડ.

—સંત કબીર

ભીષ્મ વૈરાગ્યથી ધારીને, તજી છે દેહવાસના;
આલંબી આત્મલક્ષ્મીને, ભજી છે સ્નેહભાવના.

મનોભાવે નથી જેણે, દુરીચ્છા પાપની કરી;
શીલને સાચવ્યું જેણે, સદાયે સ્નેહને વરી.

—સ્વ૦ કવિવર ન્હાનાલાલ

: ૧ :

## જન્મ



આજથી સાઠ વર્ષ પહેલાંનો એ સમય હતો. તે વખતે ભારતવર્ષમાં આજની રાષ્ટ્રીયતાનો જુવાળ નહોતો આવ્યો. મૈયા ભારતીનાં બંધન છોડાવનાર એક સાધુ પુરુષે જન્મ ધારણ કરે તેર ચૌદ વર્ષ થઇ ચૂક્યાં હતાં, છતાં તે વખતે કોઇને સ્વપ્ને યે ખ્યાલ ન હતો કે એ પુણ્ય પુરુષના પ્રતાપે આજથી સાઠ વર્ષ પછી ભારત વર્ષ ગુલામીની શૃંખલાઓથી મુક્ત થશે ! દેશનું સામાજિક વાતાવરણ પણ એવી જ ગુલામી દશા ભોગવતું હતું. અને ધાર્મિક અરાજકતા તો દેશમાં સૈકાઓથી જ ચાલી રહી હતી. એ સમયે વિ. સં. ૧૯૪૩ના આશ્વિન વદ ચોથને દિવસે મહીકાંઠાના મહિમાવંતા પ્રદેશમાં આવેલા સાઠંબા નામના ગામમાં આજના આપણા ચરિત્રનાયક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીનો જન્મ દશા શ્રીમાળી જૈન જ્ઞાતિમાં થયો હતો. એમનું મૂળ નામ તો બહેચરદાસ. એમના પિતાજીનું નામ અમથાલાલ અને માતાજીનું નામ પરસનબાઇ.

અમથાલાલને બીજા ચાર ભાઇઓ તથા એક બહેન હતાં. તેઓનાં નામ: અનુક્રમે જોઇતારામ ગોપાળદાસ હરગોવિંદ જેઠાલાલ અને છબીબાઇ હતાં.

વિદ્યાવિજયજીનો જન્મ સાણંબામાં થયો હતો પરંતુ એમના વતનના સંબંધમાં હજુ સુધી એ પોતે નિર્ણય કરી શક્યા નથી. એમનાં સગાંસંબંધીઓના કહેવા ઉપરથી એમ લાગે છે કે તેમના બાપદાદાઓ દહેગામમાં રહેતા હતા. કેટલાકનું એમ પણ માનવું છે કે મુનિરાજનું કુટુંબ **'નારમિયાની મુવાડી'** નામના એક નાના ગામડાનું રહીશ છે.

દેહગામના મુનિરાજના સંસારી અવસ્થાના સંબંધીઓ ગૌરવ લે છે કે 'વિદ્યાવિજયજી મહારાજ અમારા ગામના છે.' સાણંબાવાસીઓ પણ આજ શબ્દોમાં પોતાના ગામનું ગૌરવ બતાવે છે. અને એમ ગૌરવ દર્શન કરવામાં ખોટું શું છે? હાથકંકણને આરસીની જરૂર નથી હોતી. આવી મહાન વિભૂતિઓ પોતાના વતનના શણગાર રૂપ હોવાનું ગૌરવ કોણ ન લે? પોતાનાં જ્ઞાનતેજથી મુનિરાજની કીર્તિ ચોમેર પ્રસરી છે. પોતાના વતનવાસીઓ એ માટે પોતાની જાતને ધન્ય માને એમાં શી નવાઇ!

દેહગામ વડોદરા રાજ્યનું અમદાવાદથી અગાર માઇલને અંતરે આવેલા એક પરગણાનું મુખ્ય શહેર છે. દશાશ્રીમાળી વણિક કોમનાં સાં દોઢસો-બસો ઘર છે. 'નારમિયાની મુવાડી' દેહગામથી ત્રણ-ચાર ગાઉને અંતરે આવેલુ છે. મુનિરાજના બાપ-દાદાઓ દેહગામમાં આવીને રહ્યા હોય કે દેહગામથી ત્યાં જઇને વસ્યા હોય-ગમે તેમ હોય પણ મુનિરાજના પિતા અમથાલાલ પોતાના જીવનનિર્વાહાર્થે-સાણંબા આવીને રહ્યા હતા.

અમથાલાલના પિતા કરસનદાસ 'પુનાદરા' સ્ટેટના કારભારી

હતા. સાદ બા પણ એક નાનુ સરખુ ગેટ છે. એ વાત બનવા જોગ છે કે આ બને નાનાં રાજ્યોના પરસ્પરના સંબંધોને અંગે અમથાશાહ કોઈની મહામણથી સાદ બામાં આવીને વસ્યા હોય. કારણ કે અમથાશાહનો રાજાની સાથેનો સંબંધ ઘણો સારો હતો.

સાદ બામા દશા શ્રીમાળી વણિક જાતિનુ માત્ર એક જ ઘર હતું. બાના બધા જૈનો ઓસવાળ વાણિયા છે. અને તે સૌ લોકોની સાથે મુનિરાજના કુટુંબનો સંબંધ કુટુંબ જેવો જ હતો

અમથાશાહ એવા કોઈ માલેતુજાર ન હતા સામાન્ય સ્થિતિના મધ્યમ વર્ગના જ એ એક ગૃહસ્થ હતા. સાદાઈ અને સરળતાથી પોતાનુ જીવન ગુજારતા. તે વખતની સામાજિક રહેણી કરણીને આજના વાયરા વાયા ન હતા.

અમથાલાલનું કુટુંબ મૂળથી જ શ્વેતામ્બર જૈન–મૂર્તિપૂજક હોવા છતાં કુલપરંપરાથી દેવીદેવતાઓની માન્યતા ચાલી આવી હતી. અમથાલાલ પોતે પણ બહુચરા માતાના ઉપાસક હતા અને એને કારણે જ એમણે પોતાના પુત્રનુ નામ **બહેચરદાસ** રાખ્યું હતુ. અને એમણે બાધા પણ રાખી હતી કે જ્યાં સુધી બહુચરાજીના દર્શન કરવા ન જઈએ ત્યાં સુધી પુત્રના વાળ વધારવા. અને એમણે એ બાધા પૂર્ણ પણ કરી—બહુચરાજીના સ્થાનકે જઈ પુત્રના બાલ ઊતરાવ્યા પણ ખરા.

હકીકત એવી બની હતી કે બહુચરાજી જતાં ખૂબ પાણી આવ્યુ અને બહેચરદાસ એમાં ડૂબી ગયો. પિતાના શોકનો પાર ન રહ્યો. હવે થાય શું ? ધર્મ કરતા ધાડ આવી ચડી, પણ કર્મની ગતિ કોણ પારખી શકે છે ? દીર્ઘ આયુષ્ય લઇ જન્મેલો બહેચરદાસ આવા અપાર સંકટમાંથી આબાદ બચી ગયો અને પિતાને આનંદ થયો. ત્યાંથી તેઓ બહુચરાજી ગયા હતા. શ્રદ્ધાળુની સાચી શ્રદ્ધા સદા ફળ્યા વિના રહેતી નથી.

: ૨ :

## કૌટુમ્બિક જીવન



પાંચ વર્ષની વયે બહેચરદાસની માતાએ આ ફાની સંસારમાંથી કાયમને માટે વિદાય લીધી અને માતાનું મૃત્યુ એટલે બાળકને માટે તો જીવન સર્વસ્વનો લોપ.

જે બાળકની માતા એના શિશુવયમાં એને મૂકીને જાય એના લાલનપાલનનું શું? એના જીવનઘડતરનું શું? એના સંસ્કારસિંચનનું શું? માતાની શીળી છાયા એ તો બાળકનો જીવનવિશ્રામ છે. માતૃત્વનાં તેજ સંસારને ઉજાળી રહ્યાં છે. માતાની મમતાનાં મૂલ્ય જગતમાં કોઇથી મૂલવાય એમ નથી.

માતા પિતાની શીળી છાંયડીમાં વાત્સલ્યનાં ઝરણાં વહેતાં હોય એવા સંજોગોમાં જે બાળકોને ઉછરવાનું હોય છે તે ખરેખર ભાગ્યશાળી ગણાય છે.

પિતા કરતાં પણ માતાના વાત્સલ્યનો પ્રવાહ અધિક માનવામાં આવે છે. માતૃત્વનાં અમી સિંચનનો મહિમા ખરેખર મોટો છે.

રામચંદ્રજી અને કૃષ્ણચંદ્રજીને પારણે ઝૂલાવનારી માતાઓ ધન્યવાદને પાત્ર છે. એવી માતાઓ સંસારની શોભા છે. બાળકની સંસ્કારિતાનો આધાર એની માતા છે. શાસ્ત્રમાં પિતા કરતાં માતાનું મહત્ત્વ વધારે વર્ણવામાં આવ્યું છે.

ધર્માચાર્યો કરતાં પણ માતાનું સ્થાન શાસ્ત્રોએ ઉચ્ચું ગણ્યું છેઃ

उपाध्यायान् दशाचार्य आचार्याणां शतं पिता।
सहस्रं तु पितॄन माता, गौरवेणातिरिच्यते॥

અને ગૃહજીવનના આપણા લાડીલા કવિ સ્વ. બોટાદકરે માતૃત્વનાં ગુણ ગાતાં લખ્યું છે :—

'મીઠા મધુ ને મીઠા મેહુલા રે લોલ;
એથી મીઠી તે મોરી માત રે!
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.

° ° ° °

દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ;
શશીએ સિંચેલ એની સોડય રે!
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ,

° ° ° °

અંગામાં નીર તો વધી ઘટે રે લોલ;
સરખો એ પ્રેમનો પ્રવાહ રે!
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.[1]

એવી વ્હાલસોયી માતાની શીળી–મોંઘામૂલી છાંય જે બાળકને બાળપણમાં ગુમાવવી પડે એના નસીબ માટે શું કહેવું?

માતા એ તો દુઃખનો વિસામો છે. પ્રેરણાની પરમ જ્યોત છે. શિશુકલ્યાણની જીવંત મૂર્તિ છે–આશીર્વાદની અર્પનારી છે.

या देवी सर्वभूतेषु मातृरूपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनम.॥

આવી માતાનું વાત્સલ્ય–લાલનપાલન પામવા મળે તો તે બાળકનું સદ્દભાગ્ય સમજવું.

પણ કર્મની ગહનતા આગળ માનવી લાચાર છે. બહેચરદાસને માટે આ સુખ નહોતું નિર્માયું.

માતાની ગેરહાજરીની ખોટ ન સાલે તે માટે અમથાલાલનાં માતુશ્રી ઘરમાં રહેવા લાગ્યાં અને દાદીમા અને જીવી ફોઇની દેખરેખ નીચે બહેચરદાસનું જીવન ઘડાતું ગયું. એમનાં બ્હેન ચંચળ પણ ભાઇની કોક કોક વખત સંભાળ લઇ જતાં.

બહેચરદાસનાં કાકી પણ એમાં કુટુંબ સાથે જ રહેતાં, પણ કાકીનો મિજાજ જબરો

કોઇ દહાડો જો કહેવાઇ જાયઃ

'કાકી! કાલે ખીચડીમાં મીઠું ઓછું પડયું હતું.'

તો બીજે દિવસે જોઇ લો એની મઝા. જમવા બેસો એટલે પૂરો રંગ જામે. ખોબો ભરીને મીઠું ધબકાયું જ હોય! ખારી તો ખીચડી એટલી બધી લાગે કે દરિયાનાં પાણીથીએ ખારી અને જો ભૂલે ચૂકે કહેવાઇ જાયઃ

' કાશી ! આજે મીઠું વધારે પડ્યું છે હોં !' તો પછી બીજા દિવસની રસોઇમાં મીઠું જ ન મળે. એમાં કાશીનો દોષ ન હતો. એ બિચારાં ગાંડાં – હાથારંગાં જેવાં હતાં.

એમના બ્હેન એમને ઘણું ચાહતા. ભાઇને જુએ એટલે બ્હેન અડધીઅડધી થઇ જતી.

ભાઇબ્હેનના પવિત્ર પ્રેમ જેવો પ્રેમ સંસારમાં વિરલ છે. એ પ્રેમનાં ભાવદર્શન વાણીમાં વર્ણવાય એવાં નથી. એમાં એક બીજાનાં બંધુત્વની મીઠાશ છે, આત્માનાં ઓજસ છે, માનવતાની મૃદુતા છે.

ભાઇબ્હેન એક બીજાને મળતાં ત્યારે પેટ ભરીભરીને વાતો કરતાં.

: ૩ :

## પ્રાથમિક શિક્ષણ



અંબેઉચરદાસે માતાનું વાત્સલ્ય ગુમાવ્યું હતું. બ્હેની પરણીને સાસરે સિધાવી હતી. કાકા કાળનો કોળિયો બની ગયા હતા. કાકી પાગલ હતી અને ફોઇબા તો ક્યારેક જ આવી શકતાં.

આવા સંજોગોમાં એની સંભાળ લેવાની જવાબદારી અમથાલાલને શિર આવી હતી. પિતા બાળકની ગમે તેટલી સંભાળ રાખે પણ માતાનો બદલો તો ક્યાંથી વળે? અને બાળકના ઉછેર માટે પિતાને કેટલું કષ્ટ વેઠવું પડ્યું હશે તેની આપણે જરૂર કલ્પના કરી શકીએ.

અમથાલાલ જાણે સાર્વજનિક મિલ્કત બની ગયા હતા. જે કોઈને સલાહ સૂચનાની જરૂર પડતી તે અમથાલાલ પાસે દોડી આવતું ને અમથાલાલ પરોપકારના કાર્યમાં કેટલીક વખત એવા વ્યાપવ્યા રહેતા કે પોતાનું કાર્ય પણ વીસરી જતા; છતાં પોતાના પુત્ર પ્રત્યેની પોતાની જવાબદારીનું ભાન એમના હૈયામાં સતત જાગ્રત રહેતું.

અને આજથી સાઠ વર્ષ પહેલાંના શિક્ષણની પરિસ્થિતિ કલ્પી શકો છો? તે જમાનામાં લાકડાની પાટી ઉપર ધૂળ નાખીને એક મોટા કીત્તાથી અક્ષરો ઘુંટવાની પ્રણાલિકા ઘણે ખરે સ્થળે ચાલુ હતી. માત્ર ખાસ ખાસ સ્થળે નિશાળો ખોલાઈ હતી. સાઠંબાને સારે નસીબે એક નિશાળ ત્યાં શરૂ થઈ હતી. એમાં સાઠંબા તેમજ આસપાસના ગામોના વિદ્યાર્થીઓ શિક્ષણ લેવા આવતા. ત્યાં ગુજરાતી સાત ચોપડીઓ ભણાવવામાં આવતી. એક હેડમાસ્તર અને એક આસીસ્ટંટ માસ્તર એવા બે શિક્ષકોથી તાલુકા શાળા ચાલતી હતી.

એ જમાનાની વાત આજે કરીએ તો હસવું આવે. ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષક ( Head master ) નો માસિક પગાર બાર કે તેર રૂપિયાનો, સહશિક્ષક ( assistant ) નો માસિક પગાર પાંચ રૂપિયાનો અને વડાનિશાળિયાનો પગાર મહિને આઠ આના.

પંદર વર્ષની વય સુધી તો બહેચરદાસને સાઠંબામાં જ રહેવું પડેલું.

સાઠંબામાં એ ગુજરાતી છઠ્ઠું ધોરણ ભણતા હતા. એમની બુધ્ધિથી પ્રસન્ન થઇ શિક્ષકે એમને વડાનિશાળિયા – Moniter તરીકે નિમેલા. અને કોઇ વખત એમણે વડાનિશાળિયા હોવા છતાં શિક્ષક તરીકેની કામગીરી પણ બજાવેલી. શાળામાં વડાનિશાળિયા તરીકે એમને

માસિક આઠ આના મળવા લાગ્યા. પહેલી તારીખ આવે ને બ્રહ્મચેરદાસની હથેલીમાં ચાંદીની આઠઆની રમવા લાગે. બ્રહ્મચેરદાસના આનંદનો પાર નહિ. અમથાલાલે પણ પુત્રની પ્રસન્નતામાં પોતાની પ્રસન્નતા અનુભવી.

પણ તે જમાનાની વાત આજે ક્યાં કરવી ? આજના જમાનામાં તમે તેર રૂપિયાનો હેડમાસ્તર કે પાંચના પગારનો માસ્તર કલ્પી શકો છો ? અને છતાં એ બન્ને વ્યક્તિઓ એ નજીવા પગારમાં પોતાની ફરજ સાચા દિલથી અદા કરતી. એમાં એમને સંતોષ હતો—આનંદ હતો—જીવનની સાચી મઝા હતી. આજે બસો—ચારસો રૂપીયાનો પગાર મેળવનારાને પણ જે આનંદ—જે સંતોષ નહિ મળતો હોય તે તે જમાનામાં આવી નાના પગારવાળી વ્યક્તિઓ અનુભવતી. કારણ કે તે વખતનું સામાજિક જીવન સાદું હતું. આજના જેવી હાયવરાળ કોઈના હૈયામાં ન હતી. આજે તો પાશ્ચિમાત્ય પવને દેશની હવા જ ફેરવી નાંખી છે. અસંતોષની આગ પ્રકટાવી છે. ઇર્ષ્યાની ચિનગારીઓ પણ વ્યાપક બની ગઈ છે. સંપ અને શાંતિને સ્થાને કુસંપ અને અશાંતિનાં જાણે સામ્રાજ્ય પ્રવર્તી રહ્યાં છે અને એનું પુનરૂત્થાન કરવાને ભારતના મહાન સંત—પયગમ્બર સમા પરમ પુરૂષે લાખ લાખ પ્રયત્નો કરી ભારતને આઝાદ કર્યું અને પ્રકટેલા હુતાશનમાં પોતાનાપ્રાણ સમર્પ્યાં. એ મહાન વિભૂતિના બલિદાનમાંથી આપણે સૌ એમના જીવન સિદ્ધાંતો જીવનમાં ઊતારી પાછા આપણી આર્ય સંસ્કૃતિ જાગૃત્તિ વગાએ તો જ

ચલાવી શકતો. પરંતુ માનવીનાં હૈયાને એકલી સોંઘવારી જ પ્રફુલ્લ રાખી શકે છે? સુખી બનાવી શકે છે? ઉન્નત કરી શકે છે? ના! એની પ્રફુલ્લિતતાનો, એના સુખનો, એની ઉન્નતિનો આધાર એની માનસિક વૃત્તિ ઉપર અવલંબે છે. એના આત્માના સંસ્કાર ઉપર અવલંબે છે.

માનવજીવનમાં આજે ઘણો આડંબર વધી ગયો છે. બહારની ટાપટીપને અંગે એને જરૂર ઉપરાતના બીજા ખર્ચો કરવા પડે છે.

ખોટા ચળકાટ – અને ભપકાથી આજનો માનવી અંજાઈ જાય છે અને જેમ દીવાની પાછળ પતંગ પોતાની જિંદગી કુરબાન કરે છે તેમ માનવીઓ એવા ખોટા ચળકાટની પાછળ ખુવાર થાય છે. વાસ્તવમાં પશ્ચિમના જડવાદે માનવીના મન ઉપર મજબૂત કાબુ મેળવ્યો છે. આજ માનવીએ પોતાની માનવતા ગુમાવી છે – ધર્મ ગુમાવ્યો છે–કર્મ ગુમાવ્યાં છે. વાસનાઓની ઈન્દ્રજાળમાં એ એવો ફસાઈ ગયો છે કે એની શાંતિ–એના ચિત્તની પ્રસન્નતા એના આત્માની ઉન્નતિ એ ક્યાંય મેળવી શકતો નથી. અમૃતનાં તો દર્શન પણ કરી શકતો નથી અને પરિણામે ઝેરને અમૃત માની એનું પાન કરી પોતાના વિનાશને એ નોતરે છે.

તે જમાનો સાદાઈનો હતો. જીવનના દરેક ક્ષેત્રમાં સાદાઈ જ પ્રવર્તતી હતી. શિક્ષણ પણ આજના જેવું આડંબરી અને ખર્ચાળ ન હતું. છતાં એની પાછળ વિદ્યાર્થીના ઉત્કર્ષનું ધ્યેય હતુ. શિક્ષકોમાં પોતાના ગુરુધર્મનું ભાન હતું–સેવાની વૃત્તિ હતી–કર્તવ્યપરાયણતા હતી.

આજના શિક્ષણ પાછળ કોઈ નિશ્ચિત ધ્યેય નથી. આજની કેળવણી લોર્ડ મેકોલેના કહેવા મુજબ ' ગુલામો ' પેદા કરવાની કેળવણી છે. અને તેથી આજનું શિક્ષણ ગુલામી, સ્વચ્છંદતા, નિરંકુશતા આદિ વૃત્તિઓ જન્માવે છે.

પણ હવે એ શિક્ષણના ક્રમમાં પરિવર્તન થવાનો સમય આવી લાગ્યો છે. આપણી કોંગ્રેસ સરકાર વહેલી તકે કેળવણીના પાયામાં રહેલો સડો સાફ કરનાર છે. અને આપણા શિક્ષણના ક્ષેત્રમાં ક્રાંતિ થઇ પુનઃ આપણે અને આપણાં બાળકોને આપણી સાચી સંસ્કૃતિ–આપણો સાચો ઇતિહાસ અને આપણા સાચા ધર્મનું શિક્ષણ આપશે.

બહેચરદાસને એ નાનકડી શાળામાં જે શિક્ષણ મળ્યું એ શિક્ષણે એમને આજે મહાપુરૂષ બનાવ્યા. સાચા ગુરુ સદા માટીમાંથી માનવી સર્જે છે. બહેચરદાસના શિક્ષાગુરૂઓએ પણ ખરેખર એમના શિક્ષણના પાયા જાણે એવા મજબૂત કર્યા કે આજે ગુજરાતને તેઓ પોતાનો એક સાધુ–શિષ્ય આપી ગયા. એમાંના એક મુખ્ય શિક્ષકનું નામ હતું સદાશિવ દલસુખરામ. તેઓ જાતે બ્રાહ્મણ હતા. બીજા શિક્ષકનું નામ હતું લખુભાઇ સદાભાઇ. તેઓ જાતે ક્ષત્રિય હતા.

સાચું શિક્ષણ તો સંસ્કારની સુંદર જ્યોત છે. એ લ્હાણ મળતાં માનવી પોતે પ્રકાશમાન થઇ બીજાનાં જીવન ઉજાળવા પણ શક્તિમાન થઈ શકે છે.

બહેચરદાસનું પ્રાથમિક શિક્ષણ એમના જીવનના ઉત્કર્ષમાં સારો ફાળો આપી શક્યું.

ચલાવી શકતો. પરંતુ માનવીનાં હૈયાને એકલી શકે છે? સુખી બનાવી શકે છે? ઉન્નત પ્રફુલ્લિતતાનો, એના સુખનો, એની ઉન્નતિ વૃત્તિ ઉપર અવલંબે છે. એના આત્માના સં·

શૈશવ કાળમાં નથી હોતા રાગદ્વેષના દ્વંદ્વો. એમાં તો જીવનની ખરી સરળતા જ હોય છે. પણ જેમ જેમ વય વધતું જાય છે; માનવી – માનવીનો સહવાસ વધતો જાય છે — વિચારશક્તિ વિકાસ પામતી જાય છે તેમ તેમ ‘ મારા ’ ‘ તારા ’ની ભાવના મૂર્ત સ્વરૂપ લેતી જાય છે અને પછી તો જગતની હવા લાગતાં – બાળપણની નિર્દોષતા ઓસરતી જાય છે. એનું જીવન નવા વાઘા ધારણ કરે છે – અને એ વાઘા વાતાવરણમાંથી ઝીલેલાં પ્રતિબિંબોમાંથી તૈયાર થયા હોય છે. ગોગી મમી બાલજીવનની નિર્દોષતા અદૃશ્ય બને છે. એનું શરમાળપણું પણ અદૃશ્ય થાય છે.

## : ૪ :

## સ્વભાવ



**સ્વ.** કવિવર ન્હાનાલાલે એક સ્થળે કહ્યું છે :

> ' જડ જેવી પૃથ્વીને પાટલે;
> બાળકો ચેતનના ફુવારા છે;
> જળભર વર્ષાની વાદળીઓ છે;
> મનુકુળના ભાવિ ભંડાર છે;
> આશા છે, ઉત્સાહ છે:
> બાળકોનો મહિમા મહાન છે '

કવિવરનું એ દર્શન સાચું છે. બાળકોની નિર્દોષતા, મસ્તી, આનંદ કુટુંબીઓને એમના ભાવિ માટે આશા આપે છે—ઉત્સાહ આપે છે. વડીલો ' ચેતનના ફુવારા ' સમા બાળકોના ઉજ્જ્વળ ભાવિની કલ્પનાઓ કરતાં એમને ઉછેરે છે.

શૈશવ કાળમાં નથી હોતા રાગદ્વેષના દ્વંદ્વો. એમાં તો જીવનની ખરી સરળતા જ હોય છે. પણ જેમ જેમ વય વધતું જાય છે; માનવી – માનવીનો સહવાસ વધતો જાય છે — વિચારશક્તિ વિકાસ પામતી જાય છે તેમ તેમ 'મારા' 'તારા'ની ભાવના મૂર્ત સ્વરૂપ લેતી જાય છે અને પછી તો જગતની હવા લાગતાં – બાળપણની નિર્દોષતા ઓસરતી જાય છે. એનું જીવન નવા વાઘા ધારણ કરે છે – અને એ વાઘા વાતાવરણમાંથી ઝીલેલાં પ્રતિબિંબોમાંથી તૈયાર થયા હોય છે. યોગી સમી બાલજીવનની નિર્દોષતા અદૃશ્ય બને છે. એનું ગરમાળપણું પણ અદૃશ્ય થાય છે.

તે વખતના બહેચરદાસના સહાધ્યાયીઓમાં વીરચંદ કરસનદાસ, લલ્લુ કરસનદાસ, ગોવરધન છોટાલાલ, કેસરલાલ કસ્તુરચંદ, વીરચંદ છગનલાલ, ફુરજી અલારખ (મુસ્લીમ ઘાંચી) વગેરે હતા. આ સહાધ્યાયીઓ પૈકીના કેટલાક હાલ હયાત હોઇ વિદ્યાવિજયજી પ્રત્યે ખૂબ શ્રદ્ધા અને ભક્તિભાવ દર્શાવે છે.

અમથાલાલના માથીદારોમાં શેઠ કરસનદાસ અને દામોદરદાસ મુખ્ય હતા. એ બને વ્યક્તિઓએ અમથાલાલ સાહેબામાં જ્યાં સુધી હતા, ત્યાં સુધી તેમના કુટુંબ સાથે ગાઢો સંબંધ રાખ્યો હતો.

બાળક સમજણું થયા પછી એનામાં અમુક પ્રકારનું અભિમાન પ્રવેશે છે — પોતાની કૌટુમ્બિક પરિસ્થિતિ અનુસાર પિતા શ્રીમંત હોય તો બાળકમાં શ્રીમંતાઇનો ગર્વ નરી આવે છે. પિતા સત્તાધીશ હોય તો બાળકમાં પણ સત્તાની કંઇક ખુમારી પ્રગટે છે.

અમથાલાલનું ગામમાં સારૂં માન – સન્માન હતું. એ રાજ્ય અને પ્રજાની સાંકળ જેવા હતા. એમનું ઘર સૌને માટે વિશ્રામસ્થાન હતું.

બહેચરદાસની ઉંમર દશ – બાર વર્ષની હતી તે વખતે જો કે એનો સ્વભાવ શરમાળ અને બીકણ હતો પણ પોતાના પિતાજીની સત્તા અને સામર્થ્યને કારણે તે વખતે એ કિશોરમાં પણ અભિમાનની રેખાઓ જન્મી હતી.

જીવનમાં બહુ ભુરો ભાગ ભજવે છે. એ વાત દરેક માતાપિતાએ ધ્યાનમા રાખવા જેવી છે.

અહેચરદાસ પણ લાલન પાલનમાં ઉછર્યા છતાં પોતાના પિતાજી અને ગુરૂઓને પ્રતાપે એવા કોઇ પણ દુર્ગણમાંથી મુક્ત રહી શકયો હતો. પિતાજી અને ગુરૂઓના અંકુશ ઉપરાંત પિતાના મિત્ર કરસન કાકાનો ભય પણ ભારે હતો. તેઓ કેટલીક વખત પોતાના બંને પુત્રો – વીરચંદ અને લલ્લુ સાથે અમથાલાલને ત્યાં આવતા અને ત્રણે વિદ્યાર્થીઓને પાસે બેસાડીને પ્રશ્ન પૂછતા :

એમનું વય તેર વર્ષનું હતું તે વખતનો આ પ્રસંગ છે. તેર વર્ષનો એક કિશોર પાણીદાર ઘોડીની લગામ કાબુમાં રાખી એના ઉપર સવાર થઇ એ પવનપાંખાળીને દોડાવતો દોડાવતો દૂર દૂર સંચરે એ કુમળા કિશોરમાં કેટલી તાકાત હશે તે કલ્પી લ્યો.

આજના કિશોરોમાં અને યુવકોમાં સ્ત્રૈણ્ય આવી ગયું છે. જીવનની રહેણી કરણીમાં મર્દાનગીને બદલે નાજુકતાએ પ્રવેશ કર્યો છે. આજના કેટલા જુવાનો આવી માણકીઓ ઉપર સવાર થઇ જીવનની સાચી મોજ માણે છે? આજે તો એ સ્થળ સાયકલે લીધું છે. માનવજીવનમાં અજબ પરિવર્તન થઇ રહ્યું છે પણ એ પરિવર્તન માનવીને કયી દિશાએ ઘસડી જાય છે તે જોવું જોઇએ. આત્મા અને દેહના ઉત્કર્ષ માટે જ માનવીના જીવન પ્રયત્નો હોવા જોઇએ જેથી દેશ અને પ્રજાને કંઇક જીવન તત્વો સાંપડે.

વિજયાદશમીના એ ધન્ય દિવસે બેચરદાસ ઘોડીને નદીએ નવરાવવા લઇ ગયો હતો. પાછા ફરતાં ઘોડી ચમકી અને પાછલાં બે લાતો મારી. અને ઘોડીની લાત વાગે તો શું પરિણામ આવે એ તો સહેજે કલ્પી શકાય એવી વાત છે. એક લાત બેચરદાસના મોંને વાગી અને બીજી છાતી ઉપર. છાતીમાં તો એવી સજ્જડ ચોટ લાગી કે એ કિશોર મૂર્છિત થઇ જમીન ઉપર પડકાઇ પડયો. એના ગુરુજી લખુભાઇના ધર્મપત્ની—ગુરુપત્ની તે વખતે નદીએ કપડાં ધોતાં હતાં. પોતાના ક્લાસમાંના વિદ્યાર્થીના આવદશા જોઇ તેઓ દોડી આવ્યાં અને કિશોરને પોતાના ખોળામાં લીધો. થોડી દોડીને માધા અમથાલાલની દુકાને જઇ પહોંચ્યા અમથાલાલ સમજી ગયા કે નક્કી ઘોડીએ કંઇ તોફાન કર્યું છે.

બધા લોકો નદી કિનારે જમા થયા હતા. અમથાલાલ પણ આવી પહોંચ્યા. તેઓ બેચરદાસને ઘેર લઇ ગયા. આખા ગામમાં હાહાકાર થઇ

ગયો. તે દિવસે દશેરાની સવારી નીકળવાની હતી તે માનની ખાતર બંધ રાખવામાં આવી હતી.

તે જમાનામાં આજના જેટલા વૈદ્ય કે દાકતરો ન મળે. અને તેમાં ય સાઠંબા ગામમાં તો કોઇ સમ ખાવાને ય વૈદ્ય–દાકતર ન હતો. પ્રસંગોપાત્ત સુંઠ, મરી ને જાવત્રીનો ઉકાળો અનુભવીઓ બનાવી જાણતા. બહેચરદાસને વાગેલા ભયંકર ઘા ઉપર એક અનુભવી હજામના ઇલાજ કરાવવામાં આવ્યા. એણે બે ત્રણ મહિના સુધી કોઇ ખાસ વનસ્પતિની પટ્ટીઓ બાંધી ને ઘાવ રૂઝવ્યો. પણ એ ચોટનુ નિશાન આજે પણ વિદ્યાવિજયજીના હોઠ ઉપર મોજુદ હોઇ કાયમનું સ્મરણ બની ગયું છે.

:૫:

## પિતાજીનું સુખદુ:ખ



કહેવાય છે કે અમથાલાલે જ્યારે સાદંબામાં પ્રથમ પદસંચાર કર્યો ત્યારે એમની સ્થિતિ ઘણી જ દીન હતી. એમની પાસે કોઈ પણ જાતનાં સાધન ન હતાં. પણ માણસ પ્રયત્નથી શું નથી કરી શકતો? સાદંબામાં આવ્યા પછી એક દાયકામાં તો અમથાલાલના નસીબનું પાદડું ફરી ગયું. કિસ્મતે એમને સારી યારી આપી અને એમની સ્થિતિમાં પણ સારું પરિવર્તન થયું—તેઓ ખાધે પીધે ઠીક થયા. પોતાનો સંસાર વ્યવહાર ચલાવવા માટે જરૂરિયાત પૂરતું દ્રવ્ય તેમને મળતું ગયું. કીર્તિ પણ ઝળહળવા લાગી.

પણ એકલી સંપત્તિ સુખ નથી લાવતી. એની સાથે જીવનના સુસંસ્કારોની પણ જરૂર હોય છે. એ હોય તો જ આવેલી સંપત્તિ દ્વારા સારાં કાર્યો સુઝે છે નહિ તો માનવી પાસે એ સંપત્તિ અનેક અનર્થો કરાવે છે.

ખરું જોતાં સાધનો એ સુખ નથી પણ સુખદુઃખનો બધો આધાર માનવીની મનોવૃત્તિ ઉપર અવલંબે છે. સાચું સુખ તો તે જ પામે છે કે જે સુખ અને દુઃખમાં–લાભ અને હાનિમાં સદા સ્થિરવૃત્તિથી રહે છે.

અને ભતૃહરિએ કહ્યું છે તેમ'

निन्दतु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविषतु गच्छतु वा यथेष्टम
अद्वैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति पद न धीराः ।

એ રીતે સુખદુઃખને સરખા માનીને ગરીબાઇ કે અમીરાઇમાં પણ ડાહ્યા માણુસો પોતાની ફરજ ચૂકતા નથી. અને ખરા સુખી તે જ કહેવાય છે.

આમ તો અમથાલાલ એ રીતે સુખી કહી શકાય પણ એમની કૌટુમ્બિક સ્થિતિ સારી ન હતી. એમના ભાઇ રક્તપિત્તના રોગી હતા. ભોજાઇ પાગલ હતી. એટલે અમથાલાલનું જીવન કસોટી રૂપ હતું. છતાં પ્રજામાં અને રાજદરબારમાં એમનું સારું સન્માન હતું–પ્રતિષ્ઠા હતી–મોભો હતો. સૌ સલાહ સંપ માટે તેમની પાસે આવતા. એમનામાં વ્યવહાર કુશળતાનો એક સુંદર અને મોટો ગુણ હતો અને સૌ કોઇને પોતાના તરફ આકર્ષવાને માટે તે પૂરતો હતો.

એક પ્રસંગ નોંધવા જેવો છે. એક દિવસ કિશોર ખુશેરદાસ શાળામાંથી સાંજે ઘેર આવ્યો ત્યારે એણે કેટલાક સિપાઇઓને પોતાના ઘરની તપાસ કરતા દીઠા, અમથાલાલ બહાર બેઠા હતા. કેટલોક સામાન

બહાર આમતેમ પડેલો હતો. તપાસ કરતાં જાણ્યું થયું કે કોઈએ તેમના ઉપર દાવો કર્યો હતો. તેને કારણે આ પ્રસંગ આવ્યો હતો. પણ બહાર અમથાલાલ જઈને આવ્યા અને તેમના આવ્યા બાદ બધો સામાન ઘરમાં પાછો મૂકી દેવામા આવ્યો અને સિપાઈઓએ વિદાય લીધી.

એ સમયમાં જનતામાં રાજા—રાજ્યાધિકારી કે પોલીસનો એટલો બધો ભય સેવાતો હતો કે કોઈને બારણે પોલીસ આવે તો એ ભયંકર વાત ગણાતી. પોલીસનું નામ સાંભળી જનતા કંપી ઉઠતી.

અમથાલાલને દરબાર સાથે પણ કયારેક ટક્કર ઝીલવી પડતી. તે વખતે સાણંદમાં ઠાકોર જિજ્ઞસિંહજીનો અમલ હતો. તેઓ બપોરના સમયે કોક કોક વખત અમથાલાલની દુકાને આવીને બેસતા, સૂતા અને અમથાલાલ, કરસનદાસ અને દામોદરદાસ સાથે દુનિયાભરની વાતો કરતા.

આપણામાં એક કહેવત છે કે

**राजा मित्रं केन दृष्टो श्रुतो वा**

રાજા કોઈનો મિત્ર બન્યો હોય એવું કોઈએ દેખ્યું કે સાંભળ્યું છે!

ગુજરાતીમાં પણ એક એવી જ કહેવત છે “ રાજા વાજાં અને વાંદરા ” આ ત્રણને મિજાજ ગુમાવતા વાર નથી લાગતી. તે વખતના સાધારણ સ્થિતિના નાના નાના જમીનદારો કે ઠાકોરો પોતાની સત્તાના મદમાં સદા મસ્ત રહેતા.

એક પ્રસંગ એવો બન્યો હતો કે શેઠ કરસનદાસ અને દામોદરદાસને ઠાકોર સાહેબના જુલ્મને કારણે પોતાનાં મકાનો ખાલી કરી નાસવું પડયું હતુ—હિજરત કરવી પડી હતી. પાછળથી એક બીજા વચ્ચે સમજુતી થતાં તેઓ ગામમાં પરત આવ્યા હતા.

ઘણીવાર ઠાકોર સાહેબ અને પ્રજા વચ્ચે પણ અથડામણો થતી અને એજન્સીના પોલીટીકલ એજન્ટની પાસે ફરિયાદો નોંધાતી.

રાજકુટુંબમાં ઠાકોર જ્યારે મોટું જમણ કરવાનો પ્રસંગ આવતો ત્યારે દરબાર તરફથી હુકમ નીકળતો કે આટલું ઘી, સાકર, પ્રજા તરફથી મળવું જોઈએ. એ ફરમાનનો અમલ કરે જ છુટકો અને જો કોઈ એ હુકમ ન માને તો પોલીસ દ્વારા સખત પગલાં લેવામાં આવતાં. જ્યારે આવા ઝઘડાઓના પ્રસંગો ઉપસ્થિત થતા ત્યારે અમથાલાલ બંને વચ્ચેની કડી બની જઈ સમાધાન કરાવતા.

: ૬ :

## છપ્પનિયો દુષ્કાળ



દેશમાં છપ્પનિયાનો ભયાનક દુકાળ પડ્યો તે વખતે બહેચરદાસનું વય તેર વર્ષનું હતું. આ દુકાળે ઘણાને હેરાન પરેશાન કરી મૂકેલા. અનાજનો ત્રાસ દેશને ભરખી રહ્યો હતો. માનવીની માનવતાએ માઝા મૂકી હતી. જીવનમાંથી રસકસ સુકાઈ ગયો હતો. ધરતી પણ જાણે રસકસ વિહોણી બની ગઈ હતી. જાણે કુદરતનો કોપ જ દુકાળનું મૂર્તિમંત સ્વરૂપ લઈ ન ઊતર્યો હોય! સમસ્ત ગુજરાતમાં પાણીનું ટીપું ન મળે. માનવી આશાથી ટકી શકે છે.

'આશા એ તો મધુર કડવો અંશ છે જિંદગીનો' (કલાપી)

મેઘરાજ હમણાં મહેર કરશે—હમણાં ધરતીને લીલીછમ બનાવશે. ધરતીની વાદળીઓ આવી આજ વર્ષશે—કાલ વર્ષશે એમ જનતા મેઘજીની રાહ જોતી જ ગઈ. જેઠ ખાલી ગયો. લોકોએ ધાર્યું કે અષાઢમાં

આવશે પણ અષાઢ પણ કોરો કરકડતો વીત્યો. જનતાને લાગ્યું કે શ્રાવણ ખાલી નહિ જ જાય. સામાન્ય રીતે એક કહેવત ચાલી આવી છે કે વરસાદ બીજા વખતમાં પડે કે ન પડે, જૈનોનાં પર્યુસણમાં તો જરૂર આવે છે. પણ અનુભવ સિદ્ધ એ લોકોક્તિ પણ આ વર્ષે સાચી ન પડી. ભાદરવો વીત્યો. આમો ઉતર્યો પણ ચોમાસું માત્ર ખાલી ગયું. છપ્પનિયાનો દુષ્કાળ એવો પડ્યો કે માનવીને માથે આફતો તૂટી પડી. રેલ્વે દ્વારા દુષ્કાળવાળા ભાગોમાં અનાજ પહોંચાડવાની વ્યવસ્થા જો કે કરવામાં આવી હતી. શ્રીમંતોએ અનાજના દાન દેવા માંડયાં હતાં. પ્રત્યેક સુખી સંસારી પોતાના ગજા પ્રમાણે ગરીબોને કાચુ પાકું અનાજ આપતા.

આજના જેવી કાળા બજારિયા નીતિ તે વખતે શ્રીમંતોમાં ન હતી. આજે તો લાખો ભાઇ બ્હેનો ભૂખે મરે: પહેરવાને વસ્ત્રો ન મળે છતાં માનવીએ માનવતાને દૂર રાખી કાળા બજારો દ્વારા પૈસા કમાવાની જે અધમતા કરી છે તેને ઇશ્વર કદી માફ કરવાનો નથી. આવી અધમતા તે વખતે નહોતી.

દુકાળિયાઓ હાલતાં ચાલતાં કાચું માંસ ખાતા જોવામાં આવતા. ગામની બહાર માનવીઓનાં મડદાં અને હાડકાં – ખોપરીઓ ઠેકઠેકાણે દષ્ટિ-ગોચર થતી.

દુકાળિયાઓને જુદી જુદી જગાએથી ખાવાનું અપાતું. એવા અન્નક્ષેત્રોમાં અમથાલાલની દુકાનનો પણ સમાવેશ થતો.

કવિ વલ્લભ ભટ્ટે પોતાના કલિકાળના ગરબામાં વર્ણન કર્યું છેઃ—

કલિજુગ આવ્યો કોપતો, હો બહુચરી! કરવાને સંહાર;
લાજ મર્યાદા લોપતો, હો બહુચરી! ભ્રષ્ટ કરવા આચાર.
દુર્મતી દીધી દેશને, હો બહુચરી! સુખ કરાવ્યાં ત્યાજ;
વિપરીત ધારી વેષને, હો બહુચરી! કલિ કરે છે રાજ.
પ્રથમ પહાણ વરસાવિયા, હો બહુચરી! પછે પૃથ્વી ડૂબાઈ;
કાળે દુકાળે આવિયા, હો બહુચરી! પ્રજા ન પ્રોછે કાંઈ.
કુમારગ સૌ ઉલટે, હો બહુચરી! તજી સુમારગ પંથ;
કરે કુકર્મ ફૂલે ઘટે, હો બહુચરી! અરે ન આવે અંત.
ધરમ ગયો ધરણી ધસી, હો બહુચરી! પુણ્ય ગયું પાતાળ;
પાપ રહ્યું સઘળે વસી, હો બહુચરી! નરનારી વૃદ્ધ બાળ.
માણસ જ્યાં ઘણાં મૂવાં, હો બહુચરી! પરાં શહેર નદીપાર;
કંઈક મંદિર ખાલી હુવાં, હો બહુચરી! ભૂ ભાસે ભયકાર.

ખરેખર કવિનાં એ વર્ણનમાં, દેશમાં આ સમયે બનતા બનાવોનાં સાચા પ્રતિબિંબ જોઈ શકાય છે.

છપ્પનિયાના દુષ્કાળ વખતે દેશ ભારે મુસીબતોમાંથી પસાર થઈ રહ્યો હતો. આજે આપણો દેશ અનાજની જે તંગી ભોગવી રહ્યો છે તેથી અનેક ઘણી તંગી તે વખતે પ્રજાને ભોગવવી પડતી. તે જમાનો જોનારી

આજે પણ કેટલીક વ્યક્તિઓ મોજુદ છે અને જ્યારે આપણે એ વખતની પરિસ્થિતિનાં વર્ણન એમની પાસેથી સાંભળીએ છીએ ત્યારે તો કલેજું કંપાવી નાંખે એવી વેદના રોમરોમમાં વ્યાપી જાય છે.

અમથાલાલને પણ આ સમયે પોતાની કમાયેલી સંપત્તિ જતાં દેવું થયેલું પણ એ વાત જાહેરમાં બહુ ઓછા જાણતા. અને એમ એમની આબરૂ જળવાઈ રહી હતી.

પરિભ્રમણ કરે છે. તેમનો નિર્વાહ ભિક્ષાવૃત્તિથી ચાલે છે. તે પચન–પાચનની ક્રિયા કરતા નથી. વનસ્પતિ, કાચું પાણી, અગ્નિ વગેરેનો ઉપયોગ પણ એ નથી કરતા. ઓછામાં ઓછી જરૂરિયાત પ્રમાણે પોતે વસ્ત્રો રાખે છે. માલીકીનું મકાન, ખેતર કે એવી બીજી કોઈ અસક્યામત એમને હોતી નથી. પાત્ર પણ લાકડાનાં જ રાખે છે. તાંબા, પિત્તળ, સોનુ, ચાંદી આદિ ધાતુની કોઈ વસ્તુ એ રાખતા નથી. એમનું ધ્યાન નિરંતર તપશ્ચર્યા અને ધર્મોપદેશમાં રહે છે.” આટઆટલો ત્યાગ, આટઆટલી વૈરાગ્યભાવના અને તપશ્ચર્યા સાચા સાધુ બનેલા માનવીને જરૂર દેવ બનાવે.

દહેગામમાં જે શ્રીપૂજ્ય રહેતા તેમનું નામ ' ચુન્નીલાલજી ' હતું. એમનું યતિ તરીકેનું નામ ' ચંદ્રસિંહ સૂરિ ' હતું,

અમથાલાલ એ યતિ પ્રત્યે સારો ભક્તિભાવ દર્શાવતા. સાકંબાથી જ્યારે અમથાલાલ દહેગામ આવતા ત્યારે શ્રીપૂજ્યનાં દર્શન અવશ્ય કરતા.

શ્રીપૂજ્ય પોતે વિદ્વાન પણ હતા અને એમનો સ્વભાવ શાંત અને વિનમ્ર હતો.

એક પ્રસંગે હિમ્મતવિમલજી નામના એક સાધુ દહેગામ પધાર્યા હતા. અમથાલાલ એમનાં દર્શને ગયા અને તેમને સાકંબા પધારવા વિનંતિ કરી હતી. પરિભ્રમણ કરતાં કરતાં હિમ્મતવિમલજી સાકંબા આવી પહોંચ્યા. રાતનો સમય હતો.

ગામ બહાર આવેલા એક શિવમંદિરમાં તેમણે પોતાનો મુકામ કર્યો.

સાકંબાની ધરતી ઉપર એક ત્યાગી જૈન સાધુના પગલાં પડવાનો આ પહેલો જ પ્રસંગ હતો. એમના આગમનને જૈનોએ અંતરના ઉમળકાથી વધાવી લીધું હતું. જાણે સાકંબાને આંગણે સોનાનો સૂરજ ઊગ્યો. પ્રજા કલ્યાણક મુનિરાજનાં પગલાં પડે ત્યારે ભાવિક ભક્તોનાં અંતર આનંદથી જરૂર નાચી ઊઠે છે.

સવારમાં ગામમા એક વાત ફેલાઇ. લોકો તો સાંભળીને ચકિત થયા. ઘર ઘરમાં મુનિરાજના ચમત્કારની–એમના પ્રભાવની વાતો થવા લાગી.

સૌ કોઇ કહેતું:

' રાતના મુનિમહારાજ પાસે વિકરાળ સિંહ આવ્યો હતો અને એમને વંદન કરીને ચાલ્યો ગયો હતો. '

માનવીની શ્રધ્ધા એને ગમે તેવી અશક્ય વાતો પણ માનવાને મજબૂર કરે છે. શ્રધ્ધા એ એવી વસ્તુ છે કે એનું બળ અમાપ છે. અને એ સમર્થ પણ શ્રધ્ધાનો હતો.

બહેચરદાસ તથા બીજા બાળકો મુનિરાજ પાસે આખો દિવસ બેસી રહેતા. મુનિરાજ એમને હસાવતા અને કથા વાર્તાના પ્રસંગો કહી સંભળાવતા. ગોચરીને સમયે, સૌ બાળકો મહારાજનો હાથ પકડી પોતપોતાને ઘેર લઈ જવાની હોંસાતુસી કરતા.

જૈન મુનિઓ પોતાની સાથે રજોહરણ રાખે છે. આ રજોહરણ ઊનનું બનેલું હોય છે અને ઊઠતાં બેસતાં કોઈ જીવને ઇજા ન પહોંચે તે માટે તેનાથી સાફ કરવાના કામમાં પોતે એનો ઉપયોગ કરે છે.

એક દિવસ બહેચરદાસે અમથાલાલને પૂછ્યું: 'બાપુ! આ મહારાજ બગલમાં માટલું શા માટે રાખે છે!'

અમથાલાલે જવાબ આપ્યો: 'દીકરા! એ માટલું નથી પણ

હતી. કોઇ કહેતું : 'હા!' કોઇ કહેતું 'ના!' આજ આપણે જોઇ શકીએ છીએ કે એ મુનિરાજ પાસે એક બાળક તરીકે નિર્દોષ ભાવે રમતા બહેચરદાસે જાણે ભૂતકાળની એ પ્રેરણા ઝીલી હોય! — મુનિરાજ વિદ્યાવિજયજી બનીને.

સાણંદ ગામ આમ તો નાનું હતુ છતાં ત્યાં એક મંદિર હતું. ત્યાં પૂજન, પાઠ આદિ ધાર્મિક વિધિ થયા કરતા.

આમ લોકોની ધાર્મિક ભાવના તે સમયમાં સારી હતી. લોકો સરળ સ્વભાવના અને વિવેકી હતા. તેમનાં હૃદયમાં દયા અને શ્રદ્ધાનો વાસ હતો. પોતાના નજીવા સ્વાર્થ માટે બીજાના સેંકડો રૂપીઆનું નુકસાન કરવાની વૃત્તિ એમનાં હૈયામાં જરા યે ન ઉદ્ભવતી.

તે સમયમાં આજનાં જેવા નાટક, સિનેમા ન હતાં. જો કે મોટાં શહેરોમાં નાટક મંડળીઓ પ્રવેશ કરી ચૂકી હતી. પરંતુ ગામડાંઓમા એવો પવન વાયો નહતો.

વર્ષમાં એકાદ બે વખત 'તરગાળાઓ' ભવાઇના પ્રયોગો કરી જનમનરંજન કરી જતા. તેઓ જાહેર સ્થળે સ્વાંગો ભજવી બતાવતા. કાળી માતાનો વેષ બાબાજીની મઢી, વાણીનો સ્વાંગ, લુહાર, સુથાર આદિનો વેષ, પણ ભજવાતો. આ બધા સ્વાંગો ભજવાતા પણ તેમાં આજના જેવું બીભત્સ—તત્વ નહોતું. શૃંગારનો અતિરેક એમાં કદી જ નહોતો થતો.

: ૮ :

## અનાથતા



બહેચરદાસનું વય પંદર વર્ષનું હતું ને વિદ્યાભ્યાસ ચાલતો હતો. વિદ્યાર્થી અવસ્થાનો આનંદ ઓર હોય છે. શિક્ષણ લેતાં માયા વિદ્યાર્થીનું હૃદય સદા પુલકિત બને છે.

એક દહાડો એક માણસ બહેચરદાસને બોલાવવા માટે નિશાળે આવ્યો અને કહ્યું : ' બહેચર ! ચાલ તને તારા બાપુ બોલાવે છે. '

અને શાળામાંથી રજા લઈ બહેચરદાસ ઘેર જવા માટે રવાના થયા. શેરીમાં દાખલ થતાં જ રુદનના સૂર એને કાને પડ્યા. અને મહોલ્લાના લોકોને રોતા જોઈ બહેચરદાસનાં હૈયામાં પણ કરુણા વ્યાપી ગઈ. વાતાવરણમાં રુદન સિવાય બીજું કાંઈ – દેખાતું નહિ. બહેચરદાસે વિચાર્યું કે એવી તે શી ઘટના બની હશે ? પણ હૈયામાં એટલી બધી મુંઝવણ વ્યાપી ગઈ કે કોઈને પણ કંઈ પૂછી ન શકાયું અને જ્યાં ઘરને આંગણે પગ

મૂકયો ત્યાં એણે પોતાના પિતાને ગેના નિહાળ્યા. અને જાણ થઇ કે પોતાની બ્હેનના સ્વર્ગવાસના સમાચાર એના સાસરેથી આવ્યા છે. યુવાન પુત્રીના સ્વર્ગવાસે પિતાના હૃદયને આઘાત લાગે એ સ્વાભાવિક છે. માતાના ગુજરી ગયા બાદ બ્હેને જ ભાઇનું લાલન પાલન કર્યું હતું. એ બ્હેન પિતાને માટે આશ્વાસનનું સ્થાન હતું. ભાઇને માટે વિશ્રામનું સ્થાન હતું. એ બ્હેન ઘણી પ્રતિભાવંતી હતી. એની પ્રતિભાને અંગે રાજકુટુંબમાં, નાતિ સમુદાયમાં સૌ કોઇ એને આદર આપતું. એ જ્યારે બોલતી ત્યારે જાણે એની વાણીમાં બુલબુલ બોલતાં. શ્વસુરગૃહની તો લાડકી થઇ ગઇ હતી. એનો પડયો બોલ ઝીલવા સૌ કોઇ તત્પર થઇ જતા. વધારે આશ્ચર્યની વાત તો એ હતી કે બ્હેનની બિમારીના કોઇ જાતના સમાચાર આવ્યા ન હતા. અને આ ઓચિંતું કેમ બન્યું ? હજુ તો થોડાક જ દહાડા પહેલાં બહેચરદાસ બ્હેનને ઘેર જઇ આવ્યા હતા. તે વખતે તો એના નખમાં યે રોગ ન હતો. મૃત્યુના સમાચાર મળતાં ઘણી નવાઇ લાગી-ઘણું દુઃખ થયું. જાણે બાપદીકરા ઉપર વીજળી ન પડી હોય. બંનેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો ઝરવા લાગ્યો. સ્વજનોના વિયોગ સદા દુઃખમય હોય છે—એ દુઃખની કલ્પના કરવી અશક્ય છે.

અને અમથાલાલના હૈયાને આ કરુણ સમાચારે જબરો ફટકો માર્યો. એમનું તો હૈયું જ જાણે ભાંગી ગયું. જાણે અણધારી આફત આવી પડી. અને પરિણામે તે જ દિવસથી એ માંદા પડયા. પથારીવશ થયા. અને એમની એ બિમારી દિનપ્રતિદિન વધવા લાગી. ઘરમાં બહેચરદાસ અને અમથાલાલની બ્હેન જીવી કોઇ સિવાય કોઇ ન હતું. આ સમાચારની જાણ એમની બ્હેનને સાસરે કરવામાં આવી. પિતાજીની માંદગીની ખબર મળતાં બહેચરદાસની બ્હેનના દીકરાને લઇ સ્વ. ચંચળ બ્હેનના જેઠ આવી પહોંચ્યા. સૌ કોઇએ અમથાલાલની સારી

સેવા સુશ્રુષા કરી પણ બિમારી વધતી ગઇ. અને બઙેચરદાસના હૈયામાં વ્યગ્રતા વ્યાપી. આખું યે વાતાવરણ દુઃખમય બની ગયું.

જે તિથિએ ચંચળબહેનનો સ્વર્ગવાસ થયો હતો તે જ તિથિએ-ખરોખર એક મહિના બાદ અમથાભાઇનો પણ સ્વર્ગવાસ થયો અને પિતાનો સ્વર્ગવાસ થતાં બઙેચરદાસે માથાનું છત્ર ગુમાવ્યું; પણ બઙેચરદાસની અનાથતા માટે ક્રૂર વિધાતાને ઓછી જ લાગણી હતી. એણે તો એનું કાર્ય કર્યું.

માનવીને જ્યારે દુઃખ આવે છે ત્યારે ચોગરદમથી આવે છે. જાણે એ દુઃખનો સમય એની કસોટી રૂપ બની જાય છે. ગમે તેવો પુરૂષાર્થી હિંમતવાન માનવી પણ એવા સંજોગોમાં લાચાર બની જાય છે. એની બુદ્ધિ બહેર મારી જાય છે.

જેની જગતમાં જોડ જડે એમ નથી—એવી માતા બાલ્યકાળમા જ ચાલી ગઇ હતી. બહેન અને પિતાજી પણ એ જ માર્ગે પરવર્યા હતા જેની સાથે બાલ્યવયમાં કિલ્લોલ કર્યો હતો એવી એકની એક બહેન પોતાને છોડીને જાય—જેની છત્રછાયામાં પોતે ઉછરીને મોટો થયો હોય એવા પિતાજી નિરાધાર દશામાં મૂકીને પરલોક પંથે પ્રયાણ કરે એ ઘટના કેટલી દુઃખદ હતી. અને છતાં એ દુઃખદ ઘટના યાદ કરીને બઙેચરદાસને સંસારમાં પોતાનું ગાડું ગબડાવવાનું હતું, અને પોતાની અનાથતા સાલતી હતી.

: ૯ :

## દેહગામમાં



બહેચરદાસ સાંબા છોડી દેહગામ આવ્યા ત્યારે તેમનું વય પંદર વર્ષનું હતું. બહેચરદાસને હવે સ્વાર્થી સગાંઓને આધીન થવું પડ્યું. સંસારના ચિત્રવિચિત્ર રંગો જોવાની હવે શરૂઆત થઈ.

યદ્યપિ બહેચરદાસનું મુખ્ય રહેઠાણ મોસાળમાં હતું, પરન્તુ ક્યારેક બહેન વિઠોણા બનેવીને ત્યાં હરખજીના મુવાડે રહેતા. અને ક્યારેક દેહગામમાં જે કોઈનું ઘર હતું ત્યાં પણ જતા. માતાની માતા – દાદીમા હજુ જીવંત હતાં. દીકરીના દીકરા બહેચરદાસ ઉપર એમનો પ્રેમ સારો હતો. પોતાથી લગભગ ત્રણ વર્ષ નાના મામા બુલાખીદાસ સાથે એમનો જીવ ખૂબ મળી ગયો હતો. એટલે માતા, પિતા, બહેન આદિના વિરહનું દુઃખ ધીરે ધીરે અહિં ભૂલાવા લાગ્યું હતું.

પહેલાં કહ્યું તેમ, દેહગામમાં એમનાં સગાં વહાલાંનો બહુ મોટો સમૂહ હતો. દશા શ્રીમાળી વણિક જ્ઞાતિનાં સવાસો — દોઢસો જેટલાં ઘર — લગભગ બધાં જ એમનાં ઓછે વત્તે અંશે સગાં થતાં.

પણ કવિ વલ્લભ ભટ્ટે સાચું જ કહ્યું છે કે :

'લક્ષણ લઘુતાનાં વધ્યાં, તુચ્છ તરુ ફળ થાય,
નદીએ નીર બધે ઘટયાં આયુષ્ય અલ્પ ઉપાય.
આપી થાપણ ઓળવે, જુઠા ખાયે સમ;
શરમે ભૂલવે ભોળવે, કુંડાં કરે સૌ કર્મ.'

બહેચરદાસને પણ સગાવ્હાલાની સ્વાર્થાન્ધતાનો હવે અનુભવ થવા લાગ્યો. સ્વાર્થી સગાઓના સમુદાયમાં પણ પોતાનાં દાદીમાનું વાત્સલ્ય અને મામા ભુલાખીદાસની અપાર મમતા, એ એમના જીવનમાં આશ્વાસનનું સ્થાન હતું. દેહગામમાં આગળ અભ્યાસ કરવાની એટલે સાતમી ચોપડી ભણવાની પણ સગવડ હતી. એ સગવડનો પણ બહેચરદાસ લાભ લેવા લાગ્યા.

ભાવનાઓ જાગૃત બની હતી. સુખ અને દુ:ખના રંગો ઓળખતાં એને વાર ન લાગતી. અનાથાવસ્થાને લીધે પરતંત્રતા ભોગવવી પડતી, છતાં એ આત્માને ડંખ દેતી. મુક્તિનો અપૂર્વ પ્રકાશ જોવા એનું હૈયુ ઝંખી રહ્યું હતું. અને એ યુવાને મનમાં નિર્ણય કર્યો કે હું શક્તિશાળી ન બનું– મારા પગ ઉપર ન ઊભો રહું – ત્યાં સુધી મારે લગ્ન ન કરવું. અને કેહગામની તાલુકાશાળામાં એણે પ્રવેશ કરી સાતમી ચોપડી પાસ કરી.

શાળાના સૌ વિદ્યાર્થીઓ બહેચરદાસ પ્રતિ મમતા રાખતા કારણ કે એની બુધ્ધિ તીવ્ર હતી, અને પ્રકૃતિ નરમ તેમ આચારમાં સુશીલતા હતી. એ ઉપરાન્ત શિક્ષકોની મર્યાદા રાખવી એ પોતાનો–દરેક વિદ્યાર્થીનો ધર્મ છે, એ વાત એણે અંતરમાં ઉતારી હતી. એણે પોતાની વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાર્થીઓની તોફાની પ્રવૃત્તિમાં ભાગ લીધો હોય તો તે એકજ વખત. કહેવાય છે કે-શાળામાં એક વખત જીલ્લાના શિક્ષકોનું સંમેલન હતું. સારા હોંશિયાર વિદ્યાર્થીઓને પ્રાર્થના સંવાદો, ભજનો વગેરે શીખવાડી એ સંમેલન માટે તૈયાર કરવામાં આવ્યા.

આ ઉત્સવમાં ભાગ લેવા માટે ઘણા શિક્ષકો તેમજ કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર વગેરે મોટા અધિકારીઓ પણ આવ્યા હતા. બધા વિદ્યાર્થીઓને સૂચના આપવામાં આવી કે: ' તમે બહાર કોમ્પાઉન્ડમાં બેસો. ' રંજન કાર્યક્રમમાં જેનું જેનું કામ આવશે તેમને બોલાવવામાં આવશે.

આથી વિદ્યાર્થીઓને ખોટું લાગ્યું. બધા વિદ્યાર્થી એક ઝાડ નીચે ભેગા મળ્યા અને તેમાં એક તોફાની છોકરાએ પ્રસ્તાવ મૂકયો કે ' આપણે આ કાર્યક્રમમાં ભાગ ન લેવો કારણ કે આપણને રંજન કાર્યક્રમ

જોવા માટે બોલાવ્યા નથી.' અને એમાં ભાગ લેનાર બધા વિદ્યાર્થીઓ એક આંબલીના ઝાડ ઉપર જઈ બેસી ગયા. બદ્રેચરદાસે પણ એમાં સંમતિ આપી હતી. અને એક વિદ્યાર્થી કમ્પાઉન્ડના દ્વાર પાસે ઊભો રહ્યો. એને કહેવામાં આવ્યું હતું કે શિક્ષક બોલાવે તો કહેવું કે બધા ક્યાં ગયા છે તે હું નથી જાણતો.

અને સંમેલનનું કાર્ય શરૂ થયું. શરૂઆતમાં પ્રાર્થના માટેના વિદ્યાર્થીઓને બોલાવવામાં આવ્યા. પણ કોણ આવે? આ તો પહેલે કોળિયે માખ આવવા જેવો ઘાટ થયો.

બેસાડી શકે ? એટલે એમાં ખરું જોતાં શિક્ષકો કે હેડ માસ્તર કોઈ દોષને પાત્ર ન હતા. પણ જુવાની દિવાની છે ને કેટલીક વખત જુવાનોની વિવેકબુદ્ધિ બહેર મારી જાય છે.

આ પ્રસંગમાં પણ આવું જ બન્યુ હતુ. બહેચરદાસે બીજા વિદ્યાર્થીઓની સાથે, આ અવિવેકી પ્રવૃત્તિમાં ભાગ લીધો. એ એમના જીવનમાં ડંખ દેતી એક જ ઘટના બની ગઈ.

અભ્યાસની બાબતમાં બહેચરદાસ જોઈએ તેવા કુશળ ન હતા. ભૂગોળ અને રેખાગણિતમાં તેમને રસ નહોતો પડતો.

એમના એક સહાધ્યાયીએ એમને રેખાગણિતના કેટલાક નિયમો મહામુશ્કેલીએ શીખવાડયા હતા. ગણિત સારું આવડતું ને સોમાંથી પંચાણું ગુણાંક એમણે મેળવ્યા હતા. જો કે મળવા તો સો જ જોઈતા હતા પણ એ પાંચ ગુણાંક કેમ કપાયા એ જ એમને મન પ્રશ્ન હતો.

'મારા પિતાના પક્ષમાં અમે ભાઇ બહેન ચ્હઇએ છીએ.'

પોતાના કાકા, કાકી, મામા, મામી, દાદા, દાદી ને બીજા પણ કોઇ સ્નેહી સંબંધીને એમણે ૧૮ વર્ષની વય સુધી તો સંબોધનથી બોલાવ્યાંજ નથી. ભાગ્યમાં ભારે કામ પડી જાય ત્યારે એટલું જ કહેતાઃ 'લ્યો, લાવો,' કે 'હા! ના!' માત્ર પોતાની બહેનને 'બુન' અને કોઇને 'ફુઇ' તરીકે એ પ્રસંગોપાત સંબોધના અને તે પણ બાલ્યાવસ્થામાં. કારણ એ એમના હાથ નીચે ઊછર્યાં હતા.

કોણ જાણે શા કારણે અક્ષયરદાસના હૈયામાં સગાંવ્હાલાંઓ પ્રત્યે ઉદાસીનતા ખૂબ રહેતી.

કોઇનું મૃત્યુ થાય તો યે શું ને કોઇને ત્યાં જન્મ થાય તો યે શું! એની એમના ઉપર કાંઇ જ અસર નહોતી થતી. જન્મમૃત્યુનાં ચક્રો તો અનાદિકાળથી ચાલ્યાં આવે છે. જેનો જન્મ તેનું મૃત્યુ થવાનું જ છે. તે મૃત્યુ પામેલો પોતાનાં કર્મ પ્રમાણે નવો જન્મ ધારણ કરવાનો જ છે.

'તારા જેવા કાકા!'

'અરે! એમણે પણ કર્યાં ગ્રહણ વખતે સાપ કાઢયો?'

કોઈ પણ સગાંવ્હાલાંને એ નામ લઈને તો બોલાવે જ નહિ. એ વાતથી સૌ માહિતગાર હતા. એમની માતાની નાનાનાની મા મરવા પડયાં. ડોસીમાનો પ્રેમ અગાધ હતો. બ્રહ્મેશ્વરનાં હૈયામાં ચિંતા થવા માંડી: 'ડોસીમા મરી જશે ત્યારે હું શું કહીને પોક મૂકીશ?'

બીજાં સગાંઓ પણ એનું એ કૌતુક જોવા તલપાપડ થઈ રહ્યાં હતાં. 'ભાણિયો શું કહીને પરણપોક પાડે છે?'

અને ડોસીમાનો દેહોત્સર્ગ થયો. રિવાજ પ્રમાણે તો નિકટના સબંધીઓએ જ પોક મૂકીને રોવું જોઈએ. જુનાખી માગા અને બીજા સગાંઓની સાથે બ્રહ્મેશ્વરદાસે પણ કૃત્રિમ પોક મૂકી; અને બે ઢીંચણની વચમાં મોં રાખી હાથથી મોં ઢાંકી રાખ્યું અને પોક મૂકી.

આમ જીવનઅનુભવનાં પગથિયાં એ ક્રમે ક્રમે ચડતા ગયા.

વડોદરા રાજ્ય તરફથી લેવાની સરવેયરની પરીક્ષા આપવાનું એમને એક વાર મન થયું. અભ્યાસ કરી એ પરીક્ષામાં તેઓ બેઠા. પેપર લખવાની લેખિત પરીક્ષામાં તેઓ ઉતીર્ણ થયા, પણ માપણીની પરીક્ષામાં નિષ્ફળ નીવડયા. એટલે પછી એ દિશાનો પ્રયાસ માંડી વાળ્યો.

એક વખત દહેગામના લોકો કેસરિયાજીની જાત્રાએ જવા નીકળ્યા. તે વખતે એમના મામાનું કુટુંબ પણ યાત્રાએ જતું હતું. એમની સાથે બહેચરદાસે પણ એ યાત્રાનો લાભ લીધો.

આપણામાં કહેવત છે કે સોબત તેવી અસર. તેવી રીતે પોતાના મામાના ભાગમાં બીજા જુગારીઓની સાથે તેઓ જુગારને ચાળે પણ ચડયા. અને એ વાત તો દીવા જેવી સ્પષ્ટ છે કે માનવીને એક વખત જે જાતનો છંદ લાગે છે એટલે એ એને પતનને પંથે ઘસડી જાય છે.

દહેગામનો એક આદર્શ યુવાન ચુનીલાલ કાનુની મુંબઇ રહેતો. એ ભાવનાશાળી ત્યાગમૂર્તિ સમો યુવાન અવારનવાર પોતાને વતન દહેગામ આવતો.

બહેચરદાસની સાથે ચુનીલાલને મૈત્રી થઇ. ચુનીલાલે જોયું કે બહેચરદાસમાં કંઇક શક્તિ છે—દૈવત છે. એટલે એણે એને પોતાની પાસે બેસાડી પ્રતિક્રમણનો થોડો ઘણો અભ્યાસ કરાવ્યો.

અને એમ જુગારને ચાળે ચડેલા બહેચરદાસનું ચિત્ત એ સજ્જને પૂજા, પ્રતિક્રમણ અને સામાયિક પ્રત્યે વાળ્યું.

તે ઉપરાંત એ આદર્શ પુરુષે દેહગામમાં એક પાઠશાળા સ્થાપી અને તેનું મંત્રીપદ બહેચરદાસને સોંપ્યું. વળી એક સભા પણ સ્થાપવામાં આવી ને નાનું જેવું એક પુસ્તકાલય પણ ઊભું કરવામાં આવ્યું.

સભાઓ ભરાવા લાગી, પ્રવચનો થવા લાગ્યાં, પણ આ બધું બાલિશતાભર્યું લાગતું. એમાંથી વિતંડાવાદ જાગતો, અંદર અંદર ઝગડાઓ થતા છતાં એ રીતે બહેચરદાસ માટે કંઇક ધાર્મિક દિશા ઉઘડી ચૂકી હતી.

લગભગ ચૌદેક વર્ષની ઉંમરમાં સાઠંબામાં હિમ્મતવિમળજી નામના સાધુનો પરિચય થયો હતો. એ વાત પહેલાં કહેવામાં આવી છે. તે સમય બાલવિનોદનો હતો. વાસ્તવિકતા અથવા જીવનપરિવર્તનની દૃષ્ટિ ન હતી, છતાં એક સાધુના નામની અદૃશ્ય પણ અસર થવા વિના નથી રહેતી.

દેહગામમાં શ્રી ચુનીલાલ કાનુનીના પરિચયે, એમની પ્રેરણાએ બહેચરદાસના જીવનમાં ખરેખર પલટો કરી દીધો.

આવા જ સંજોગોમાં દેહગામમાં એક સાધુ આવ્યા. એમની

ભાવશાળી, તેજસ્વી મુખાકૃતિ ગમે તેવાના દિલને આકર્ષતી હતી. મેમની મધુર વાણી ગમે તેવા કઠોર હૃદયને પણ પીગળાવતી હતી. એમની સાધુતા એમની પ્રત્યેક ક્રિયામાં નીતરતી હતી. સગા સંબંધીઓ અને ગામના વાણિયા કહેતા કે, " આ સાધુ આપણા નથી. " બહેચરદાસને ઘણું દુઃખ સાથે આશ્ચર્ય થતું. " આવા પ્રતાપી, તેજસ્વી, ક્રિયાકાંડી, વિદ્વાન, ત્યાગી સાધુ, એ વળી આપણા નહિ ? " વાત શી છે ? લોકો

: ૧૨ :

## શ્રદ્ધાનો પ્રભાવ



ચુનીલાલ કાનુનીની મૈત્રી અને શ્રી આનંદચંદ્રસૂરિજીના થોડા પરંતુ મહત્વપૂર્ણ પરિચયે બહેચરદાસના જીવન ઉપર ભારે અસર કરી અને એમની દ્વારા શરૂ થયેલી પ્રવૃત્તિઓ એમને માટે વધારે ને વધારે પ્રેરણાદાયી બનતી ગઈ.

એમના હૈયામાં એમાંથી એક દિવસ એ ભાવના જાગી ઊઠી: ' હું એક સારામાં સારો વકતા ક્યારે થઈશ? હજારોની માનવમેદનીને પોતાનાં પ્રવચનો દ્વારા ક્યારે મંત્રમુગ્ધ બનાવીશ? રાજા મહારાજાઓ ને એવા જ દરજ્જાની વ્યક્તિઓ પ્રમુખપદે હોય અને એમની સભાઓને મુગ્ધ કરનાર પ્રભાવશાળી વકતા હું કેવી રીતે બનું?"

ઉચ્ચભાવના હમેશાં માનવીને ઉર્ધ્વગામી બનાવે છે. એનાં હૈયામાં અમર જ્યોતિ જગાવી એના પ્રકાશથી એ સંસારને આંજી નાંખવા શક્તિમાન થઇ શકે છે. ગીતામાં શ્રી કૃષ્ણે સ્પષ્ટ કહ્યું છે કેઃ 'શ્રદ્ધાવાન્ લભતે શ્રદ્ધાથી કરેલું કોઇ કામ અફળ જતું નથી. માત્ર એને માટે ધીરજ જોઇએ છે.

જેમ ઊતાવળે આંબા પાકતા નથી તેમ ઉતાવળથી કોઇ કાર્ય સંપૂર્ણ સફળ બની શકતાં નથી.

માનવીને જે કાર્ય સંપૂર્ણ સફળતાથી પાર પાડવું હોય, તે કાર્ય માટે એણે સાધના કરવી જોઇએ અને જો સાધના સાચી હોય તો એની સિદ્ધિ—અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે.

આંસુથી છલકાવી શકે છે. તેવી જ રીતે નિર્દોષ હાસ્યરસ દ્વારા શ્રોતાઓ
મનને અનેરૂં રંજન કરાવી શકે છે. આવી અન્ય સિદ્ધિનો આજ
સ્વામી થઇ શક્યો છે. પણ એની પાછળ એનો આત્મવિશ્વાસ, ચ
ગુરૂદેવની અપાર કૃપાના જ તેજ ચમકે છે.

## વતનમાંથી વિદાય



દહેગામમાં જ્યારે ભ્રાતૃચંદ્રસૂરિ આવ્યા ત્યારે તેમના સમાગમમાં તેઓ સારી રીતે આવ્યા હતા. એમની માએ આ નવયુવકને આંજી નાંખ્યો હતો. એ વાત પહેલાં ઈ છે. જ્ઞાનનાં તેજ અનેરાં હોય છે. એનાં આકર્ષણ પણ અજબ છે. જ્ઞાની પુરૂષ પોતાનાં જ્ઞાન દ્વારા જગતની સુંદર સેવા બજાવી શકે - બીજાંનાં અજ્ઞાનનું હરણ કરીને.

હતા. તેમના સમાગમમાં આવતાં બહેચરદાસની ધાર્મિક ભાવના સતેજ થઇ. ચુનીલાલ કાનુનીએ એ ભાવનાનાં બીજ રોપ્યાં હતાં વિજયધર્મ સૂરિજી દ્વારા એનાં પર અમીસિંચન થયાં અને એનું પરિણામ કેવું અલૌકિક આવ્યું તે આપણે સૌ જોઇ શકીએ છીએ.

બહેચરદાસને મૂળથી જ સંસારની સ્વાર્થાંધતા ઉપર તિરસ્કાર છુટયો હતો. જીવનમાં કેટલાક દુઃખદાયક પ્રસંગો પણ બની ચૂકયા હતા. અને આવા પ્રખર મુનિરાજનો સમાગમ થતાં હૈયામાં વૈરાગ્ય જન્મ્યો. એમના હૈયામાં આ સંત પુરૂષની જમાત સાથે કાશી જવાની અભિલાષા જાગી.

પણ માનવીની બધી અભિલાષાઓ ઓછી જ પાર પડે છે! પ્રતિકૂળ સંજોગોને અંગે કાશી જવાનું ન બની શક્યું. પણ મનમાં એટલી ગાંઠ તો જરૂર વળી કે કાશી જઇને વિદ્યાભ્યાસંગ જરૂર વધારવો.

પોતાના મોસાળમાં, બલ્કે અનેક ઘરના પરોણા તરીકે—ઓશિયાળું જીવન વ્યતીત કરવામાં એમનો આત્મા રૂંધાવા લાગ્યો હતો. પીંજરનું પંખી પીંજરનાં બંધનમાંથી છુટવા પાંખો ફફડાવી રહ્યું હતું. બહારની વિશાળ દુનિયા દેખવાની તમન્ના હૈયામાં જાગૃત થયા કરતી. જગત જાણે સાદ પાડી ન રહ્યું હોય એમ લાગતું. આત્મા પણ બંધનમાંથી મુક્તિનાં તેજ નિહાળવા આતુર થઇ રહ્યો હતો.

કોક કોક વખત કૃપણ નાનાજી (માતાના પિતા) તરફથી નીકળતાં બાણથી આ અઢાર વર્ષના યુવાનની છાતી વીંધાઇ જતી. એને એમ થતું કે અહીંથી હું ચાલ્યો જાઉં. આવા સંજોગોમાં એના ભુલાભી મામા એને આશ્વાસન આપતા. અને ખરેખર બહેચરદાસને ભુલાભી

મામા ઉપર કંઇ અજબ જ મોહ હતો એક તરફથી ઉદાસીનતા હતી, બીજી તરફથી બુનાખીદાસ ઉપર અગાધ પ્રેમ હતો–મિત્રતા હતી. પણ આખરે વૈરાગ્યનો જ વિજય થયો.

એક દિવસ એમણે આત્મનિર્ણય કરી લીધો. દેહગામ છોડવાની તૈયારી કરી.

એમને વિદાય આપવા માટે સ્ટેશન ઉપર એમના કેટલાક મિત્રોમાં એમના બુનાખી મામા, મોટા મામાનો પુત્ર મંગળદાસ ચકુભાઇ, બહેનના પુત્રના પુત્ર હરિલાલ મહાસુખરામ, બુનાખીદાસ લાલચંદ, મોહનલાલ મહાસુખ કોઠારી, અંબાલાલ પાનાચંદ, સોમચંદ મગનલાલ મોદી વગેરેનો સમાવેશ થાય છે.

જતાં જતાં એમણે પ્રતિજ્ઞા લીધી કે "કાં તો પૈસે ટકે ખૂબ સમૃદ્ધ સુખી થઇને દેહગામની ધરતી ઉપર પગ મૂકીશ અથવા સાધુ થઇને આવીશ."

## : ૧૪ :

# માર્ગદર્શક મિત્રનું પુનર્મિલન



બહેચરદાસે હડેગામ છોડી કડી જવાનો નિર્ણય કર્યો. કારણ કે કડીમાં એમના બે યુવાન મિત્રો વિદ્યાભ્યાસ કરતા હતા. એમનાં નામ મંગળદાસ જમનાદાસ અને છોટાલાલ મોતીલાલ. આ બંનેનો એમના ઉપર અપાર સ્નેહભાવ હતો. તેમા ય

બીજાને શુદ્ધ બનાવવાને લાયક થાય છે—જે એનું કર્તવ્ય છે—જે એનો ધર્મ છે તે બજાવવા એ શક્તિશાળી બને છે.

બહેચરદાસના જીવને પણ કલ્યાણમાર્ગ લીધો—કાશી જવાનો. શેઠ વીરચંદ દીપચંદની ભલામણ ચિઠ્ઠી લઇ પોતાના એક પિછાનવાળા યુવક મણિલાલ ન્યાલચંદની સાથે અભ્યાસનો નિર્ણય કરી એમણે બનારસનો માર્ગ લીધો.

આ નવયુવાનના મનમા સંકોચ થતો 'મારા જેવો અરાઢ ઓગણીસ વર્ષનો યુવાન સંસ્કૃત ભણવા જાય છે તે જરૂર હાસીને પાત્ર થશે. ત્યા તો નાના નાના છોકરાઓ એ દેવભાષા ભણી રહ્યા હશે એમની વચમાં હુ આટલો મોટો કેવો દેખાઇશ ?'

અને આવો વિચાર આનના હૈયામાં મુઝવણ ઊભી થતી અને એવા અનેક વિચારોને રમણે ચડતા બંને મિત્રો પવિત્ર ગંગાજીને કિનારે આવેલા તીર્થધામ કાશીમાં આવી પહોંચ્યા.

એમને માટે લાંબી મુસાફરીનો એ પ્રથમ જ પ્રસંગ હતો છતા આપણામાં કહેવત છે કે અનુભવ એ મોટો શિક્ષક છે. એમને પણ આ પ્રવાસ દરમિયાન ઘણી ઘણી જાતના અનુભવો થયા

તે અરસામાં દેહગામવાળા વોરા ગોર તરફથી સમાચાર મળ્યા કે અમારી અમુક ગામની દુકાન ઉપર હિસાબી કામકાજ ઉપર તમે જાઓ તો અમુક પગાર મળશે

પણ બ્રહ્મેશ્વરદાસ તો વેરથી નિર્ણય કરીને જ નીકળ્યા હતા. હવે એમને નોકરી કરવા જવું પાલવે એમ ન હતું એમના મુખમાંથી નોકરીની માગણી સાંભળતા જ ઉદ્‌ગારો સરી પડ્યા ‘જહાન્નમમાં ગઈ એવી નોકરી ને ગુલામી, હવે તો નીકળ્યા તો નીકળી જ જાણવું.’

ત્યાંથી એ પોતાના મિત્રોની વિદાય લઈ મુંબઈ આવ્યા મુંબઈમાં એમના પરમ મિત્ર અને ઉપકારી ચુનીલાલ નારણદાસ કાનુનીને ત્યાં મુકામ રાખ્યો કાનુનીના આનંદનો પાર ન રહ્યો. પોતાના ધાર્મિક સંસ્કારને સતેજ કરનાર ગૃહસ્થ સાથે રહેવાનું થતા બ્રહ્મેશ્વરદાસને પણ આનંદ થયો પરંતુ મુંબઈમાં શરીર સારું રહે એમ ન દેખાયું. શરીરે ખસ ખૂબ થઈ

શરણુ સોંપડ્યું. જાણે એમનું પ્રારબ્ધ જ એમને અહીં આત્માનાં કલ્યાણ માટે ન ખેંચી લાવ્યું હોય !

બે વર્ષ પહેલાં જે મુનિરાજ ધર્મવિજયજી મહારાજ પોતાના શિષ્યો અને ગૃહસ્થ વિદ્યાર્થીઓ સાથે કાશી જતાં ટટ્ટેગામ પધાર્યા હતા તે જ ગુરૂ અહીં હતા.

સંવત ૧૯૬૧ માં એમના સમાગમમાં—એમની છત્રછાયામાં—એમના શરણમાં બહેચરદાસે શબ્દરૂપાવલિથી પોતાના અભ્યાસનો પ્રારંભ કર્યો.

બહેચરદાસને જે જોઇતું હતું તે મળી ગયું. એનો આત્મા મુક્તપણે વિહાર કરવા લાગ્યો. અહીંનું વાતાવરણ એને અભ્યાસ માટે અનુકૂળ લાગ્યું અને તેમાં યે પવિત્રતાની મૂર્તિસમા ધર્મવિજયજી જેવા ગુરૂના સાંનિધ્યમાં રહેવાનું એટલે પછી પૂછવું જ શું ? હવે એમના આત્માને પાંખો આવવા લાગી. જીવનપરિવર્તનનાં જાણે સુંદર મંગલાચરણ ન થયાં હોય ! સાચા સંતનો સમાગમ પત્થરમાંથી પારસ ઘડે છે—માનવીમાંથી દેવ બનાવે છે.

ગુરૂ વિના જ્ઞાન ક્યાંથી સંભવી શકે ? પ્રાચીન સમયમાં મોટા મોટા રાજા મહારાજાઓથી માંડીને સામાન્ય સ્થિતિના માણસોનાં બાળકો પણ વિદ્યાભ્યાસ માટે ગુરૂજીના આશ્રમે જતા. સાંદિપની ગુરૂજીને ત્યાં શ્રીકૃષ્ણ અને સુદામા વિદ્યાભ્યાસ માટે ગયા હતા. તે પ્રસંગ સહુ કોઇને વિદિત છે. અને પ્રાચીન કાળની એ પ્રથા હજુ ભારતવર્ષમાં કોઇ કોઇ સ્થળે જીવંત છે એમ કાશીનગરીની મુલાકાત લેતાં લાગે છે. અહીં ગુરૂજી અને વિદ્યાર્થીઓ આશ્રમનાં જેવું જીવન ગુજારી, વિદ્યાભ્યાસ, ભણવા ભણાવવાનું કાર્ય કરે છે.

સાચા ગુરૂ માટે Henry Adams નામના એક લેખકે
હ્યું છે :—

**A teacher affects eternity; he can never tell where his influence stops.**

જ્ઞાનશાળી ગુરૂજનાં જ્ઞાનનો પ્રતાપ ઓર હોય છે. ગુરૂઓ તો
રજાનું સાચું સંસ્કારધન છે. પ્રજાના જીવનઘડતરના એ તો સાચા
ઘડવૈયા છે.

: ૧૫ :

## કાશી બનારસ

ૐ

ભારતવર્ષના પ્રાચીન નગરોમાં તીર્થક્ષેત્રમાં પુરાણ પ્રસિદ્ધ કાશીનગરીનું મહત્ત્વ ઘણું છે અને આજે પણ એ મહત્ત્વ એ નગરીએ ટકાવી રાખ્યું છે. આપણામાં તો એક કહેવત પણ પડી ગઈ છે કે 'કાશીનું મરણ.' 'કાશીમાં મૃત્યુ પામવાથી મોક્ષ મળે છે' એવી ભાવના પણ મોટા ભાગના હિંદુઓનાં હૈયામાં આજ વર્ષોથી વસી ગઈ છે. આવી એ તીર્થનગરી આજે પણ સંસ્કૃતના અભ્યાસ માટે જાણીતી છે. તક્ષશિલા, નાલંદા, ક્ષત્રિયકુંડ, રાજગૃહી જેવાં કેટલાક

વિશ્વેશ્વરનાં દર્શન કરી પાવન થવા કાશીને આંગણે આવે છે ને જાય છે. વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાભ્યાસંગીઓ માટે ત્યાં સારો અવકાશ છે.

પ્રાચીન કળાની દૃષ્ટિએ પણ એનું મહત્વ કંઇ ઓછું નથી. હિંદુ, બૌધ્ધ અને જૈન ધર્મો માટે પણ આ નગરી આદરણીય છે.

અને પતિતપાવની ગંગાનું મહત્વ કોણ નથી જાણતું? આ પવિત્ર ગંગાજીને તીરે વસેલું કાશી શહેર—એ કારણે પણ એનું મહાત્મ્ય વધારે છે.

અન્ધ શ્રધ્ધાના જમાનામાં સંસારથી વિદાય લેવા માટે મોક્ષ પામવા માટે કેટલાક લોકો કાશી જઈ 'કરવત' મૂકાવતા.

અર્વાચીન સમયમાં કાશીમાં કેટલોક સડો પણ પેસી ગયો છે. અને એક કહેવત થઈ પડી છેઃ

'રાંડ, સાંડ, સીઢી, સંન્યાસી;
ઇનસે બચે તો સેવે કાશી.'

કાશીનાં પંડાઓ યાત્રાળુઓને ઠગવામાં ઘણા જાણીતા થઈ પડ્યા છે. કાશીમાં આજે અનેક દૂષણો હોવા છતાં એના ભૂષણરૂપ સ્વ. પં. મદનમોહન માલવિયાજીના પરિશ્રમના પ્રતિક સમું 'હિંદુ વિશ્વવિદ્યાલય' સોહી રહ્યું છે. એ વિદ્યાલયે કાશીની કીર્તિ વિશ્વમાં ફેલાવી છે.

સંસ્કૃત ભાષાના ધુરંધરો આજ પણ કાશીનગરીમાં મળી આવે છે. ન્યાય, વ્યાકરણ, સાહિત્ય, ચમ્પુ, જ્યોતિષ, વેદ-વેદાંત, આયુર્વેદ આદિ અનેક વિષયોના ધુરંધર પંડિતોથી આજ પણ કાશી સોહી રહ્યું છે. જ્યાં ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય એ કહેવત પ્રમાણે આ નગરીની કાળી બાજુ પણ છે અને તે પણ હદ વિનાની છે.

બનારસ એ તો તીર્થક્ષેત્ર કહેવાય. આવું તીર્થસ્થાન તો પવિત્ર હોવું જોઈએ. પરંતુ કમનસીબે હાલનાં તીર્થસ્થાનો આત્મકલ્યાણનાં સાધનોને બદલે પાપાચરણનાં ધામ બનતાં જાય છે.

એકલા બનારસમાં જ આવી ઘટનાઓ ચાલે છે એમ નથી. આજે આપણા બધાં જ તીર્થક્ષેત્રોમાં વાતાવરણ અશુદ્ધ થતું જાય છે. સાધુઓ પોતાનું કર્તવ્ય વિસરતા જાય છે અને પરિણામે અસાધુતા વધતી જાય છે. આજે સર્વત્ર દંભનું સામ્રાજ્ય વ્યાપતું જાય છે. આત્માની વિશુદ્ધિ વિના

બધા ઉપચારો નકામા છે એ વાત તરફ બહુ ઓછાનું ધ્યાન ખેંચાય છે. આવા વાતાવરણમાં કોઇ વિરલ પુરુષો જ પોતાનાં જ્ઞાન અને સાધના દ્વારા વાતાવરણને શુદ્ધ બનાવે છે.

આપણામાં કહ્યું છે કે

अन्य क्षेत्रे कृतम् पापम
तीर्थ क्षेत्रे विनश्यति ।
तीर्थ क्षेत्रे कृतम् पापम
वज्रलेपो भविष्यति ॥

એ સાવ સાચું છે. અને જો આપણાં તીર્થોની યાત્રાએ જતા સૌ સાધુઓ અને સંસારીઓ આ વાત સમજે તો તીર્થક્ષેત્રોની પવિત્રતા અખંડ જળવાઇ રહે એમાં જરા યે શંકા નથી.

કાશીનું બીજું પ્રાચીન નામ વારાણસી છે. શાસ્ત્રોમાં આ નામનો ઉલ્લેખ એટલા માટે છે કે કાશી 'વરુણા' અને 'અસિ' નામની બે નદીઓની વચમાં વસેલું છે. આજે તો કાશીનગરીની આબાદી તથા ક્ષેત્રફળ ઘણું વધી ગયું છે. અસલના વખતમાં ઉત્તરમાં સિંહપુરી, સારનાથ, ચંદ્રાવતી, આ બધા કાશીના જ ભાગો હતા. દક્ષિણમાં ભેલુપુર અને ભદૈનીને આજે પણ કાશીના ભાગો તરીકે માનવામાં આવે છે. કાશી, સિંહપુરી અને ચંદ્રાવતીમાં પાર્શ્વનાથ ભગવાન આદિ ચાર તીર્થંકરોનાં સોળ કલ્યાણકો થયા હતા અને તે સિવાય ત્રણસો વર્ષ પહેલાં આજ કાશીનગરમાં ન્યાય વગેરેનું પરિશિલન કરવા ગુજરાતથી શ્રી યશોવિજયજી અને શ્રી વિનયવિજયજી નામના બે સાધુઓ ગયા હતા. આજ કાશીનું મહત્વ જૈનોમાં શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાએ વધાર્યું છે.

'મહારાજશ્રી! અમે દહેગામના છીએ.'

'દહેગામના છો?' એમ પૂછતાં એ મુનિમહારાજે આશ્ચર્ય અનુભવ્યું.

બહેચરદાસને લાગ્યું કે શું આ મુનિરાજે દહેગામ જોયું હશે!

ત્યાં તો તેમણે કહ્યું:

'છોકરાઓ! અમે પણ દહેગામ આવ્યા હતા એ વાત તમે જાણો છો?'

સૌએ મૌન ધારણ કર્યું. બહેચરદાસે પોતાનાં સ્મરણોને તાજાં કર્યાં. એને યાદ આવ્યું કે-ત્રણેક વર્ષ ઉપર કેટલાક વિદ્યાર્થીઓ અને સાધુઓ સાથે એક મોટા મહારાજ ત્યાં આવ્યા હતા અને કેટલાક લોકોને બ્રહ્મચર્યની બાધા આપી હતી. શું તેઓ તો આ નહિ હોય? બહેચરદાસે હિંમતથી પૂછ્યું:

વરસી ગઈ. હૈયામાંથી નિરાશા અદૃશ્ય થઈ. એને લાગ્યું. 'ખરેખર હવે મારો ઉદયકાળ આવી લાગ્યો છે.'

અને એ વિશાળ મકાનના ચોથે માળે બહેચરદાસ તથા એની સાથેના વિદ્યાર્થીનો સામાન મૂકાવવામાં આવ્યો.

સં. ૧૯૬૧ની એ સાલ હતી. જાણે બહેચરદાસના જીવન-પરિવર્તનનું એ વર્ષ ન હોય!

પાઠશાળામાં તે દિવસે ખીચડી રાંધી હતી. બહેચરદાસને ખીચડી ભાવતી નહોતી. બીજા પણ વિદ્યાર્થીનું એવું હતું. બંનેજણની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસવા માંડ્યા. બહેચરદાસના દિલમાં તો થયું. "અહીંયા ક્યાં આમ ફસાયા? સુખની શોધમાં નીકળ્યો ત્યારે કર્મે તો દુઃખનું દુઃખ રહ્યું. અને આજે પ્રથમ દિવસે જ ખીચડીથી અપશુકન."

પણ સાંજે દૂધપાક પૂરીનું જમણ હતું. ત્યાંના એક વિદ્યાર્થીએ કહ્યું: 'આજે તેરશ છે. તેરશને દિવસે હંમેશા સાંજે આ જમણ મળે છે.'

અને અહીં આવ્યા પછી બહેચરદાસનાં હૈયામાં અનેક તરંગો આવવા લાગ્યા. જાતજાતની કલ્પનાઓ મનમાં ઉદ્ભવવા લાગી.

મનમાં પ્રશ્નોની પરંપરા જાગવા લાગી:

'પંડિત બનવાથી મને શો ફાયદો? મેં તો લક્ષાધિપતિ બનવા ઘર છોડ્યું છે.'

બહેચરદાસને મન તે વખતે પંડિત એટલે બ્રાહ્મણ. બ્રાહ્મણ જ પંડિત થઈ શકે? એના મનમાં થતું: હું વાણિયાનો દીકરો બ્રાહ્મણ બનીને

શું કરીશ ? શું કોઈ મંદિરનો પૂજારી થઈશ ? વરકન્યાઓના વિવાહ કરાવીશ ? શું આજ કાર્ય મારે કરવું પડશે ?

સંસ્કૃત ભણીને મારે આજ ધંધો આદરવો પડશે ? આટલી મોટી ઉંમરે સંસ્કૃત કેમ ભણાશે ?

આવા આવા અનેક વિચારતરંગો બહેચરદાસ અને એમના સાથી મણિલાલનાં હૈયામાં જાગતા હતા

: ૧૭ :

## પાઠશાળાનો વિદ્યાર્થી



શ્રી વિજયધર્મસૂરિજી મહારાજે કેવળ સંસ્કૃતના પ્રચાર માટે જ આ સંસ્થા સ્થાપી હતી.

તેઓ દૃઢતાપૂર્વક માનતા હતા કે જૈનસમાજમાં સંસ્કૃતના પ્રચારની ખાસ આવશ્યકતા છે. પ્રાચીન જૈનભંડારોમાં લાખો બલ્કે કરોડોની સંખ્યામાં તમામ વિષયોના મહામૂલા ગ્રંથો વિદ્યમાન છે. એ સંસ્કૃત અને પ્રાકૃતભાષામાં જ છે અને સંસ્કૃત-પ્રાકૃતભાષાના વિદ્વાનો જ એ અમૂલ્ય ગ્રંથોનો ઉપયોગ કરી શકે.

પ્રાચીન સાહિત્યનુ વર્તમાન સમયમાં નવીન દૃષ્ટિથી સંશોધન કરી એના ઉપર પ્રકાશ નાંખવાનુ કામ સાચા વિદ્વાનો સિવાય કોણ કરી શકે? માનવી સાધુ થવા છતાં વિદ્વાન ન હોય તો એની સાધુતા શોભતી

નથી. વિદ્વતાના વાઘા સજ્યા વિનાનો સાધુ એ મારો સાધુ નથી ન તો એ દેશ ને ઉપયોગી થઈ શકે છે અને સમાજનુ શા માટે–એની જાતનું પણ શ્રેય એનાથી થઈ શકતું નથી.

ભારતવર્ષમા એક જમાનો એવો હતો કે પનિહારીઓ પણ સંસ્કૃત ભાષામા વાર્તાવિનોદ કરતી હતી. આજે તો સંસ્કૃત ભાષાને મૃતભાષા Dead language ગણવામાં આવે છે.

આવી પરિસ્થિતિમા મુનિરાજ વિજયધર્મસુરિજીએ સંસ્કૃત અને પ્રાકૃતના પ્રચાર માટે મહાન કષ્ટ વેઠી કાશીનગરમા આ પાઠશાળા સ્થાપન કરી સંસ્કૃતની સંસ્કૃતિને પુનઃ સંજીવની છાંટવાના પુણ્યકાર્યમાં પોતાનો અમર ફાળો નોંધાવ્યો હતો.

ગુરૂદેવની ઈચ્છા તો વર્તમાન જૈનસમાજમા અસાધારણ વિદ્વાનોનું સર્જન કરવાનો હતો અને તે માટે આ પાઠશાળામા પ્રાચીન પદ્ધતિથી પ્રારંભમા વ્યાકરણ અને તે પછી ન્યાય અને કાવ્યોનું જ્ઞાન આપવામા આવતું હતું.

ચોટે છે કે નહિ ? વગેરે બાબતો ઉપર તેઓ પૂરતુ લક્ષ આપતા અને પ્રેમપૂર્વક કહેતા

'છોકરાઓ ' ગભરાશો નહિ જે કઇ જોઇએ તે માગી લેજો '

અને એ પ્રેમાળ ગુરુદેવનો વરદ હાથ જ્યારે વિદ્યાર્થીઓની પીઠ ઉપર ફરતો ત્યારે તો જાણે આશીષની વાદળી વરસી જતી.

ગુરુદેવની દૃષ્ટિમા પણ જાણે અજબ જાદુ હતું. એમની સામે નિહાળતા જ વિદ્યાર્થીના હૈયામા ચેતન જાગતુ-ભક્તિભાવ ઊભરાતો સૌ પોતાના સતાપના તાપ વિસરી જતા.

બહેચરદાસનાં હૈયાને તો ગુરુદેવે અજબ કામણ કર્યાં હતાં. જ્યારે ત્યારે એ ગુરુદેવના ખડમા જઇ પહોંચતા.

આ બધા વિદ્યાર્થીઓની મડળીમા એક હુરખચદભાઇ કરીને સૌથી વડા વિદ્યાર્થી હતા એમનો સ્વભાવ શાંત અને ધીર ગભીર હતો.

નવા નવા વિદ્યાર્થીઓને એ ભણાવતા, માર્ગદર્શન આપતા, એનો ઉત્સાહ વધારતા એટલુ જ નહિ પણ જો કોઇને કોઇ વસ્તુની જરૂર લાગતી તો તેઓ તે માટે પોતાના ઘરના પૈસા પણ આપતા હતા. બહેચરદાસે સારસ્વત વ્યાકરણનો અભ્યાસ તેમની પાસે કર્યો હતો.

બહેચરદાસને શ્લોકો ભણવાનો ખૂબ શોખ જાગ્યો. તથી વ્યાકરણ કરતા કાવ્યમા એમનુ મન વધારે ગોઠવા લાગ્યુ. વૈરાગ્ય શતક આદિ ગ્રથોના શ્લોકો એ કઠસ્થ કરવા લાગ્યા ગુરુમહારાજની શ્લોક બોલવાની પદ્ધતિ ઘણી સુંદર હતી-આકર્ષક હતી. શાર્દૂલવિક્રિડિત વગેરે છદો તો એ પોતે એવી ધીર ગભીર રીતે

ઉચ્ચારતા કે સૌ કોઇ એ સાંભળતાં મુગ્ધ બની જતુ. ભગવતી વાગીશ્વરીનું જાણે એ વરદાન પામી ન ચૂકયા હોય એમ લાગતું. એમની જીભે જાણે સરસ્વતી આવીને બેસી જતી. ગુરૂદેવ બહેચરદાસ ઉપર અનહદ કૃપા રાખતા.

પાઠશાળામાં સાત સાધુઓ હતા. ગુરૂદેવના એક સૌથી નાના શિષ્યનું નામ વ'નમવિજયજી હતુ. તેઓ પણ બહેચરદાસ ઉપર અપૂર્વ મમતા રાખતા. એટલું જ નહિ પણ એમના અભ્યાસમા પણ એ સારી મદદ કરતા હતા.

: ૧૮ :

## ગુરુજીની છત્રછાયા



મહાપુરૂષની છાયા જેનાં જીવનને મળે છે, તેનું જીવન સદા ધન્ય બને છે.

આ પાઠશાળાના વિદ્યાર્થીઓ પણ ગુરુદેવની છત્રછાયામાં સુખી હતા.

સવારે ઘંટ વાગતાં જ બધા ભેગા થઈ જતા. પહેલાં મંદિરમાં દર્શન-ચૈત્યવંદન કરીને પછી સૌ વિદ્યાર્થીઓ ગુરુદેવ પાસે આવતા, પણ આગળની બાજુએ ઊભા રહેવામાં સૌને સંકોચ થતો. ગુરુદેવના પ્રતાપનું તેજ એટલું બધું હતું કે સૌ જુવાનિયાને એમની બીક લાગતી કે રખેને ચોવીસ કલાકમાં કરેલું કોઈ તોફાન કદાચ ગુરુજીનાં ધ્યાનમાં આવ્યું હશે તો તેઓ શું કહેશે ?

અને આ ગુરુદેવ કેવળ સાધુજન ન હતા પરંતુ તેઓ નવા નવા વિદ્યાર્થીઓના જીવનઘડવૈયા હતા મહાન શિલ્પી હતા પત્થરમાંથી પણ પારસ કરવાની તેમનામાં અજબ શક્તિ હતી વિદ્યાર્થીઓના જીવનની જ્યોત પ્રગટાવવા માટે સદા તેઓ ચિંતનશીલ રહેતા. કર્તવ્યપરાયણ બનતા

કોઇ કોઇ વખત તો બિસ્તર બાંધીને ઘેર જવા તૈયાર થયેલો વિદ્યાર્થી ગુરુદેવના ઉપદેશામૃતનું પાન કરતો કે તરત જ પોતાની ઓરડીમાં જઈ બિસ્તર છોડી નાખતો સર્વોદય સાધુની સાધુતા, આદર્શ પિતાનું વાત્સલ્ય અને કઠોર શિક્ષકનું શિક્ષકપણું—એ બધું તેમનામાં હતું તેઓ માટીમાંથી માનવી સર્જતા માનવીમાંથી સાધુ સર્જતા—દેવ બનાવતા અને આટઆટલી પ્રવૃત્તિઓમાં રચ્યા પચ્યા રહેવા છતાં તેઓ એ બધાનાથી પર જળકમળવત અલિપ્ત રહેતા

ભીમજીભાઈ વગેરે અનેક વિદ્યાર્થીઓ તે વખતે પોતપોતાની બુધ્ધિ શક્તિ અનુસાર વ્યાકરણ, ન્યાય, સાહિત્ય આદિનો અભ્યાસ કરતા હતા.

તે વખતે બનારસ પાઠશાળામાં એક અદ્દભુત વ્યક્તિ હતી. ખૂબ તેજસ્વી, પ્રભાવશાળી અને વિદ્વાન. એમનું નામ હતું શ્યામ સુંદરદાસ વૈશ્ય. પાંચ હાથ લાંબા, પહોળા ને મોટા-ગૌરવર્ણના. બાલ્યકાળમાં ખૂબ કસરત કરી વજ્રમુષ્ટિ બનેલા. પચીસ ત્રીસ વર્ષની વયના એ યુવાન 'રામઃ રામૌ રામાઃ' થી સંસ્કૃતના અભ્યાસની શરૂઆત કરી ને ધુરંધર વિદ્વાન બન્યા હતા. ગુરૂદેવના એ પરમ ભક્ત હતા. પાઠશાળામાં જ એમનો નિવાસ. કપડાં લત્તા અને ઠાઠમાઠના એ પૂરા શોખીન. રાજા-મહારાજાઓની મુલાકાતે જવું હોય તો જરીથી ભરેલ અંગરખું, જરીની પાઘડી, તેઓ ધારણ કરતા.

એમનું લલાટ વિશાળ હતું અને એ વિશાળ લલાટમાં રામાનુજ સંપ્રદાયનું લાંબુ બેરંગી તિલક ભારે શોભતું. એ જતા હોય ત્યારે આગળ અને પાછળ વિદ્યાર્થી હોય જ. સાત સાત દરવાજામાંથી કોઈ પણ દરવાજાનો પહેરેગીર એમને રોકીને એમ પૂછવાની હિંમત ન કરી શકતો કેઃ 'ક્યાં જવું છે?'

તેઓ ગુરુપૂર્ણિમાને દિવસે ગુરુપૂજન કરવા જતા. બીજા વિદ્યાર્થીઓ તેમને પૂછતાઃ

' પંડિતવર્ય ! કેટલા ગુરુઓ પાસે જઈ આવ્યા ? '

તેઓ પ્રસન્ન ચિત્તે જવાબ આપતાઃ ' છત્રીસ. '

એમની ગુરુની વ્યાખ્યા મનન કરવા જેવી હતી. એક પણ દિવસ જેમની પાસે પાઠ લીધો હોય તેને પણ તેઓ પોતાના ગુરુ તરીકે ગણતા હતા. સૌ વિદ્યાર્થીઓના સુખદુઃખના તે સાથી હતા—જાણે વડલાની શીળી છાંય. ગમે તેવા ગમગીન બનેલા વિદ્યાર્થીના અંતરમાં તેઓ નવચેતના સ્ફુરાવતા—તેના પ્રાણને પ્રફુલ્લાવતા.

: ૧૯ :

## પાઠશાળાની પ્રસિદ્ધિ



થોડાક સમયમાં આ પાઠશાળાએ સારી ક્ષેત્રમાં સારી નામના મેળવી. કાશીમાં જ નહિ પણ દૂર દૂર સુધી એ પાઠશાળા અને એના સ્થાપકની સુવાસ સવસ્ય મહેકવા લાગી.

ભારત ધર્મ મહામંડળના અધિષ્ઠાતા સ્વામી જ્ઞાનાનંદજી, મિસીસ એની બીસેન્ટ, પંડિત મદનમોહન માલવિયા, ગંગા મોતીચંદજી વગેરે સ્થાનિક કેટલીક પ્રસિદ્ધ વ્યક્તિઓ ગુરુદેવની પ્રસંશક બની હતી. પાઠશાળાની શુભેચ્છક બની હતી.

હિન્દી ભાષાના કવિસમ્રાટ મૈથિલીશરણ ગુપ્ત અને ' સરસ્વતી '-ના સંપાદક શ્રી મહાવીર પ્રસાદ દ્વિવેદી જેવાઓ પણ ગુરુદેવની કાર્યશક્તિ જોઇ મુગ્ધ થઇ ગયા હતા. તે વખતના કાશીનરેશ મહારાજા પ્રભુનારાયણસિંહે પણ ગુરુદેવને નિમંત્ર્યા હતા અને વર્ણચર્ચા કરી આશીર્વાદ મેળવ્યા હતા.

એક વખતે કાશીનરેશના પ્રમુખપદે પાઠશાળાનો વાર્ષિકોત્સવ ખૂબ ધામધૂમથી ઉજવવાનો હતો. પણ કેટલાક અનિવાર્ય કારણસર તેઓ આવી શકયા ન હતા અને પ્રમુખસ્થાન તેમના પુત્રે લીધું હતું. વિદ્યાર્થીઓ નિરુત્સાહ થયા. લોકોમાં નિરાશા વ્યાપી ગઈ. ગુરુદેવને પણ દુ ખ થયુ.

બીજે દિવસે તપાસ કરતાં એમ જાણુ થઇ કે કાશીનરેશ આવતા હતા તે વખતે માર્ગમાં બ્રાહ્મણોએ રોકી કહ્યું હતુ.

"અમારા માથા વાઢીને આપ જૈન પાઠશાળા મા જઈ શકો છો. અમે આપને નહિ જવા દઇએ. આપ તો મહાદેવના અવતાર છે. તમારાથી જૈન સાધુ પાસે શી રીતે જવાય?"

એટલે કાશીનરેશે આ ધર્મસંકટ ટાળવા પોતે ન આવતાં પોતાના પુત્રને મોકલ્યો હતો. આ જાતની બ્રાહ્મણોની દ્વેષબુદ્ધિ ગુરુદેવના પ્રભાવથી સમય જતાં નષ્ટ થતા પામી

## : ૨૦ :

## પ્રસ્થાન



પ્રકાશ પછી અંધારું ને અંધારા પછી પ્રકાશ- એમ સંસારનું ચક્ર પણ દરેક વિષયમાં ચાલ્યા કરે છે. બહેચરદાસ જે પાઠશાળામાં અભ્યાસ કરી રહ્યા હતા, અને જે સંસ્થા શ્રીધર્મવિજયજી મહારાજ જેવા મહાપ્રતાપી સંતપુરુષની છત્રછાયા નીચે ચાલી રહી હતી, અને જેની ખ્યાતિ આખા ભારતવર્ષમાં જ નહિ, યુરોપ અમેરિકા સુધી ફેલાઈ હતી, એ સંસ્થા ઉપર પણ અશાન્તિનાં વાદળ ચઢી આવ્યાં. માનવીના હૃદયમાં ઈર્ષ્યા, દ્વેષ, અભિમાનની જ્વાળા જ્યારે પ્રકટ થાય છે, ત્યારે તે લીલું કે સુકું સૌને બાળી ભસ્મ કરે છે. સારા નરસાનો કે ન્યાય અન્યાયનો ખ્યાલ એને રહેતો નથી. શ્રીધર્મવિજયજી મહારાજની સાથે રહેતા સાધુઓ પૈકી કેટલાક સાધુઓને તેમના ઉપર ઈર્ષ્યા થઈ. તેમણે ખટપટ ઉભી કરી. કેટલાક સ્વાર્થસાધુ વિદ્યાર્થીઓને તેમણે પક્ષમાં લીધા. પરિણામે સુંદર રીતે ચાલી રહેલા કાર્યને ધક્કો પહોંચ્યો. તે સાધુઓ તો ચાલ્યા ગયા તે ગયા, પણ અનેક કષ્ટો ઉઠાવી કાશી જેવા ક્ષેત્રમાં પાઠશાળાને

સ્થાપન કરનાર, શ્રી ગુરુદેવનું મન પણ ઉદાસ બન્યું, અને તેમણે પણ મગધ અને બંગાળ પ્રદેશમાં જવાનો નિર્ણય કર્યો.

આખરે સં. ૧૯૬૩માં શ્રી ધર્મવિજયજી મહારાજે સમ્મેત શિખર અને કલકત્તા તરફ પ્રયાણ કર્યું. તેમની સાથે પચીસ વિદ્યાર્થીઓએ પણ પ્રયાણ આદર્યું હતું. એ પચીસ પૈકીના બહેચરદાસ પણ એક હતા.

શ્રી ધર્મવિજયજીના એક શિષ્ય વલ્લભવિજય સાથે બહેચરદાસને સારો સ્નેહ બંધાયો. તેમની સાનિધ્યમાં તેઓ વધુ સમય ગાળતા.

અને આમ ગુરુદેવની સાથે સાથે પૂર્વદેશીય તમામ નગરીઓની યાત્રાઓ કરી.

મુસાફરીમાં ઘણું ઘણું જાણવાનું મળે છે. અભ્યાસવૃત્તિ હોય તો એમાંથી ઘણો બોધપાઠ ભણી શકાય છે. એનાં કષ્ટો પણ અનેક છે. એ પણ ભોગવતાં પ્રવાસીએ શીખવું જોઈએ.

આ પ્રવાસ દરમિયાન જુદાજુદા દેશોની ભાષા, રીતરિવાજો, રહેણી કરણી, ખાનપાન, જુદી જુદી જાતિઓની સંસ્કૃતિ વગેરેનો અભ્યાસ કરવા મળે છે. તેમાં ય ઐતિહાસિક–પુરાતન નગરીઓના પ્રવાસ દરમિયાન ઐતિહાસિક અભિરૂચિવાળાને પ્રાચીન સ્થળોનું વિહંગાવલોકન કરવાની તક મળે છે. તે સિવાય જુદી જુદી રૂચિના માનવીઓના સંપર્કમાં આવવાનું મળતાં એમના સ્વભાવનો પણ અભ્યાસ કરવા મળે છે.

ગુરુદેવના પટશિષ્ય મુનિ ઇંદ્રવિજયજી ઇતિહાસના સારા જ્ઞાતા હતા. તેઓ ઇતિહાસની વાતો, પ્રસંગો સૌ વિદ્યાર્થીઓને સમજાવતા હતા.

ગુરુદેવનું ધ્યેય તો લોકોમાં અહિંસા અને જ્ઞાનનો પ્રચાર કરવાનું હતું. નાનામોટા ગામોમાં આ રીતે પ્રવચનો કરવાથી ખૂબ લાભ થયો. તે

તરફના લોકોને જૈન સાધુઓનો પરિચય થયો. જૈન ધર્મના ઉદાર સિધ્ધાંતો જાણવા મળ્યા. જૈન ધર્મ વિષે કેટલાક મિથ્યા ભ્રમણા સેવતા હતા તે દૂર કરવામાં આવી. કેટલાક લોકોએ માંસ મચ્છીનો ત્યાગ કર્યો. આ શું ઓછી સેવા હતી ?

ગુરૂદેવની આ પ્રચારપ્રવૃતિમાં બહેચરદાસને ઘણો ફાયદો થયો. નાનપણથી જ એની વૃત્તિ હતી કે 'હુ મોટી મોટી સભાઓમાં પ્રવચન કરતો કેમ કરીને થાઉં ?'

આજે એ તક બહેચરદાસને સાંપડી હતી. ગુરૂદેવ જ્યારે જ્યારે પ્રવચન કરતા ત્યારે ત્યારે બહેચરદાસ એની નોંધ લેતા. જે કથા કહેવાય, જે શ્લોક બોલાય, જે દ્રષ્ટાંતો રજૂ થાય તે સૌ યાદ રાખી પોતે પોતાની નોંધપોથીમાં લખી લેતા અને બીજે દિવસ ગામ જવાનું થતાં આગલા ગામમાં ગુરૂદેવે કહેલી વાતો, કથાઓ, દ્રષ્ટાંતો બીજા ગામની સભામાં બહેચરદાસ પોતાની ભાષામાં રજૂ કરતા. લોકોને રસ પડે કે નહિ પણ ગુરૂદેવના પ્રવચન પહેલાં પાંચ દસ મિનિટ કંઇક બોલવું એ એમનો ક્રમ ઉપક્રમ થઈ પડયો હતો.

: ૨૧ :

## ભક્તિની કસોટી



ભારતવર્ષના પ્રસિદ્ધ પહાડોમાં બંગાળના સમ્મેત શિખરનું પણ સ્થાન છે. તેની ઉંચાઇ અને લંબાઇ અરાઢ માઇલની કહેવાય છે. આ પહાડ બંગાળના હજારીબાગ જીલ્લામાં આવેલો છે. એ 'પાર્શ્વનાથ હીલ' નામથી પ્રસિદ્ધ છે. એને મધુવન પણ કહેવામાં આવે છે. પહાડ અત્યંત રમણીય છે. અને નિશદિન લીલોછમ રહે છે. જૈનો માટે આ સ્થાન તીર્થક્ષેત્ર મનાય છે. ચોવીસ તીર્થંકરોમાંથી વીસ તીર્થંકરોએ આજ પહાડની ઊંચી ઊંચી ટેકરીઓ ઉપર અનશન આદર્યું હતુ અને મોક્ષ પ્રાપ્તિ કરી હતી.

અગ્નિમાં તવાઇને વિશુદ્ધ બને છે. અને કહ્યું છે કે Sweet are the uses of adversity.

અત્યારે બધા વિદ્યાર્થીઓની સ્થિતિ કરુણાજનક હતી. એમની પાસે ખર્ચ માટે સાધન હતુ તે ખૂટી ગયુ. દુકાનદાર પાસેથી સીધુ સામાન લોટદાળ, ઉધાર લેવાનુ શરૂ થયું હતુ. એ વ્યાપારીને જાણ થઈ કે આ સાધુ અને તેના વિદ્યાર્થીઓ પાસે પૈસા નથી એટલે અણે પણ ઉઘરાણી શરૂ કરી. અને ગામમા એક જ દુકાન હતી. હવે કરવુ શુ ? તેમા ય પાછી ગુરૂવર્યની બિમારી. આ વાત ગુરૂદેવના કાને ન પહોચે તે માટે બધા વિદ્યાર્થીઓ કાળજી રાખતા, પણ કયા સુધી એ વાત છૂપી રહે ?

એક દિવસ સધ્યાકાળે ગુરૂજીએ બધા વિદ્યાર્થીઓને પોતાની પાસે બોલાવી કહ્યુ "ભાઇઓ ! હુ માદો છુ. મને ક્યારે સારૂ થશે એ ચોક્કસ નથી. મેં સાભળ્યુ છે કે તમારી પાસે ખર્ચી ખુટી ગઇ છે. મેં તમારે માટે બહારથી રૂપીઆ મગાવ્યા છે, પણ હજુ સુધી તે આવ્યા નથી. અમે તો સાધુ કહેવાઇએ. ગમે તેમ નિર્વાહ ચલાવી લઇશું. પણ તમે ? તમારું સૌનુ શું ? આ પહાડ ઉપર વીસ તીર્થંકરો અને હજારો મુનિઓએ અનશન કરી પોતાનું આત્મકલ્યાણ કર્યું હતુ. એ રીતે અમે પણ અનશન કરવામા અમારુ સદ્દભાગ્ય માનીશુ. પણ તમે બધા હજુ ગૃહસ્થ છો તમારા મા બાપ, ભાઇ બહેન, સગાસબંધી, તમારાં દુ:ખની વાતો સાભળી દુ ખી થશે. સમાજમાં હાહાકાર થશે. તમે એમ કરો કે બધા બનારસ જાવ ને પાઠશાળામા ભણો તેમ ન કરવું હોય તો પોતપોતાને સ્થળે જાવ."

વિદ્યાર્થીઓની મુઝવણનો પાર રહ્યો નહિ. બધા એકદમ રડુ રડુ

થઇ ગયા. તેમના હૃદય ભરાઈ આવ્યાં. ગુરુજીને આવા જંગલમાં છોડીને જવું ? એ અમારું કર્ત્તવ્ય હોય ? વિદ્યાર્થીઓ પૈકી એકે કહ્યું—

" ગુરુદેવ ! આપ અમારી ચિંતા ન કરો. આપને આવી માંદગીમાં મૂકી અમારાથી કેમ જવાય ? આપ જ અમારુ સર્વસ્વ છો. આપના ઉપકારોનો બદલો અમારાથી વાળી શકાય એમ નથી. આપ જરા પણ ફીકર ન કરશો. અમારુ જીવન આપની સાથે જ છે. અમે પણ જંગલના ફળફૂલ ખાઈ જીવન વ્યતીત કરીશું, પણ આપને છોડીને તો નહિ જ જઇએ. "

મોદીની પાંચમો રૂપીઆ જેટલી રકમ ચડી ગઇ હતી. બધા વિદ્યાર્થીઓએ પોતપોતાની પાસે જે કંઈ હતું તે એકઠું કર્યું.

બનારસ છોડતાં પહેલાં થોડા દિવસ અગાઉ બહેચરદાસે પોતાના મોસાળથી એક સોનાની કંઠી મંગાવી લીધી હતી. તે પણ તેમણે આ રકમ ચૂકવવાના ફાળામાં આપી દીધી. અને મંદિરની પેઢીમાં આ બધુ ભેગું કરી મૂકી રૂપીઆ લેવાનો નિર્ણય કર્યો તે જ દિવસે કલકત્તાથી કેટલાક મારવાડી ગૃહસ્થો સમ્મેત શિખરની જાત્રાએ આવ્યા અને આજ ધર્મશાળામાં ઉતર્યા. ગુરુદેવ અને બીજા મુનિરાજોનાં દર્શન કરી તેઓ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા. અહીંની પરિસ્થિતિ તેમના જાણવામાં આવી. તેમણે મોદીનું દેવુ ચૂકાવી દીધું એટલું જ નહિ પણ પોતાને ખર્ચે બધાને કલકત્તા આવવા નોતર્યા. બીજી બાજુ ગુરુદેવે મુંબઇથી મંગાવેલી એક હજારની રકમ પણ આવી પહોંચી.

ખરેખર સૌને માટે આ કસોટીનો કપરો સમય હતો. પણ સાચા દિલની સેવા જરૂર ફળે છે. કસોટીમાંથી સૌ ભક્તો જાણે પસાર થયા. જાણે અદ્દભુત ચમત્કાર થયો. ગુરૂદેવની કૃપા ઉતરી અને આફતમાંથી સૌ કોઈ ઉગર્યા. ગુરૂદેવની તબિયત પણ હવે સારી થવા લાગી.

: ૨૨ :

## મુસાફરીમા ઘોડા અને ઘેટાની ઘટના



સમ્મેત શિખરથી વિદાય લીધી તે વખતે વિજયધર્મસૂરિ મહરાજને પૂરો આરામ થયો ન હતો. તેઓ ચાની શકે એ સ્થિતિમા પણ ન હતા વિદ્યાર્થીસંઘે નિર્ણય કર્યો કે જ્યા સુધી ગુરુદેવથી ચાની ન શકાય ત્યા સુધી તેમને ડોળીમા ઉપાડવા

ગુરુદેવની પ્રકૃતિ સારી ન હતી છતા જ્યા જ્યા મુકામ કરવામા આવતો ત્યા ત્યા તેઓ પ્રવચનો કરતા હતા આ માસાહારી પ્રદેશમા અહિંસા અને માસાહારના નિષેધનો પ્રચાર કરવો એ તો એમનુ મુખ્ય ધ્યેય હતુ.

ગુરુદેવને ડોળીમા બેસાડી ચાર ચાર વિદ્યાર્થીઓ અનારનવાર ઉચકી પ્રયાણ કરતા પણ તેમા યે આ વિદ્યાર્થીઓ આવા કામથી ટેવાયેલા ન હોઈ તેમને ખૂબ તકલીફ પડતી નેટને ગુરુને તેમને તેમ નહિ કરવા

પણ એ ટટ્ટુ તો વિચિત્ર પ્રકારનું નીકળ્યું. તેના ઉપર કોઈ સવારી કરે કે તરત જ ધોરી રસ્તો મૂકી એ કાંટાની ઝાડીમાં કે મોટા ખાડામાં જઈને જ બેસનારને પટકી નાખે. આખી યે મંડળીમાંથી ભાગ્યે જ કોઈ એની આ સજામાંથી બચવા પામ્યું હશે.

ગુરુદેવ આ બધું નિહાળી પૂછતા 'કેમ આજે કોનો વારો છે?'

અને કટાક્ષમાં કહેતા 'ઘોડા ઉપર બેસવાનો સ્વાદ તો સરસ ચાખવા મળે છે.'

બધા વિદ્યાર્થીઓ થાકી ગયા. હવે તો એ ઘોડું કોઈ મફત લે તો પણ આપી દેવું એવો વિચાર બહેચરદાસે નક્કી કર્યો.

એક દિવસ અકસ્માત એકજણ મળી ગયો. કિમ્મત ઠરાવતાં એણે ગજવામાંથી નવ રૂપીઆ કાઢી બેચરદાસના હાથમાં મૂકયા અને ટટ્ટુની લગામ પકડીને એ ચાલતો થયો.'

આમ આનંદપૂર્વક મુસાફરી કરતો આખો સંઘ વર્ધમાનપુર આવી પહોંચ્યો.

આ પ્રવાસમાં એક વિચિત્ર ઘટના બની ગઈ હતી. એક પ્રસંગે ગુરુદેવ અને બહેચરદાસ સાથે ચાલી રહ્યા હતા. માથે ઘામ ધખી રહ્યા હતા. ગુરુદેવને તૃષા લાગી બંને જણ એક વિશાળ વૃક્ષની શીતળ છાયામાં જઈને બેઠા. ઉકાળેલું પાણી સાથે હતું જ. ગુરુદેવ પાણી પીતા હતા ત્યાં એમની નજરે આવેથી આવતું સેંકડો ઘેટાનું એક ટોળું પડ્યું. એમાંથી એક ઘેટું ટોળાનો સાથ છોડી ભાગ્યું ને ગુરુ-શિષ્ય બેઠા હતા ત્યાં ગુરુદેવ પાસે આવી પડી ગયું.

ગુરુદેવે બહેચરદાસને કહ્યું: 'બહેચર! એ બિચારું મરી રહ્યું છે. શું જોઇ રહ્યો છે? જા ઉઠ ને તેના કાનમાં 'નવકાર મંત્ર' સંભળાવ.'

બહેચરદાસે તેની પાસે જઇ તેના કાનમાં 'નવકાર મંત્ર' સંભળાવ્યો. બધાં ઘેટાં આવે ત્યાં સુધીમાં તો એ બિચારું મૃત્યુનું મહેમાન થઇ ચૂકયું હતું.

આ એક આશ્ચર્યકારક ઘટના કહેવાય!

: ૨૩ :

## દીક્ષાનો નિર્ણય



બહેચરદાસને ગુરુદેવની સેવામાં પરમ આનંદ મળતો. એમના ઉપર ગુરુદેવના અહોનિશ આશીર્વાદ વરસતા પણ એમને ઘણીવાર વિચાર ઉદ્ભવતોઃ ' મેં ઘર છોડ્યું–શા માટે ? મેં દહેગામના સ્ટેશન ઉપરથી પ્રતિજ્ઞા લીધી હતી ?–કાં તો લક્ષાધિપતિ થઈને દહેગામને પાદર પગ મૂકીશ કાં તો માધુ થઈને. '

પણ ત્રણ ગગ્ગાની ગોળી ઉર્ફે લાડવા ખાઇ નાગડધીન્ના કરનાર સાધુઓની દુનિયાને મુદ્દલે જરૂર નથી. દુનિયા તો આજે એ સાધુવર્ગને ઝંખી રહી છે કે જે એનો ઉદ્ધાર કરે-પતનને પંથે વિચરી ચૂકેલા માનવીઓને કલ્યાણનો રાહ બતાવે. આત્માને માનવતાને રંગે રંગી જીવનને ધન્ય બનાવે. લોકસેવામાં જ પોતાનું ઇવતર ખરચી નાંખે. બહેચરદાસના મનમાં થતું કે "જો આ પ્રકારનો સાધુ બનાય તો-જિંદગી સાર્થક થાય."

ભારતવર્ષની જનતા પરાપૂર્વથી આવા સાધુતાને વંદન કરતી-પૂજતી આવી છે. ભાગની મયાના લાડીલા આવા સાધુઓએ પોતાનાં જીવનધન જગકલ્યાણમાં ખર્ચી પોતાની જાતને ધન્ય બનાવી છે.

અને તેથી જ સમાજમાં સાધુપુરૂષનું સ્થાન સદા ઊંચું છે. અને ધર્મમાં પણ ગુરૂનું ગૌરવ ઘણું માનવામાં આવે છે. કે જૈન ધર્મના ગુરૂ ત્યાગી હોય છે; સંયમી હોય છે. અહિંસા એનો જીવનમંત્ર હોય છે. આવા સાધુ બનવાની બહેચરદાસને લગની લાગી હતી અને જ્યાં મન ચોક્કસ મનસૂબો કરે છે પછી એ નથી ફરતો.

સમ્મેત શિખરથી કલકત્તા તરફ જવા માટે આખો સંઘ રવાના થયો તેજ દિવસે પહેલો મુકામ ચાસચટ્ટી નામના એક નાનકડા ગામમાં થયો હતો.

સાંજે જમી રહ્યા બાદ ગુરુદેવના એક શિષ્ય શ્રી. ભક્તિવિજયજી મહારાજે બહેચરદાસને પોતાની પાસે બોલાવીને કહ્યું: 'તું આજકાલ પ્રતિક્રમણ નથી કરતો. સામાયિક-પણ નથી કરતો. કંઇક તો ધર્મધ્યાન કરવું જોઇએ.'

અને રાતના એમણે બેચરદાસને બે-ચાર સ્તવન સજ્ઝાયનો આસ્વાદ પણ ચખાડયો.

બીજે દિવસે પ્રવાસ આગળ શરૂ થયો રસ્તામાં બહેચરદાસને વિચાર આવ્યો કે જો ગુરુદેવ દીક્ષા આપે તો ઠીક નહિ તો ગુજરાતમાં કોઇ બીજા સાધુની પાસે જઇને દીક્ષા લેવી.

પણ ગુરુદેવ આગળ આ વાત જણાવવી શી રીતે? આખરે એક ચિઠ્ઠી લખી તેમણે ગુરુદેવને સાદર કરી પોતાના હૃદયના ભાવ દર્શાવ્યા.

ગુરુદેવે બહેચરદાસને આશ્વાસન આપતાં જણાવ્યું ' ભવિષ્યમાં કોઇ સારો સંયોગ આવે જરૂર દીક્ષા આપીશ. ઉતાવળ કરવાની જરૂર નથી '

એક દિવસ સાંજે હુગલીના દરિયા કિનારે ઠંડી હવામાં બહેચરદાસ અને એમના બીજા ચાર મિત્રો બેઠા હતા. તે વખતે એમણે પોતાના હૈયાની વાત બીજા મિત્રોને પણ જણાવી. દીક્ષા લેવાની બીજા મિત્રોને પણ એમણે પ્રેરણા કરી. પરિણામે બીજા ચાર મિત્રો પણ દીક્ષા ગ્રહણ કરવા તૈયાર થયા. સૌભાગ્યચંદ ( સિંહવિજય ) જેઠાભાઈ ( ગુણવિજય ) મફતલાલ ( મહેન્દ્રવિજય ) અને નરસિંહ ( ન્યાયવિજય ) તથા પોતે-વિદ્યાવિજય-એમ પાંચ જણાએ દીક્ષા લેવાનો પાકો નિર્ણય કર્યો.

સંઘના નેતાઓ સામે એક પ્રશ્ન ઉપસ્થિત થયો. એમણે દીક્ષા લેનારાઓની યોગ્યતા વિષે ખાતરી કરવાનો નિર્ણય કર્યો. અને એ નિર્ણય થતાં જ સંઘના આગેવાનોએ પાંચે વિદ્યાર્થીઓની શક્ય તેટલી બધી રીતે કસોટી કરી જોઇ. અંતે એમને વિશ્વાસ બેઠો કે આ પાંચે વિદ્યાર્થીઓ દીક્ષા લેવા યોગ્ય છે. એ માટે મુહૂર્ત કાઢવામાં આવ્યું.

સં. ૧૯૬૩ ના ચૈત્ર વદ પાંચમનો એ ધન્ય દિવસ હતો. વાતાવરણ ધર્મમંત્રોથી ગાજી રહ્યું હતું. આનંદ અને ઉત્સાહનાં પૂર ઉછળ્યાં હતાં. **न भूतो न भविष्यति** એવો અપૂર્વ ઉત્સવ આ પાંચેની દીક્ષા નિમિત્તે કલકત્તામાં થયો. પૈસો પાણીની માફક ખર્ચાયો. સંઘનો ઉત્સાહ અનોખો હતો.

આ પાંચે યુવકો ભણેલા ગણેલા, હોંશિયાર, ખાનદાન કુટુંબના નબીરા, સુખી, ભલા—આવાઓ દીક્ષા લે એ સંસારના રંગમાં રંગાયેલાથી કેમ સહન થાય? અને તેમાં પણ પેલી બનારસ પાઠશાળાના કર્મચારિયો—એમને તો જાણે આ દુનિયાનો સર્વનાશ થતો ન હોય એમ જ લાગ્યું. આને અંગે ઘણો ઉહાપોહ થયો. સેંકડો તારો છુટયા–સંખ્યાબંધ પત્રો આવ્યા. સભાઓ ભરાઇ. લેખો લખાયા પણ દીક્ષા ગ્રહણ કરનારા મક્કમ હતા.

દીક્ષા લેનારા પાંચે જણ મક્કમ હતા. પછી બીજાઓને વિરોધ કરવાનો શો હક્ક છે?

જૈન સંઘ અને ગુરુદેવ ઉપર તાર અને કાગળોનો વરસાદ વરસવા માંડ્યો.

' ખબરદાર, દીક્ષા ન આપશો. '

પણ ગુરુદેવનો નિર્ધાર મક્કમ હતો. એ આજે પોતાનું સાચું કર્તવ્ય કરી રહ્યા હતા. દેશને અને સમાજને આજે સાચા નવસાધુઓની ભેટ ધરી રહ્યા હતા.

એમણે ઉદ્‌ઘોષણા કરી:

' પાઠશાળા સાથે સંબંધ રહે ત્યાં સુધી હું પાઠશાળાના વિદ્યાર્થીને દીક્ષા ન આપી શકું — એ મારો નિયમ હતો. પાઠશાળાથી મારો સંબંધ છુટ્યો છે. દીક્ષા લેનારા પણ પાઠશાળાથી છૂટા થયા છે. હવે મને દીક્ષા આપવામાં કોઈ જાતનો બાધ નથી. કોઈ મને અટકાવી શકે એમ નથી. '

જૈન સમાજમાં આનંદ વ્યાપી રહ્યો હતો. પાંચે યુવાનોના માતાપિતા બનીને પોતાને ઘેરથી વરઘોડો કાઢવો, દીક્ષા માટે આશીર્વાદ આપી વિદાય દેવી આદિ ક્રિયાઓ ક્યાંથી કરાવવી એ નક્કી કરવાનું હતું.

દીક્ષાના મુહૂર્તનો દિન નજદીક આવી લાગ્યો. મુનિરાજોમાં ગુપ્ત ચર્ચા થવા લાગી કે કોણ કોનો શિષ્ય બને ?

ગુરૂદેવ અને બીજા એક બે મુનિરાજ આ બાબતથી પર હતા પણ બે ત્રણ મુનિરાજ ચાહતા હતા કે 'અમુક મારો શિષ્ય બને;' 'અમુક તારો શિષ્ય બને.'

પણ આ પાંચે દીક્ષા લેનાર વિદ્યાર્થીઓએ તો ગુરૂદેવના શિષ્યો બનવાનો નિર્ધાર ક્યારનો યે કરી નાંખ્યો હતો. એમનાં મન હવે ડગે તેમ ન હતાં.

ગુરૂદેવે દીક્ષા આપીને જેવી રીતે એ પાંચેનું વેષ પરિવર્તન કરી નાંખ્યું હતું તેવી રીતે તેમનાં નામોમાં પણ પરિવર્તન કરવામાં આવ્યું.

**સૌભાગ્યચંદમાંથી સિંહવિજયજી જેઠાભાઇમાંથી ગુણવિજયજી બેહચરદાસમાંથી વિદ્યાવિજયજી, મફતલાલ માંથી મહેન્દ્રવિજયજી અને નરસિંહદાસમાંથી ન્યાય વિજયજીનો નવો જન્મ થઇ ચૂકયો હતો.**

અને એમ એ પાંચે મિત્રોએ દીક્ષા લઇ શ્રી ધર્મવિજયજીનું શરણ સ્વીકાર્યું—એમને ગુરૂપદે સ્થાપ્યા.

આ પાંચે જણા આજ સાધુતાને રંગે રંગાયા. એમના અંતર અને આત્માને રંગનાર કોઇ અજબ રંગરેજ હતો. એણે લગાડેલો રંગ 'વસ્ત્ર ફાટે પણ ફીટે નહિ' એવો હતો અને ખરેખર એ મહાપુરૂષે કર્તવ્યની કેડી ઉપર આજે પાંચ પાંચ જણને પગલાં ભરતા કરી દીધા હતા.

અને પછી વિદ્યાવિજય ઉપર તો ગુરૂદેવની કૃપાનાં અમી સદા વરસતાં જ ગયાં.



બહેચરદાસના વિદ્યાવિજય થયા ત્યારે

તો તેમણે જોયા ન હતા કે ન તો કોઇ જૈન સાધુ તે તરફ વિચર્યો હતો. હિંસાની તો આ પ્રાંતમાં પરાકાષ્ટા હતી.

માર્ગમાં અનેક મુશ્કેલીઓ નડી હતી. કેટલીક વાર પોલીસ અધિકારીઓ સાધુ મંડળીને પોલીસ થાણામાં લઈ જતા અને પાછળથી જ્યારે પૂછપરછ કરી સાધુઓ વિષેની ખાતરી થતાં સાધુ મંડળીને પોતાના અતિથિ બતાવી ભક્તિભાવ પણ દર્શાવતા.

'નદિયા' ઘણા પ્રાચીન સમયથી સંસ્કૃત વિદ્યાનું કેન્દ્રસ્થાન રહ્યું છે. ઇ. સ ૧૧૦૮ની આસપાસ વિજયસેનના પુત્ર વલ્લભસેને 'કસિયાર' નામના ગામમાં રાજ્યાધિકાર પ્રાપ્ત કર્યો હતો અને તેણે જ નવદ્વીપમાં વિદ્યાપીઠનો શિલાન્યાસ કર્યો હતો નાલંદા, તક્ષશિલા, કાંચી, વલ્લભપુર વગેરે ભારતીય અનેક વિદ્યાપીઠોમાં 'નદિયા'નું વિદ્યાપીઠ પણ મશહૂર હતું.

ત્યાંથી મુર્શીદાબાદ ગયા અને ત્યાં ગુરૂદેવનાં પ્રવચનોની જનતા ઉપર ભારે અસર થઇ.

મુર્શીદાબાદથી પ્રવાસ આદરી આખી એ મંડળી ભાગલપુર થઇ પાવાપુરી આવી. પાવાપુરી ભગવાન મહાવીર સ્વામીનુ નિર્વાણસ્થાન છે.

સમય અને સ્થળનુ મહત્વ જોઇ વિદ્યાવિજય અને બીજા પાંચ નવા દીક્ષિતોને ‘ વડી દીક્ષા ’ આપવાનો ઉત્સવ આ પુણ્યતીર્થમાં કરવામાં આવ્યો.

આ પ્રસંગે ગુજરાતથી વિહાર કરતા ગુરૂદેવના એક મિત્ર પંન્યાસ શ્રી વીરવિજયજી શિષ્ય મંડળી સાથે પધાર્યા હતા. આથી અહીં સાધુ સમુદાય સારી સંખ્યામાં એકત્રિત થયો હતો.

કલકત્તામાં ગુરૂદેવ પાસે વિદ્યાવિજય અને બીજા ચાર જણે દીક્ષા લીધી હતી અને તે બાદ પાછળથી વિદ્યાર્થીઓ પૈકીના એક મગનલાલ નામના ભાઇને કપડવણજથી તેમના ભાઇએ આવી ગુરૂજી પાસે દીક્ષા અપાવી હતી. તેનુ નામ મહેન્દ્રવિજયજી રાખવામાં આવ્યુ હતું. આ નવા સાધુનું વય નાનું હતું છતા એનામાં વિદ્વતા ઘણી હતી.

: ૨૬ :

## પાઠશાળાનો પુનરૂધ્ધાર



બનારસ પાઠશાળાની પરિસ્થિતિ અત્યારે કરૂણાજનક બની ગઇ હતી. અવ્યવસ્થા વ્યાપી ગઇ હતી. કોઇ અગ્રેસર નહિ હોવાને કારણે વિદ્યાર્થીઓ ધીમે ધીમે રવાના થઇ ગયા હતા. માત્ર પાંચ કે છ વિદ્યાર્થીઓ ત્યાં રહ્યા હતા. પાંચસો વિદ્યાર્થીઓ નિવાસ કરી શકે એવી આલીશાન ' અંગ્રેજી કોઠી ' જોનારને જાણે ખાવા ધાતી હતી. જે સ્થળે રાતદિન સંસ્કૃતનું વાતાવરણ ગુંજી ઊઠતું, જ્યાં નાના મોટા અનેક પંડિતો, સાધુ સન્યાસીઓ અને અને નેતાઓનાં પગમાં પડતાં, તેમના આગમનથી ધરતી પાવન થતી તે સ્થાન આજે ભૂતખાના સમ બની ગયુ

અને જ્યારે ગુરુદેવે પાઠશાળાના કરુણ હાલ વિષે સાંભળ્યું ત્યારે એમના હૈયામાં અપાર વેદના થઈ એમને રોમ રોમ વીંછીના ડંખની વેદના થવા લાગી.

ગુરુદેવને લાગ્યું કે પોતે જે કુમળા છોડને આત્માનાં અમૃત સિંચન કરી રોપ્યો હતો તે સાચા માળીની દેખરેખ વિના પાછો કરમાઈ ગયો છે. એને હવે સંજીવની છાંટવાની જરૂર છે. નહિ તો એનો વિનાશ થઈ જશે. આ પાઠશાળા માટે ગુરુદેવે ઘણાં કષ્ટો સહ્યાં હતાં. બનારસ પાઠશાળાના પોષક અને રક્ષક શેઠ **વીરચંદ દીપચંદ** અને શેઠ **મણિલાલ** ગોકુલભાઈ ગુરુદેવની એકનિષ્ઠાથી—કર્તવ્યપાલનથી—આત્મત્યાગથી સુપરિચિત હતા.

શ્રી વિજયધર્મસૂરિજીનો વિચાર પાવાપુરીમાં ગુરુકૂળની આ યોજના કરવાનો હતો, અને તેને લગતી પ્રથમ ભૂમિકા તૈયાર કરવામાં આવી હતી.

એ અરસામાં જ મુંબઈથી શેઠ **વીરચંદ દીપચંદ** અને શેઠ **મણિલાલ ગોકુલભાઈએ** વિજયધર્મસૂરિ મહારાજને ફરી બનારસ જૈન પાઠશાળાનો પુનરુદ્ધાર કરવાની આગ્રહભરી વિનંતિ કરી. એટલું જ નહિ પણ તેઓના કાર્યમાં કોઈ પણ દખલગીરી નહિ કરે એવી બાંહેધરી આપવામાં આવી. પરિણામે ગુરુકૂળની બધી યોજના સ્થગિત કરીને **પાવાપુરથી** કાશી તરફ પ્રયાણ કરવામાં આવ્યું.

જેટલું જલદી કાશી જવાય તેટલું સારૂં હતું. પણ માણસ ધારે છે કંઈક ને કુદરત કરે છે કંઈક. **પટણા** આવતા જ વિજયધર્મસૂરિજી મહારાજની તબિયત બગડી ગઈ. તેથી તેમણે પોતાના પાંચ શિષ્યોને જલદીથી બનારસ જવાની આજ્ઞા આપી. અને ગુરુદેવની આજ્ઞા

મળતાં જ મંગળવિજયજી, સિંહવિજયજી, ગુણવિજયજી, મહેન્દ્રવિજયજી, અને વિદ્યાવિજયજી એ પાંચે જણાએ બનારસ પ્રતિ પ્રયાણ આદર્યું. આ વખતે કેટલાક વિદ્યાર્થીઓ પણ આ પાંચે સાધુઓ સાથે બનારસ જવા રવાના થયા હતા.

બનારસ પાઠશાળાના તે વખતના વ્યવસ્થાપકે બહાનું કાઢયું કે 'બનારસમાં પ્લેગ ચાલે છે.' એની ઇચ્છા એવી હતી કે આ સાધુ મંડળી પાઠશાળામાં ન આવે તો સારૂં. પણ સાધુમંડળીએ પ્લેગની પરવા ન કરી. ગુરુદેવની આજ્ઞા હતી પછી પ્લેગની બીક રાખવાનું કારણ જ શું?

અને તેઓ બનારસ આવી પહોંચ્યા.

તે વખતે પાઠશાળામાં પાંચ છ વિદ્યાર્થીઓ હતા. આઠ દસ વિદ્યાર્થીઓ સાથે આવ્યા હતા. વિદ્યાવિજયજીએ પહેલાંની માફક પાઠશાળાનો દૈનિક કાર્યક્રમ શરૂ કર્યો.

ગુરુદેવની પુનઃ બનારસ ખાતે પધરામણી થતાં જંગી સામૈયાની યોજના કરવામાં આવી હતી. એમનું સ્વાગત અપૂર્વ અને ભાવભીનું થયું હતું. કાશીનરેશે પણ એમાં સાથ આપ્યો હતો. આ બધાં કામોમાં વિદ્યાવિજયે ભારે શ્રમ ઉઠાવ્યો હતો.

## : ૨૭ :

## આરાધના



બનારસમાં વિદ્યાવિજયજીએ પોતાનો સંસ્કૃત વ્યાકરણ અને સાહિત્યનો અભ્યાસ આગળ વધારવા માંડયો. સાહિત્યનું સતત ચિંતન એ તો પ્રત્યેક વિદ્યાર્થીનો પરમ ધર્મ છે.

કલકત્તામાં દીક્ષા લીધા પછી વિદ્યાવિજયજીને માથાનું દર્દ લાગુ પડયું હતું. શિરોવેદનાનું આ દર્દ અસહ્ય હતું. ઘણા ઘણા ઉપચારો અને વૈદ્યોની દવા કરવામાં આવી હતી, પરન્તુ કોઇથી કંઇ ફાયદો થયો નહોતો.

એક દિવસ વિદ્યાવિજયજી પોતાના ગુરુદેવ પાસે બેઠા હતા. એક બ્રાહ્મણ ગુરુદેવનાં દર્શનાર્થે આવ્યો. ગુરુદેવે વિદ્યાવિજયજીની શિરોવેદના વિષે એમને વાત કહી.

તે બ્રાહ્મણ ઊભો થયો અને થોડીક જ વારમાં બહાર જઇ પાછો આવ્યો. એણે વિદ્યાવિજયને સુવાડીને નાકમાં કોઇ જાતના પાંદડાંના રસનાં

ટીપાં પાડયાં અને માથાની નસોને માલીસ કરી. વિદ્યાવિજયજીને લાગતું હતું કે માથામાં કંઇ ફરી રહ્યું છે. લગભગ અડધા કલાક પછી એમને સળેખમ શું ગાંઠોની ગાંઠો નાકમાંથી નીકળવા લાગી. આખો દિવસ આની જ પરિસ્થિતિ ચાલુ રહી. પરંતુ તે દિવસથી એમની શિરોવેદના કાયમને માટે અદશ્ય થઇ ગઇ.

ગુરુદેવે આ બ્રાહ્મણને જીજ્ઞાસાથી પૂછ્યુ:

'બ્રહ્મદેવ! કહેશો કે આ વનસ્પતિ કયી હતી?'

પણ એ ભૂદેવે એ વનસ્પતિનું નામ ન આપ્યું તે ન જ આપ્યું.

શિરોવેદનામાંથી મુક્ત થયા બાદ વિદ્યાવિજયજીએ નિદિધ્યાસનમાં પોતાનો પ્રાણ પરોવવા માંડયો. તે ઉપરાંત કેટલાંક જૈન સૂત્રોનો અભ્યાસ પણ ગુરુદેવ પાસે કરવા માંડયો.

આ વખતે વિદ્યાવિજયજીની પ્રકૃતિ ભણવા કરતાં લેખન તરફ વિશેષ હતી. લેખનકળા અને વક્તૃત્વકળા આ બંને વિષયમાં પારંગત થવા માટેની એમની મહેચ્છા હતી.

તેની વિરુદ્ધમાં વિદ્યાવિજયજીએ પણ ઘણું લખ્યું હતું. પં. લાલને એક વખતે જૈનશાસ્ત્રોક્ત 'પંચ પ્રતિક્રમણ'ને બદલે 'સાત પ્રતિક્રમણ'નું પ્રતિપાદન કર્યું. એની વિરુદ્ધમાં પણ વિદ્યાવિજયજીએ ઘણું લખ્યું હતું.

આ અરસામાં **શાંતિવિજયજી** નામના એક જૈન સાધુ રેલ્વેમાં પ્રવાસ કરતા હતા. તેમણે જૈન સાધુઓને માટે 'રેલ્વે વિહાર'નુ પ્રતિપાદન સમાચાર પત્રોમાં કર્યું. તેના ઉત્તર પક્ષમાં ઊભા રહી વિદ્યાવિજયજીએ એ ચર્ચાને ઉગ્ર સ્વરૂપ આપ્યું.

તેજ સમયમાં અલાહાબાદ ખાતે ભરાયલી 'સર્વધર્મ પરિષદ'માં ગુરૂદેવ સાથે વિદ્યાવિજયજી અને બીજા બે શિષ્યો ગયા હતા. જે વખતે તેઓ સૌ રેલ્વેની સડકે સડકે જઈ રહ્યા હતા તે વખતે તેમણે એક વ્યક્તિને રેલ્વેના ઝાંપામાંથી બહાર નીકળતાં જોઈ. એ વ્યક્તિનો દાઃ જ્બરો હતો. સાધુ હોવા છતાં સાધુનાં લક્ષણોનો એમાં અભાવ લાગ્યો. પગમાં ખૂબ સુંદર મુખમલની ચંપલો હતી. રંગબેરંગી રેશમી વસ્ત્રો અંગ ઉપર સાધુની માફક વીંટાયેલાં હતાં. ચિત્રવિચિત્ર એક રૂમાલ ખભા ઉપર પવનમાં લ્હેરિયાં લેતો હતો. આંખો ઉપર સુંદર સોનેરી ફ્રેમનાં ચશ્મા ઓપી રહ્યા હતા. માથુ ખુલ્લું હતું. સુગંધી તેલથી સુંદર રીતે ઓળેલા વાળ ચમકી રહ્યા હતા. હાથમાં ચાંદીની મુઠવાળી સુંદર લાકડી રમી રહી હતી. તેમની પાસે જતાં તો વાતાવરણ અત્તરની મ્હેક મ્હેક થતી ખુશબોથી મઘમઘી રહ્યું હતું. વિદ્યાવિજયજીએ ગુરૂદેવને ધીમેથી કહ્યું:

'રેલ્વે દ્વારા વિહાર કરનાર આ શાંતિવિજયજી હોય એમ લાગે છે.'

પાસે આવતાં જ એમણે ગુરુવરને ઓળખી લીધા. સુખશાંતિના સમાચાર પૂછયા બાદ તેમણે ગુરૂદેવને પૂછ્યું:

'આપના કોઈ વિદ્યાવિજયજી નામના શિષ્ય છે ને ?'

' ગુરુદેવે જવાબ આપ્યો: 'હા ! એ તમારી સામે જ ઊભા છે.'

શાંતિવિજયજીએ વિદ્યાવિજયજીને ઉદ્દેશીને કહ્યું: 'જુઓ ભાઈ! તમે હજુ ઊગતા જુવાન છો. નવા લેખક છો. તમારા પાછળના બેએક લેખોના જવાબ લખીને મેં તૈયાર રાખ્યા છે. પરંતુ આપણે સાધુઓ જ આપસ આપસમ આ રીતે ચર્ચામાં ઉતરીએ તો ગૃહસ્થો ઉપર આની શી અસર થશે ? તેથી મારા લેખો મેં છાપવા નથી મોકલ્યા.'

આ સાંભળી વિદ્યાવિજયજીએ કહ્યું: 'આપ કાલે છાપવા મોકલવાના હોય, તો આજે જ મોકલો. અથવા તો મને આપો તો હું છાપવા મોકલી આપું. આ જાતની ચર્ચાઓમાંથી સમાજને ઘણું ઘણું જાણવાનું–શીખવાનું મળશે.'

એક નાનકડી પુસ્તિકા પણ તેમણે છપાવી હતી. ગુરુદેવનાં ચરિત્રો ઘણી ભાષામાં પ્રગટ થયાં છે પણ સૌથી પ્રથમ એ ચરિત્ર લખવાનું સદ્ભાગ્ય વિદ્યાવિજયજીને પ્રાપ્ત થયું હતું. ત્યારબાદ એ જ પુસ્તિકાને આધારે હિંદીમાં 'આદર્શ સાધુ' લખી પ્રગટ કર્યું હતું.

બનારસ ખાતે રચાયલી વિદ્યાવિજયજીની કૃતિઓમાં 'શાણી સુલસા'નો સમાવેશ થાય છે. આજથી અઢી હજાર વર્ષ પહેલાં ભગવાન મહાવીરના સમયમા થએલી ભગવાન મહાવીરની પરમ શ્રદ્ધાળુ શ્રાવિકા 'સતી સુલસા'નું ચરિત્ર નવલકથાના સ્વરૂપમાં વિદ્યાવિજયજીને હાથે તૈયાર થઈ જૈન શાસનના ગ્રાહકોને ભેટ તરીકે અપાયુ હતું.

શ્રી વિદ્યાવિજયજી, આમ ગુરુદેવની છત્રછાયામાં, બનારસ પાઠશાળામાં રહીને સાહિત્ય પ્રવૃત્તિની આરાધના કરી રહ્યા હતા. શ્રી વિજયધર્મસૂરિજીના પ્રધાન શિષ્ય શ્રી ઇંદ્રવિજયજી-ઇતિહાસના પ્રખર વિદ્વાન, તેમનો પણ વિદ્યાવિજયજી ઉપર ખૂબ પ્રેમ. એટલે બન્ને સાહિત્યિક પ્રવૃત્તિમાં મળી તેજ કામ કરતા. શ્રી ઇંદ્રવિજયજીના સહવાસથી, તેમની પ્રેરણાથી, સહાયતાથી વિદ્યાવિજયજીએ તે સમયમાં જૈનશાસનમાં ઐતિહાસિક લેખો પણ ખૂબ લખ્યા. આમ ઇતિહાસના ક્ષેત્રમાં પણ એમણે સારી પ્રગતિ સાધી.

: ૨૮ :

## સાધનાને માર્ગે



દીક્ષા ગ્રહણ કર્યા પછી પોતાના જીવનને કયે માર્ગે લઇ જવું એનો નિર્ણય દીક્ષા લીધા પહેલાં વિદ્યાવિજયજીએ નહોતો કર્યો.

મનમાં વિચાર આવ્યો કે દીક્ષા લેવી છે એટલે દીક્ષા લઇ લીધી. તે સમયે દ્રષ્ટિ સામે બીજું કોઇ ખાસ ધ્યેય ન હતુ. પરંતુ અભ્યાસ કરવા માટેની એમની અભિરૂચિ પ્રબળ હતી.

દીક્ષા લીધા બાદ એક વાતનો મનમાં નિર્ણય થઇ ચૂકયો કે આધ્યાત્મિક જીવન જીવવું. દીક્ષા લેતાં પહેલાં ખાવાપીવાની બાબતોમાં મનોવૃત્તિ રસ લેતી હતી પરંતુ દીક્ષા લેતાંની સાથે જ મનનું અદ્ભુત પરિવર્તન થયું. દીક્ષા પહેલાંનો રાગ વૈરાગ્યમાં પરિણમ્યો. જાણે આત્માએ

નવા વાઘા ન સજ્યા હોય-નવું શરીર જ ધારણ કર્યું હોય એમ આત્માને કોઈ અનેરો જ રંગ લાગી ચૂકયો.

સાધુનું તો એ કર્તવ્ય છે કે આત્માને ભક્તિના રંગે રંગવો અને બીજાનું કલ્યાણ કરવું. અને સાધુની વૃત્તિઓનું પરિવર્તન થયું પછી એને સારું શું ને નરસું શું? **मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः**

જો મન સંતોષી છે તો પછી દરિદ્રી કોણ અને ધનિક કોણ?

મન એજ માનવીના સુખદુઃખનું કારણ છે. ગીતાજીમાં પણ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે મન એ જ મનુષ્યનાં બંધન અને મોક્ષનું કારણ છે. મનમાં લાલસા લોલુપતા ન હોય તો જારનો રોટલો પણ માનવીને મીઠો મધ જેવો લાગે છે.

ગુરૂદેવની કૃપાથી દીક્ષા લીધા બાદ વિદ્યાવિજયજીનાં જીવનમાં અજબ જેવું પરિવર્તન થવા લાગ્યું. કોઈ પણ પ્રસંગ આવતાં જ અઠ્ઠમની વિદ્યાવિજયજીને મન રમત વાત થઈ પડી હતી. જૈનશાસ્ત્રોમાં ત્રણ ઉપવાસને અઠ્ઠમ કહે છે અને. અને બે ઉપવાસને છઠ્ઠ કહે છે. અઠ્ઠમનો મહિમા જૈનશાસ્ત્રોમાં વર્ણવાયો છે. તેનાથી ગમે તેવું વિઘ્ન પણ દૂર થઈ જાય છે-જો વિધિ અને સાધનાપૂર્વક કર્યો હોય તો. તે સિવાય વિદ્યાવિજયજી પ્રત્યેક શુકલ પંચમીને દિવસે ઉપવાસ આદરતા. પ્રત્યેક શુક્લ પંચમીનો ઉપવાસ કરવાથી જ્ઞાનાવરણીય કર્મનો નાશ થાય છે-જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. નિયમ તો પાંચ વર્ષ અને પાંચ મહિના એ વ્રત કરવાનો; પણ વિદ્યાવિજયજીએ તો કેંક વર્ષો સુધી એ વ્રત ચાલુ રાખ્યું હતુ. એજ રીતે ચૌદશનો ઉપવાસ પણ વિદ્યાવિજયજીએ અખંડ બાવીસ વર્ષ સુધી ચાલુ રાખ્યો હતો. જૈન ધર્માનુસાર એક ઉપવાસ

છત્રીસ કલાકનો હોય છે. આ મહત્વની વાત દરેકે ધ્યાનમાં રાખવા જેવી છે. ઉપવાસને આગલે દહાડે સૂર્યાસ્ત પહેલાં પાંચ–છ વાગે ભોજન કરી લેવું જોઇએ. આખી રાત ન કાંઇ ખાવુ કે ન કાંઇ પીવુ. પછી બીજે દહાડે કંઇ ન ખાવું. તૃષા લાગે તો ઉકાળેલું પાણી ઠંડુ કરીને પીવુ ને તે પણ દિવસના ભાગમાં અને ત્રીજે દિવસે સવારે સૂર્યોદય પછી અડતાલીસ મિનિટે તે ઉપવાસ પૂર્ણ થયો ગણાય છે.

ત્યાગની અપૂર્વ ભાવનામય કરેલી તપશ્ચર્યા જ આત્મકલ્યાણ માટે ઉપયોગી થાય છે. એ તપશ્ચર્યા કરવામાં ત્રણ વસ્તુનો ત્યાગ કરવો જોઇએ—વિષય, કષાય અને આહાર.

विषय-कषाय आहार त्यागो यत्र विधीयते ।
उपवासः सविज्ञेयः शेषं लंघनकं विदु ॥

પાંચ ઇંદ્રિયોના વિષયો, ક્રોધ, માન, માયા ને લોભ, એ ચાર કષાયો અને આહાર, ભોજન, આ ત્રણ વસ્તુનો ત્યાગ થાય, તો જ તે ઉપવાસ કહેવાય. જો આ ત્યાગ ન હોય તો તે એક પ્રકારની લાંઘણ છે.

આવા પ્રકારથી તપશ્ચર્યા કરવા સાથે કષ્ટોને સહન કરવાની ભાવના પણ વેગવાન બનતી ગઇ. માત્ર ગણ્યાં ગાંઠયા વસ્ત્રો એ પોતાની પાસે રાખતા. બંગાળની ભયંકર ઠંડીમાં પણ એક પાતળી કામળી એમને બસ થતી.

વૃક્ષોની નીચે મુકામ કર્યો હોય ને ઉપરથી ઝાકળનાં બિંદુ ટપકતાં હોય તેવી સ્થિતિમાં પણ એ એક જ કામળીથી ચલાવી લેતા. ગુરુદેવ વિદ્યાવિજયજીને કહેતાઃ 'આમ કરવાથી તું માંદો પડીશ.' પણ વિદ્યાવિજયજીનું મન મજબૂત હતું. એમણે કરેલો સંકલ્પ દૃઢ હતો. એ સાધનાને માર્ગે વળી ચૂકયા હતા.

: ૨૯ :

## અંતરનો ઉદ્‌ગાર



એક વખત ગુરુદેવ મિરજાપુર ગયા હતા. સાથે વિદ્યાવિજયને પણ લઈ ગયા હતા. ત્યાંની જનતાએ એમના પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ દર્શાવ્યો. વ્યાખ્યાનોની ઝડીઓ થવા લાગી.

એકંદરે છ વ્યાખ્યાનો યોજવામાં આવ્યાં હતાં. વિદ્યાવિજયે પણ પ્રવચનો આપ્યાં હતાં.

ગુરુદેવને વિદ્યાવિજયની શક્તિ માટે પૂરેપૂરી શ્રદ્ધા હતી. કર્તવ્યપરાયણ આત્માને એમણે ઓળખ્યો હતો. સાચા સેવકની સેવાને એમણે પિછાણી હતી. શિષ્યનો સમર્પણ ભાવ એમણે અનુભવ્યો હતો. એમણે મિરજાપુર જતી વખતે માર્ગમાં વિદ્યાવિજયને કહ્યું:

'વિદ્યાવિજય! મારી ખાતરી છે કે તું અત્યારે જેવી રીતે રહે છે, અને જે ઉત્સાહથી કાર્ય કરે છે, તે ઉત્સાહથી કરતો રહીશ તો જૈનશાસનની અપૂર્વ સેવા બજાવીશ અને અપૂર્વ કીર્તિ પેદા કરીશ.'

ગુરૂદેવના એ આશીર્વાદ આજે આપણે મૂર્તિમંત સ્વરૂપે જોઇ શકીએ છીએ. એનું જ નામ ગુરૂભક્તિ. એનું જ નામ શિષ્યધર્મ. એનું જ નામ ત્યાગભાવ.

દીક્ષા લીધા પછી વિદ્યાવિજયે પોતાનાં જીવનને ત્યાગમય બનાવ્યું. પોતાની બધી ઇંદ્રિયો ઉપર એમણે સંયમ મેળવ્યો અને સંયમનો કિલ્લો મજબૂત હોય તો પછી વિજય તો આપોઆપ એની મેળે દોડતો આવે છે. એમાં પ્રલોભનો રૂપી શત્રુઓ કદી પ્રવેશ પામતા નથી. ઊલટી એમની સખત હાર થાય છે.

સાધુતાનો અંચળો ઓઢયા પછી વિદ્યાવિજય સાધુતાને જ રંગે રંગાઈ ગયા હતા.

સાધુનાં વસ્ત્રો પહેરે સાધુ થવાતું નથી—હૈયાને પણ સાધુતાને રંગે રંગાવું પડે છે. ત્યારે જ સાચી સાધુતા વરી શકે છે.

વિદ્યાવિજયે પણ દેહ અને આત્માને સાધુતાને રંગે રંગ્યાં હતાં. સાધુતાનો ઘેરો રંગ એમને લાગી ચૂક્યો હતો. જૈન સાધુના નિયમ પ્રમાણે જ માત્ર પરિમિત કપડાં રાખવાં, રોજ એકાસણાં કરવાં, ચતુર્દશી, પંચમી આદિ તિથિઓના ઉપવાસો કરવા વગેરે વ્રત એમણે ધારણ કરી લીધાં હતાં.

લાંબા લાંબા વિહારોમાં પણ ચતુર્દશી આદિના નિયમિત થતા ઉપવાસો તેઓ કદી છોડતા નહિ. ઉપવાસનો દિવસ હોય–વીસ વીસ

માઇલનો પગપાળો પ્રવાસ થાય અને બીજા દિવસે બાર-પંદર માઇલે પારણું થાય છતાં એમના મુખ ઉપર સદા એ વ્રતપાલનથી પ્રસન્નતા જ અનુભવાતી.

સં. ૧૯૬૮ માં બનારસ છોડયુ અને તે સાલનું ચાતુર્માસ ગુરૂદેવની આજ્ઞાથી લખનૌ ખાતે કર્યું. એ સિવાયનાં બધાં ચાતુર્માસ–છેક ગુરૂદેવના સ્વર્ગારોહણ સુધીનાં–ગુરૂદેવની સાથે જ થયાં હતાં.

: ૩૦ :

## કોની જીત ? મોહ કે પ્રેમની ?



સં. ૧૯૬૮ની સાલમાં, બનારસથી ગુજરાત જવા શ્રી. વિજયધર્મસૂરિજીએ શિષ્યમંડળી સાથે પ્રસ્થાન કર્યું હતું. અયોધ્યા આદિ સ્થાનોએ થઈ સૌ લખનૌ આવ્યા હતા. અહીં શ્રી વિજયધર્મસૂરિજીના અનેક વ્યાખ્યાનો થયાં હતાં. વિદ્યાવિજયજીની વ્યાખ્યાનકળાનો પણ લખનૌની જનતાએ ખૂબ લાભ લીધો હતો.

સંસારની રંગભૂમિ ઉપર પ્રેમને નામે અનેક જીવનસંગ્રામો ખેલાતા જોવામાં આવે છે અને એનાં પરિણામો એવાં તો વિઘાતક આવે છે કે કેટલીક વાર એને અંગે માનવીને આત્મહત્યા કરવાના પ્રસંગો પણ ઉપસ્થિત થાય છે.

સાચો પ્રેમ નિર્દોષ છે, નિર્મળ છે, નિર્વિકારી છે, દ્વેષ રહિત છે. પ્રેમમાં પુણ્ય છે–વિજય છે–ઉત્કર્ષ છે. એમાં પાપ નથી, પશ્ચાતાપ નથી. પ્રેમ તો પારસમણિ છે. એ પ્રેમમાં જ મુક્તિ છે, માનવતા છે, પ્રકાશ છે.

પણ સંસાર જે પ્રેમને નામે પાગલ બને છે તે પ્રેમ નથી–મોહ છે, રાગ છે, વાસના છે, વિકાર છે, નશો છે, અંધાપો છે, મદિરા છે.

મોહની એક અવસ્થાનુ નામ રાગ છે. રાગના ત્રણ પ્રકાર છે.

કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ. વસ્તુ સામે હોય કે ન હોય, દૃષ્ટિ રાગી માનવ આસક્તિપૂર્વક તેને જ જુએ છે. તેને જ પ્રાપ્ત કરવા માટે એ પાગલ બને છે.

ભર યુવાનીનો સમય હતો. ગંભીર જ્ઞાનનો અભાવ હતો. મનની વૃત્તિઓ પણ કંઈક ચંચળ હતી. તે સમયે એમની સમક્ષ એક વિકટ સમસ્યા ઊભી થઈ કે 'હું ગુરુ મહારાજ સાથે જાઉં કે વલ્લભવિજયજી સાથે રહું ?'

વલ્લભવિજયજી, શ્રી વિજયધર્મસૂરિના જ શિષ્ય હતા. પરન્તુ તેઓ ગમે તે કારણે પોતાના ગુરુથી જુદા પડવા ચાહતા હતા. અને વિદ્યાવિજયજીને પ્રેરણા કરી રહ્યા હતા કે તે પણ તેમની સાથે રહે. પણ વિદ્યાવિજયજી ગુરુજીની અપાર કૃપાને સમજતા હતા. એમણે કરેલા ઉપકારનો બદલો વાળી શકે એમ ન હતો. પત્થરમાંથી એમણે પારસનું સર્જન કર્યું હતું. છતાં અત્યારે કોણ જાણે કયું પ્રલોભન આજે વિદ્યાવિજયજીને આકર્ષી રહ્યું હતું તે તેમને પણ ન સમજાયું.

'જવું' કે 'રહેવું' એ વાત કેટલાક દિવસો સુધી એમનાં મનમાં ઘોળાયા કરી. કેટલીય વાર સુધી એકાંતમાં બેસી રોઈ રોઈ વિદ્યાવિજયજી પોતાના મનનો ભાર હળવો કરવાનો પ્રયત્ન કરતા. અને એમ કરી આંસુ વાટે દિલનાં દુઃખો બહાર કાઢવાનો પ્રયત્ન કરતા. વિદ્યાવિજયજી સમજતા હતા–અંતરનો અવાજ સાંભળતા હતાઃ મારે ગુરુદેવનો સાથ ન છોડવો જોઈએ. જ્યારે બીજી તરફથી વલ્લભવિજયજીના આગ્રહને પણ તેઓ તરછોડી શકતા ન હતા.

શાસ્ત્રોના અભ્યાસી આ યુવાન સાધુને ભાન હતું કે લાભ શામાં છે? રહેવામાં કે જવામાં ? આ પ્રસંગે આ સ્પષ્ટ હતું કે એક તરફ નિર્દોષ પ્રેમ હતો, બીજી તરફ દૃષ્ટિરાગ હતો. બન્નેનું ઘર્ષણ હતું. આખરે ઘણી વાર બને છે તેમ અહીં મોહનો વિજય થયો— દૃષ્ટિરાગ જીતી ગયો. અને બંને ગુરુભાઈઓ રહી ગયા. ગુરુદેવ અને બીજી મંડળીનું પ્રયાણ આગળ થયું.

ગુરુદેવે આગ્રામાં જઈને ચાતુર્માસ કર્યું અને આ બંને ગુરુભાઈઓએ લખનૌમાં કર્યું. ગુરુવિરહની વેદના વિદ્યાવિજયજીને ખૂબ દિવસ સુધી પીડી રહી. સ્મરણ થતાં જ ગુરુદેવની પુનિત પ્રતિમા દૃષ્ટિ આગળ ખડી જઈ જતી. હૃદય ભરાઈ આવતુ અને આંખો આંસુથી ભીની થઈ જતી.

આ આખું યે ચાતુર્માસ લગભગ વિદ્યાવિજયજીએ બિમારીમા પસાર કર્યું. એવા પણ એક બે પ્રસંગો આવ્યા કે જાણે હવે જીવનનો અંત આવી જશે.

આ સ્થળે એમણે 'શાણી સુલસા' પુસ્તકનો હિંદી અનુવાદ કર્યો તેમજ 'વિજય પ્રશસ્તિસાર' નામનું ઐતિહાસિક પુસ્તક પણ એમણે આજ સ્થળે રચ્યું અને પ્રગટ કરાવ્યું.

તે ઉપરાંત જૈન શાસન પત્રમાં ઐતિહાસિક, સામાજિક અને ધાર્મિક લેખો તથા કવિતાઓ વગેરે સામગ્રી પ્રગટ કરી. 'ધર્માભિમાની ધર્મસિંહ' એ નામની એક કથા 'જૈન શાસન' પત્રમાં કેટલાય મહિના સુધી પ્રગટ થતી રહી.

ગુરુભાઈની સાથે રહેવામાં વિદ્યાવિજયજીને એક મહાન ફાયદો એ થયો કે એમને વાસ્તવિકતા અને કૃત્રિમતાનો ભેદ બરાબર સમજાયો. ગુરુદેવની પૂર્ણ કૃપા ન હોત તો કદાચ વિદ્યાવિજયજી પતનની ખાઈમાં ગબડી ગયા હોત. અહીં એમણે મનમાં નિર્ણય કર્યો કે પોતે સદા ગુરુજીનાં સાનિધ્યમાં જ રહેવું.

ચાતુર્માસ પુરુ થતાં જ બંને ગુરુભાઈઓ લખનૌથી કાનપુર આવ્યા. અહીં એમણે પોતાના ગુરુભાઈને ગુરુજી પાસે લઈ જવાનો પ્રયત્ન કર્યો પણ તેમા વિદ્યાવિજયજીને નિષ્ફળતા જ મળી.

ગુરૂદેવે આગ્રાના ચાતુર્માસમાં ધર્મની ખૂબ પ્રભાવના કરી હતી ગુરૂદેવની અસાધારણ વિદ્વતા, અપ્રતિમ પ્રભાવ વગેરેનો લાભ ત્યાના દાનવીર ઉદારચરિત શેઠ લક્ષ્મીચંદજી વૈદ, તેમના ત્રણ પુત્રો શેઠ અમરચંદજી, મોહનલાલજી અને ફૂલચંદજીએ લીધો હતો તે ઉપરાન્ત શેઠ તેજકરણજી, ચાંદમલજી, બાબુ ધર્મચંદજી ચૌધરી વગેરે કેટલાયે શ્રીમંત ગૃહસ્થો ગુરૂદેવના ભક્ત બન્યા હતા અને તેમણે ધર્મના કાર્યમા લાખો રૂપિયા ખર્ચ કર્યા.

અહીથી એક સાધુને ગુજરાત મોકલી પાલીતાણામા 'શ્રી યશોવિજય જૈન પાઠશાળા' સ્થાપન કરી. તે માટે ખર્ચની પૂરી વ્યવસ્થા ગુરૂદેવે અહીના ગૃહસ્થોને ઉપદેશ આપી કરી હતી

કાનપુરમા વિદ્યાવિજયજીએ, શ્રી વલ્લભવિજયજીથી છુટા પડવાનો નિર્ણય કરી ગુરૂદેવને ખબર આપી એટલે એક માણસ લેવા માટે આવ્યો. એક દિવસે બળબળતા બપોરે વલ્લભવિજયજીને વિદ્યાવિજયજીએ છેલ્લું વંદન કરી વિદાય લીધી

: ૩૧ :

## મારવાડ



ગુરુવર્યની સાથે બે વર્ષ સુધી વિદ્યાવિજયજીએ મારવાડમાં પરિભ્રમણ કર્યું.

આ સમયે મારવાડમાં બહુ ઓછા સાધુઓ જતા હતા. અને કેટલાક તો એવા સાધુઓ વિચરતા હતા કે જેમણે પોતાના દુશ્ચરિત્રને કારણે મારવાડી ગૃહસ્થોમાં સાધુ પ્રત્યેની શ્રદ્ધામાં ઉણપ આણી હતી. આપણામાં કહેવત છે કે 'દૂધનો દાઝયો છાશ ફુંકીને પીએ.' એવો જ ઘાટ ત્યાં થયો હતો.

'પાડાનું પૂછડું પકડ્યું તે પકડ્યું' તે પ્રમાણે મારવાડી પ્રજા પણ લીધેલી જીદ છોડી શકતી નથી.

મારવાડમા બે ચાતુર્માસ થયાં-એક બ્યાવરમા અને બીજું શિવગંજમાં.

તે દિવસોમા આબુનાં જૈન મંદિરોમાં અંગ્રેજો જોડા પહેરીને જતા. તે સામે પ્રબળ વિરોધ જાગ્યો હતો. જૈન સમાજની બે મોટી સંસ્થાઓ 'આણંદજી કલ્યાણજીની પેઢી' તથા 'જૈન શ્વેતાંબર કોન્ફરન્સ' આબુ તીર્થની આશાતના દૂર કરવા માટે પ્રયત્ન આદરી રહી હતી. ચાળીસ ચાળીસ વર્ષોની અપાર મહેનત કરવા છતાં એમાં સફળતા મળી ન હતી. ગુરુદેવે આ કાર્ય હાથમાં લીધુ.

તેઓ જાતે 'એ. જી. જી.'ને મળ્યા. વિલાયતમાં ખાસ અધિકાર ધરાવનારાઓ સાથે પત્રવ્યવહાર કર્યો. એ પૈકી ડૉ. એફ. ડબલ્યુ થોમસ મુખ્ય હતા. તે લોકોની સહાનુભૂતિ અને સહકારથી ગુરુદેવની મહેનત સફળ થઈ. જોડા પહેરીને અંગ્રેજો મંદિરમાં પ્રવેશતા એ વાત સદા માટે બંધ થઈ.

બ્યાવરમા પદવી-પ્રદાનનો ઉત્સવ સુંદર રીતે ઉજવાયો. ઇતિહાસના પ્રખર વિદ્વાન શ્રી. ઇંદ્રવિજયજી મહારાજને 'ઉપાધ્યાય' ની પદવી અને શ્રી. મંગળવિજયજી મહારાજને 'પ્રવર્તક'ની પદવી એનાયત કરવામાં આવી. આજ પ્રસંગે બનારસ પાઠશાળામાંથી નીકળેલા પં. હરગોવિંદદાસના ભાઈ શ્રી વૃદ્ધિલાલને પણ દીક્ષા આપવામાં આવી અને તેમનું નામ વિશાળવિજયજી રાખવામાં આવ્યું.

જોધપુર ખાતે અપૂર્વ જૈન સાહિત્ય સંમેલન ભરાયું હતું. આ સંમેલનનું પ્રમુખસ્થાન કલકત્તા સંસ્કૃત કૉલેજના પ્રિન્સિપાલ, મહામહો-

પાધ્યાય ડૉ. સતીશચન્દ્ર વિદ્યાભૂષણે લીધુ હતુ એમા જોધપુર રાજ્યે પણ સારો મહકાર આપ્યો હતો

જોધપુરમા જર્મનીના જૂના ને જાણીતા જૈન વિદ્વાન ડૉ. યકોબી ગુરૂદેવને મળવા અને જૈન ધર્મ વિષે વિશેષ અનુભવ પ્રાપ્ત કરવા આવ્યા હતા

જોધપુર આવના પહેલા અજમેરમા સ્થાનકવાસી જૈન ભાઇઓની એક સભામા એ વિદ્વાને ' મૂર્તિ-પૂજાનુ ખડન કરી તેમને રાજી કર્યા હતા

જોધપુરમા તેમને સમજાવવામા આવ્યુ કે ' મૂર્તિપૂજા ' જૈન સૂત્રોક્ત છે. એ વિદ્વાને પોતાની ભૂલ કબૂલ કરી અને તે બાબતનો ખુલાસો વર્તમાન પત્રોમા પ્રગટ કર્યો હતો

ગુરૂદેવ આ વિદ્યાવિજયજી એને સૂતી વખતે પોતાની સાથે સુવાડતા. તો પણ એક દિવસ અડધી રાતે એ ઊઠીને ચાલતો થયો. એની શોધને માટે માણસો દોડાવ્યા, પોલીસે તપાસ કરી પણ પત્તો ન લાગ્યો. એક જેઠમલ નામના માણસને ઊંટ ઉપર બેસાડીને દૂર દૂર એની શોધ કરવા મોકલ્યો. ત્રીજે દિવસે ઊંટવાળો જ એકલો પાછો આવ્યો. તેને જોઈને વિદ્યાવિજયજીએ પૂછ્યું. ' ભાઈ ! સાધુની ભાળ મળી ? '

તેણે કહ્યું ' ના જી ! '

વિદ્યાવિજયજીએ પૂછ્યું: ' તારી સાથે જેઠમલજી હતા તે ક્યાં છે ? '

ઊંટવાળાએ કરુણાભર્યા અવાજે ઉત્તર આપ્યો: ' એમને તો સિરોહી રાજ્યના બહારવટિયા પકડીને પહાડોની ગુફામાં લઈ ગયા છે.'

એક તો મૃગેન્દ્રવિજયની ચિંતા માથા ઉપર હતી ત્યાં આ બીજી ઉપાધિ ઊભી થઈ. ગુરુદેવને તો ઘણી ચિંતા થવા લાગી.

રાજપૂતાનાના એ. જી. જી. ગુરૂવર્યના મિત્ર હતા-ભક્ત હતા. તેમને ગુરૂદેવે તાર કરી જણાવ્યું: ' મારા સાધુને શોધવા ગયેલા જેઠમલજી નામના ગૃહસ્થને સિરોહી રાજ્યના બહારવટિયા પકડી ગયા છે. તેને છોડાવવા માટે આપ આપનાથી બને તેટલી કોશીષ જરૂર કરો. '

હકીકત એમ જાણવા મળી હતી કે સિરોહીના દરબારે ત્રણ જાગીરદારોને હિરાસતમાં લઈ લીધા હતા અને આ જ કારણે કેટલાક લોકો બહારવટે નીકળી પડયા હતા. જો તે જાગીરદારોને મુક્ત કરવામાં આવે તો બહારવટિયા બહારવટું છોડી મૂકે અને જેઠમલ છુટીને પાછો આવે.

પરિણામે થયું પણ એમ જ. જાગીરદારોને બંધનમાંથી મુક્તિ મળી કે તરત જ બહારવટિયાઓએ બહારવટું મૂકી દીધું અને જેઠમલ છૂટીને આવી પહોંચ્યો.

એક દહાડો એ જાગીરદારો અને બહારવટિયા એકત્ર થઈ ગુરૂદેવની પાસે આવ્યા અને તેમને વંદન કરી એમનો ઘણો આભાર માન્યો.

બીજી બાજુ ચાર પાંચ દિવસ જંગલોમાં રખડીરઝળી મૃગેન્દ્રવિજય પોતાની મેળે જ પાછા આવી ગયા. સિંહ અને વાઘ જેવા પશુઓથી ભરેલાં જંગલો અને પહાડોમાં નિર્ભયતાની નોબત વગાડતો ઘૂમતો સાધુ સહીસલામત પાછો આવે એ શું સમજવું?

એ મુનિને ' પાગલ ' નામે સંબોધવા કે સાચો યોગી કહેવો?

ચાતુર્માસ પૂર્ણ કર્યા બાદ નાડોલ, નાડલાઇ, દેસૂરી, ઘાણેરાવ, વરકાણા, સાદડી, અને રાણકપુર વગેરે પંચતીર્થની યાત્રા કરતી સૌ સાધુમંડળી મેવાડ આવી પહોંચી.

ગામેગામ જાહેર પ્રવચનો યોજાય છે અને હજારોની માનવમેદની મે લાભ લેવા ઉમટે છે.

જોધપુરમાં મળેલા સાહિત્ય સંમેલનની વાતો ગુજરાત સુધી હોંચી ગઇ હતી. આબુનાં જૈન મંદિરોમાં જોડા પહેરીને અંગ્રેજોનું ત્વાનું બંધ કરવાનું કાર્ય ખૂબ સહેલાઇથી શ્રી. વિજયધર્મસૂરિ મહારાજે રી બતાવ્યું હતું. આ બધી કીર્તિનો પ્રકાશ સર્વત્ર ફેલાઈ ગયો હતો. ટલાક સત્તાવાદી સાધુઓની સત્તાના પાયા શ્રી. વિજયધર્મસૂરિ મહારાજની ંડળીના ગુજરાત-પ્રવેશથી ડગમગી ઊઠશે એવો ભય પણ કેટલાક દ્વેષી ાધુઓના મનમાં જાગ્યો.

: ૩૩ :

## ઉદયપુરનું અદ્‌ભુત ચાતુર્માસ



મેવાડ એ તો ભારતવર્ષનું એક ઐતિહાસિક સ્મૃતિધામ. મેવાડનું નામ લેતાં જ મહારાણા પ્રતાપનું પુણ્ય નામ સ્મરણે ચડયા વિના રહેતું નથી. ભામાશાની રાજભક્તિ અને સ્વદેશભક્તિએ મેવાડની ધરતી પાવન થઇ છે.

જૈનો અને હિંદુઓ માટે મેવાડ વીરભૂમિ છે, તીર્થ-સ્થાન છે દેલવાડા, નાગદા, આહડ, કુંભલગઢ, ચિતોડ ગીલવાડા, કેલવા તથા કેલવાડા વગેરે સ્થળોનાં ભગ્ન અને પ્રાચીન મંદિરો અને એ મંદિરો પૈકી કેટલાક મંદિરોનાં કેટલેક સ્થળે નજરે પડતાં ખંડેરો—એ બધાં પ્રાચીન જૈન વિભુતિઓનાં જવલંત સ્મારકો છે. કેસરિયાજી, કરેડા, અદ્દબદજી, દેલવાડા અને દયાળશાહનો કિલ્લો—એ પાંચે જૈનોનાં મહાતીર્થો છે. જૈનધર્મના

દાનવીરો, કર્મવીરો, અને ધર્મવીરોની કીર્તિધ્વજા આજ પણ જાણે દૂર દૂર ફરફરી રહી છે.

સાધુમંડળીએ મેવાડની યાત્રા કરવાનો નિશ્ચય કર્યો અને રાણકપુર જેવા મહાતીર્થની યાત્રા કરી મેવાડની ધરતી પર પગ મૂકયા.

ઉદયપુરમાં ગુરુદેવનાં અને શિષ્યોનાં કેટલાંય પ્રવચનો થયાં. ત્યા શ્રીસંધે આ સાધુ મંડળી ઉપર અપૂર્વ ભક્તિભાવ પ્રદર્શિત કર્યો. અને ચાતુર્માસ ત્યા જ કરવા માટે આગ્રહ કર્યો; પરંતુ સાધુમંડળી ન રોકાઇ શકી.

લગભગ પાંચસો ભાઈ બ્હેનો કેસરિયાજી સુધી સાથે આવ્યા. અને એમણે પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો.

એક દહાડો ઉદયપુરથી આવેલા સમસ્ત સંઘે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી ઉદયપુર પાછા પધારવાનું મંજુર કરવામા નહિ આવે, ત્યાં સુધી અમે ભોજન નહિ કરીએ. એટલું જ નહિ પણ ત્યાંના આગેવાન ગૃહસ્થોએ ગુરુદેવના ચરણોમાં પોતાની પાઘડીઓ ઉતારી મૂકી.

માટે તો સંયમયાત્રા અતિ મહત્વની છે. જૈન સંઘના આગેવાનોનો ભક્તિભાવ તમને નથી આકર્ષતો ? કેટલાક લોકો ધર્મથી વિમુખ બની જશે. એનું પાપ આપણને નહિ લાગે ? જ્યાં સેંકડો સાધુ-સાધ્વીઓ વિચરે છે ત્યા થોડું મોડું પહોંચાશે તો શુ બગડી જવાનુ છે ?'

ગુરૂદેવને ખબર હતી કે કેટલાક સાધુઓને ગુજરાત જવાની તાલાવેલી લાગી છે. એટલે એમણે પોતાને જે કંઈ કહેવું હતું તે સંભળાવ્યા પછી કહ્યુ

'જેમને ગુજરાત જવું હોય તેઓ જઈ શકે છે. હું ઉદયપુરમાં જ ચોમાસું કરીશ.'

સોળ સાધુઓમાંથી આઠ સાધુઓએ ગુજરાત ભણી પ્રસ્થાન કર્યું અને બાકીનાઓએ ગુરૂદેવની સેવામાં ઉદયપુર જવાનો નિર્ણય કર્યો.

ઉદયપુરના સંઘનો આનંદ માતો ન હતો. આમ ગુરૂદેવની સાથે એ સાધુમંડળીએ સં. ૧૯૭૧નુ ચાતુર્માસ ઉદયપુરમાં કર્યું.

આ ચાતુર્માસ ભારતીય જૈન ઇતિહાસમાં ઉલ્લેખનીય બની ગયું. કારણ કે તે વખતે જૈન શ્વેતામ્બર સમાજના ત્રણે ફીરકાના આચાર્યોના ચાતુર્માસ ઉદયપુરમાં થયાં હતાં. મૂર્તિપૂજક સંપ્રદાયના આચાર્ય ગુરૂદેવ-શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ, સ્થાનકવાસી સંપ્રદાયના શ્રીલાલજી મહારાજ અને તેરાપંથીના આચાર્ય શ્રી કાલુરામજી ત્રણનો મુકામ ત્યાં હતો. તે સિવાય શ્રી શંકરાચાર્યજીનું ચાતુર્માસ પણ આ વર્ષે ઉદયપુરમાં થયું હતું. ચારે સંપ્રદાયના ચારે આચાર્યોનું ચાતુર્માસ એક જ સ્થળે એક જ સાથે થવુ એ પ્રસંગ ઘણો અદ્ભુત હતો-અદ્વિતિય-હતો અપૂર્વ હતો.

આ પ્રસંગે પ્રતિસ્પર્ધી ખૂબ ચઈ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની મંડળી અને તેરાપંથીઓની ચર્ચાએ તો આખા મેવાડમાં સનસનાટી ફેલાવી દીધી અને અંગે જ શ્રી વિદ્યાવિજયજીને 'તેરાપંથી હિતસમીક્ષા' 'તેરાપંથી મતસમીક્ષા' તથા 'શિક્ષાશતક' એ નામના ત્રણ પુસ્તકો આજ ચાતુર્માસ દરમિયાન તૈયાર કરવા પડયા

તે સમય ઉદયપુરમાં મહારાણા ફત્તેસિંહજી ગાદી ઉપર હતા. એમણે ગુરૂદેવનો ઉપદેશ ઘણી વખત સાંભળ્યો એટલું જ નહિ પણ તેમનં ઉપદેશથી પ્રેરાઈ તેમણે કેટલીક દેવી આગળ થતા પશુવધને કાયમને માટે બંધ કરાવ્યો

ઉદયપુરના ચાતુર્માસ દરમિયાન એક દુઃખદ ઘટના બની ગઈ હતી એક દિવસ ભોજન કર્યા બાદ થોડીક વારે ગુરૂદેવના શરીરમાં કંઈક બેચેની માલૂમ પડી એમને ચક્કર આવવા લાગ્યા

એમની મુખાકૃતિ જોતાં વિદ્યાવિજયજીના દિલમાં ભયની લાગણી ઉત્પન્ન થઈ બીજી બાજુ ઉપાધ્યાય શ્રી ઇંદ્રવિજયજી મહારાજની પણ એવી સ્થિતિ થઈ બંનેના શરીર શિથિલ થવા માંડયા-બંનો શિષ્ય સમુદાય ગભરાઈ ઊઠયો

ડૉકટર વૈદ્યો આવી પહોંચ્યા અને તેમણે ઉપાયો અજમાવવા માંડયા એમણે અભિપ્રાય વ્યકત કર્યો કે બંનેના પેટમાં ઝેર છે

કેટલાક કલાકો પછી ગુરુદેવ શુધ્ધિમાં આવ્યા એટલે તેમણે વિદ્યાવિજયજીને કહ્યું 'ગોચરી જવાવાળા સાધુને પૂછો કે પાત્રમાં સૌથી ઉપરની રોટલીઓ કોને ત્યાંથી આવી હતી? જેને ત્યાંથી આવી હોય તેને ત્યાં તપાસ કરાવો કે ત્યાં તો કંઈ આમ ગરબડ નથી?'

અને વિદ્યાવિજયજીએ એક જણને એ ગૃહસ્થને ત્યાં તપાસ કરવા

મોકલ્યો તો ત્યાં પણ ઘરના તમામ માણુસોને ઝેર ચડ્યું હતું.

તળીની તપાસને અંતે માલૂમ પડ્યું કે તે ગૃહસ્થના ઘરની લોટમાં સોમલ—શંખિયો હતો.

આ શંખિયો ક્યાંથી આવ્યો ? કોણે નાંખ્યો ? વગેરે પ્રશ્નો ઉદ્‌ભવવા લાગ્યા.

ધર્મના પ્રભાવથી–ગુરૂદેવની કૃપાદૃષ્ટિથી તે ઘરના પણ બધા બચી ગયા. પણ ગુરૂદેવને તે ઝેરની અસર વધારે વખત લગી રહી. પરંતુ ઉદયપુરના સંઘની અપૂર્વ ભક્તિ, નબીઓના ઇલાજો અને પરમાત્માની દયાથી આ ભયંકર સંકટ દૂર થઇ ગયું

ઝેર સંબંધી તો એવી વિગતો જાણવા મળી હતી કે બે ગૃહસ્થોને પરસ્પર વેર હતું, અને એકે બીજાના વિનાશ માટે આ પાપ આદર્યું હતું. તેમાં નિર્દોષ ધર્મગુરૂ પણ એનો ભોગ થઇ પડે એવી સ્થિતિ આવી ગઈ હતી. પણ પ્રભુ રક્ષે તેને કોણ ઇજા કરી શકે એમ છે?

ઉદયપુરમાં, બનારસ પાઠશાળાના વિદ્યાર્થીઓના વડીલ શાન્ત પ્રકૃતિના માસ્તર હર્ષચંદ્ર ભૂરાભાઇની દીક્ષાનો ઉત્સવ અદ્‌ભુત થયો હતો. આ ઉત્સવમાં ગુરૂદેવના ઇટાલીયન શિષ્ય ડૉ. એલ. પી. ટેસીટોરીએ પણ હાજરી આપી હતી. શ્રી. હર્ષચંદ્રભાઇનાં માતાજીએ સ્વયં ઉત્સવમાં હાજર થઇ, પોતાના પુત્રને કલ્યાણના માર્ગ તરફ જવાની આશીષ આપી

ગુજરાતમાં સૌથી પ્રથમ દેહગામમાં જવાનુ હતુ અને દેહગામ એટલે તો વિદ્યાવિજયજીની માતૃભૂમિ. શ્રી. વિજયધર્મસુરિજી વારંવાર સૌ શિષ્યોને ઉદ્બોધતાઃ 'નિર્ભય વેષમાં ભય શી વાતનો ?'

છડરથી પ્રાંતીજ થઇ સૌ સાધુમંડળી દેહગામ આવી પહોંચી.

વિદ્યાવિજયજી બાર વર્ષે પોતાના વહાલાં વતનમા પગ મૂકતા હતા.

આજથી અગિયાર વર્ષ પૂર્વે એમણે વહાલા વતનમાંથી ભારે હૈયે વિદાય લીધી હતી. તે વખતે હૈયામાં પ્રતિજ્ઞા કરી હતી. કે કાં તો શ્રીમંત થઇ દેહગામ આવીશ અથવા તો સાધુ થઇને.'

આજે એમના હૈયામાં આનંદ હતો-ઉત્સાહ હતો. અગિયાર અગિયાર વર્ષના ગાળા પછી પોતે સાધુ બનીને દેહગામની ધરતી ઉપર પગ મૂકતા હતા-અને તે પણ પોતાના યોગમૂર્તિ સમા પરમ ગુરુદેવ વિજયધર્મસૂરિ મહારાજની છત્રછાયામાં રહીને.

સૌને આશ્ચર્ય લાગતું કારણ કે વિદ્યાવિજયજીનાં જીવનનું પરિવર્તન આશ્ચર્ય પમાડે એવું હતું.

જગતનાં પ્રલોભનોને ત્યાગી સંયમ અને ત્યાગનો માર્ગ ગ્રહણ કરનારા માનવીઓ વિરલ હોય છે. વિદ્યાવિજયજી પણ એ પૈકીના એક વિરલ પુરૂષ હોય એમ સૌ ગામવાસીઓએ અનુભવ્યું.

ગામલોકોએ આનંદોત્સવ ઉજવ્યો. સાધુઓનો સત્કાર કર્યો. પોતાનાં વતનનાં મોંઘા રતન સમા વિદ્યાવિજયજીનાં આગમનને સૌએ સ્નેહથી—અંતરના ઉમળકાથી વધાવી લીધું.

શ્રી. વિજયધર્મસૂરિજી અને વિદ્યાવિજયજીનાં ત્યાં પ્રવચનો થયાં. સૌના આત્માએ સંતોષ અનુભવ્યો.

દેહગામથી બે ત્રણ માઇલ દૂર વિદ્યાવિજયજીની બ્હેનનું ગામ હતું - 'હરજીનું મુવાડું'. બ્હેન તો હતી નહિ પણ બનેવી અને ભાણેજના આગ્રહથી વિદ્યાવિજયજી ત્યાં પણ એક દિવસ જઇ આવ્યા.

એમની આંખો કરૂણાભીની થતાં એ દ્રશ્ય શી રીતે જોવાશે એ પણ એક પ્રશ્ન ઊભો થયો.

પણ વતનવાસીઓની ઇચ્છા પ્રબળ હતી. એમની ભક્તિએ વિજય મેળવ્યો.

એક દહાડો ગુરૂદેવે ગોચરી માટે જવા આજ્ઞા આપી. વિદ્યાવિજયજીએ કહ્યું ' હું આપની આજ્ઞા મસ્તકે ચઢાવું છું; પણ એક જ શરતે. '

ગુરૂદેવે પૂછ્યું ' કયી શરત ? '

વિદ્યાવિજયજીએ વિનમ્રતાથી જવાબ આપ્યો: ' હું આજનો જ દહાડો ગોચરી માટે જઈશ. પછી નહિ જાઉં. '

ગુરૂદેવે કહ્યું : ' ઠીક આજ તો જઈ આવો. '

અને વિદ્યાવિજયજી પોતાના આત્મબંધુ ન્યાયવિશારદ શ્રી. ન્યાયવિજયજી મહારાજ સાથે માધુકરી લેવા માટે નીકળી પડયા.

દેહગામના જૈનોમાં કેટલાક વૈષ્ણધર્મ પણ પાળતા હતા. વિદ્યાવિજયજીએ એક પણ ઘર ન છોડ્યું. લગભગ દોઢસો ઘરમાંથી ગોચરી લઇ બધાને ધર્મલાભ આપ્યો.

પણ હકીકત એમ બની કે દોઢસો ઘેરથી ગોચરી લીધી છતાં સાધુઓને પૂરી થાય એટલી ભિક્ષા ન નીકળી.

બન્યું એમ કે બધા ઘરોમાંથી માધુકરી લેવાની હતી. બીજું કદાચ માધુકરી વધી જાય એની પણ ભીતિ હતી. વળી વિદ્યાવિજયની શરમાળ પ્રકૃતિ ! એટલે જલદી પાછા કેમ વળાય એવી પ્રબળ ઇચ્છા.

અઢાર સાધુઓની મંડળીને પૂરી ગોચરી ન આવવાને કારણે બધાને ઉણોદરી તપ કરવું પડયું. બધાએ વિદ્યાવિજયજીની મશ્કરી કરતાં કહ્યું:

'પોતાના વતનમાં આવ્યો, દોસ્તો ઘેર માધુકરી માગી છતાં બધાને ઠીક તપ કરાવ્યું!'

વિદ્યાવિજયજીનું હૈયું ધડકી રહ્યું હતું અને એમાં કોઈનો અવાજ પડતો હતો.

'હું ક્યારે ગોચરી ગયો?'

: ૩૫ :

## અમદાવાદને આંગણે



સંધ્યાનો સમય હતો. શ્રી. વિજયધર્મસૂરિજી પાસે જુદા જુદા ગામોથી આવેલા પચાસેક દર્શનપિપાસુઓ બેઠા હતા

એક ગૃહસ્થે વિજયધર્મસૂરિ મહારાજને પૂછ્યું : આપ અમદાવાદમાં ક્યાં ઊતરશો ? '

જૈન સાધુઓ માટે આવો પ્રશ્ન અસ્વાભાવિક ગણાય છે કારણ કે જૈન સાધુઓ પ્રત્યેક ગામના ઉપાશ્રયમાં ઉતારો કરે છે.

એકથી વધારે ઉપાશ્રયો હોય તો કોઈ પણ એક ઉપાશ્રયમાં તે ગામના લોકો ઉતારો આપે છે.

અમદાવાદ માટેનો પ્રશ્ન કંઈક અર્થસૂચક હતો. ત્યાં જુદી જુદી પોળોમાં અનેક ઉપાશ્રયો છે અને સાધુઓ એમાં જ આશ્રય લે છે-પરંતુ

ત્યાંના ઉપાશ્રયો અમુક અમુક સાધુઓ માટે નિશ્ચિત થઇ ચૂકેલા છે. તે સાધુઓ વિના બીજા સાધુઓને તેમાં સ્થાન નથી હોતુ અને તે ઉપાશ્રયોના વ્યવસ્થાપક તે સાધુઓની આજ્ઞા વિના બીજાઓને તેમાં ઊતારો આપી પણ ન શકે.

શ્રી. વિજયધર્મસૂરિજીએ તે ગૃહસ્થને જવાબ આપ્યો' 'આટલા મોટા શહેરમાં જેમ હજારો માનવીઓ આવે છે ને જાય છે તેમ અમે પણ કોઇ ધર્મશાળામાં મુકામ કરીશું !'

બીજે દહાડે અમદાવાદના શાહપુરના કેટલાક ગૃહસ્થો આવી પહોંચ્યા અને તેમણે શ્રી વિજયધર્મસૂરિજીને અમદાવાદને આંગણે શાહપુરમાં પધારવા માટે વિનંતિ કરી. તે વખતે શાહપુર અને સરસપુર અમદાવાદ શહેરના વાતાવરણથી અલિપ્ત ગણાતાં. આ બંને સ્થળોના ઉપાશ્રયોમાં હજુ સુધી કોઇ સાધુની મહોર છાપ લાગી ન હતી. તેથી ત્યાંનો સંઘ શ્રી. વિજયધર્મસૂરિજીને ત્યાં પધારવા માટે આમંત્રણ કરી શકે તેમ હતુ.

શ્રી. વિજયધર્મસૂરિજીએ એમની વિનંતિ માન્ય કરી. અને સર્વ સાધુમંડળી અમદાવાદને આંગણે આવી પહોંચી.

ઈંદ્રવિજયજી કયા ? તો કોઈ પૂછતું: 'ન્યાયવિજયજી કોણ છે ?' વળી કોઈ બોલતું: આમાં 'વિદ્યાવિજયજી કયા હશે ?'

બીજા દિવસે ભગુભાઈના વંડામાં જાહેર પ્રવચન ગોઠવાયું. હજારો માણસોની ભીડ જામી. પરન્તુ વ્યાખ્યાન વખતે જ કેટલાક માણસો અનેક પ્રકારની ટીકાઓ કરવા લાગ્યા. રૂઢિપૂજકોનો મોટો સમૂહ વ્યાખ્યાનમાંથી ચાલતો થયો. પણ શ્રી. વિજયધર્મસૂરિજીએ પોતાના પ્રવચનમાં ટીકાઓનું સુંદર રીતે સમાધાન કર્યું. પરિણામ એ આવ્યું કે બીજા દિવસના પ્રવચન વખતે હજારોની માનવમેદની ઉમટી આવી. અને પછી તો જનતાનો આગ્રહ વધ્યો. રતનપોળ, શ્યામળાની પોળ, ઝાંપડાની પોળ, પતાસાની પોળ, ઝવેરીવાડ વગેરે ઘણા ઘણા મહોલ્લાઓમાં દિન પ્રતિદિન જાહેર પ્રવચનો થતાં ગયાં ને ભાવિક જનતા એનો લાભ લેતી ગઈ.

એમ અમદાવાદને આંગણે બાર દિવસમાં તો વાતાવરણમાં અજબ સ્ફુર્તિ આવી. આખા શહેરમાં શ્રી. વિજયધર્મસૂરિ અને એમનાં શિષ્યોનાં પ્રવચનોની પ્રસંશા થવા લાગી. જનતા તો એમ જ કહેવા લાગી કે જો શ્રી વિજયધર્મસૂરિ એમના શિષ્યમંડળ સાથે એક જ ચાતુર્માસ અમદાવાદમાં કરે, તો અમદાવાદના સમસ્ત જૈન સમાજની કાયાપલટ થઈ જાય. પરંતુ સમસ્ત સાધુમંડળી ત્યાં રહી શકે તેમ ન'હતું કારણ કે પાલીતાણા પહોંચવાની તીવ્ર ઇચ્છા હતી. તેથી અમદાવાદથી સૌએ આવજીની વિદાય લીધી.

: ૩૬ :

## ગુરુદેવના અંગરક્ષક તરીકે



ગુજરાતમાં પ્રવેશ કર્યો અમારા વિજયધર્મસુરિના એક અંગરક્ષક—સેવક તરીકે વિદ્યાવિજયની ગુજરાતમાં ખૂબ ખૂબ પ્રસિધ્ધિ થઇ ગઇ. કારણ કે શ્રી વિજયધર્મસુરિજી જ્યાં જ્યાં વિહાર કરતા અથવા રાજા, મહારાજા, કલેકટર, ગવર્નર, એડમિનિસ્ટ્રેટર કોઇને પણ મળતા, ત્યાં ત્યાં સર્વ સ્થળે વિદ્યાવિજયજી સાથે હોય હોય ને હોય જ અને તેથી જનતાનું ધ્યાન વિદ્યાવિજય તરફ વધારે ખેંચાતું. તેમાં યે જ્યારે જ્યારે જનતા વિદ્યાવિજયનાં પ્રવચનો સાંભળતી, ત્યારે ત્યારે તો મંત્રમુગ્ધ બની જતી. વાણીનો સતત વહેતો

લાભ લેતા. લખનૌના ચાતુર્માસથી–ખરી રીતે કાશીથી જ એમની લેખન પ્રવૃત્તિનો આરંભ થયો હતો અને પછી તો દરેક ચોમાસામાં એક બે નાનાં મોટાં પુસ્તકો રચાનાં ગયા.

તે ઉપરાંત પ્રાચીન શિલાલેખોનું વાચન કરી એની નકલ ઉતારવી, એના ઉપર નોંધ લખવી અને એનો પોતાના લેખ દ્વારા વિસ્તૃત પરિચય કરાવવો એ એમનો પ્રિય વિષય બની ગયો અને એ રીતે કેટલીક ઐતિહાસિક પ્રવૃત્તિઓ પણ આદરી. એમના ઐતિહાસિક વિષયના પ્રેરક-શિક્ષક ખરી રીતે એમના વડીલ ગુરૂભાઈ શ્રી. ઈંદ્રવિજયજી ( શ્રી. વિજયેન્દ્રસુરિજી ) હતા.

મુંબઈમાં શ્રી. વિજયધર્મસૂરિજીએ બે ચતુર્માસ કર્યાં. સં. ૧૯૭૫ અને ૧૯૭૬નું. બનારસપાઠશાળા, વિજયધર્મસૂરિજીના વિહાર પછી, ત્યાં સંભાળી શકે તેવું ન હોવાથી ગૃહસ્થોના પ્રમાદથી ધીરે ધીરે શિથિલ થઈ અને આખરે બંધ પડી. જૈનસમાજમાં સંસ્કૃત–પ્રાકૃતના ધુરંધર વિદ્વાનો ઉત્પન્ન કરનારી એકની એક સંસ્થા તે પણ બંધ પડવાથી શ્રી. વિજયધર્મસૂરિજીને ઘણું દુઃખ થતું હતું. છેવટે મુંબઈમાં વિદ્યાવિજયજીને, એવા જ ધ્યેયથી એક સંસ્થા સ્થાપન કરવાની એક યોજના તૈયાર કરવા આજ્ઞા કરી. યોજના તૈયાર થઈ. શ્રી. વિજયધર્મસૂરિજીના પરમભકત શેઠ લક્ષ્મીચંદ વૈદે પચીસ હજાર અને બીજાઓએ કેટલીક રકમોનાં વચન આપ્યાં. સંસ્થા વિલા પારલામાં સ્થાપન કરવામાં આવી. નામ શ્રી. વીરતત્વ

સિવાય બીજા કામમાં આવી શકે નહિ. પરિણામે એકત્રિત થએલું દ્રવ્ય ટ્રસ્ટીઓના પેટમાં હજમ થાય છે. સોનાની લગડીઓ પિત્તળની બની જાય છે. ટ્રસ્ટીઓ સટ્ટામાં એનો વ્યય કરે છે. સટ્ટામાં નુકસાન જાય તે નાખે મંદિર ખાતે, અને ફાયદો થાય તો કહેશે, એ તો મારા ઘરનો વ્યાપાર હતો. જીર્ણોદ્ધારમાં ખર્ચવાની આજ્ઞા હોવા છતાં, પોતપોતાના વહીવટવાળા દ્રવ્ય ઉપર ટ્રસ્ટીઓનો એટલો મોહ હોય છે કે પાસેનું નિર્ધન મંદિર પડતું હોય, તો પણ તેમાં નાણાં ન ખરચે. જ્યારે આવી સ્થિતિ છે તો પછી, મંદિરોમાં દેવદ્રવ્ય શા માટે વધારવું ? બીજાં છ ક્ષેત્રો સૂકાનાં હોય, અને એક ક્ષેત્ર અધિક પાણીથી સડી જતું હોય એવી દશા શા માટે રાખવા ? જૈનસમાજમાં સાધારણ ખાતું એક એવું ખાતુ છે કે જેની રકમ સાતે ક્ષેત્રોમાં આવી શકે છે. અમુક અમુક બોલીઓની ઉપજ, કે જે દેવદ્રવ્યમાં લઇ જવામાં આવે છે અને જેનો દેવ સાથે જરા યે સંબંધ નથી, એ બોલીઓની ઉપજ સાધારણ ખાતે લઇ જવાનો ઠરાવ, તે તે ગામોના સંઘો કરે તો તે કરી શકે છે. કારણ કે ' બોલી ' એ સામાજિક રિવાજ છે. સામાજિક રિવાજ સમાજ બનાવે છે અને સમાજ એમાં ફેરફાર કે દૂર પણ કરી શકે છે.'

શ્રી. વિજયધર્મસૂરિજીના આટલા સામાન્ય વિચારો પણ તે વખતના સાધુઓ અને મંદિરોના ટ્રસ્ટીઓ ન સહન કરી શક્યા. એમને તો ધરતીકંપનો આંચકો લાગ્યો. જબરદસ્ત વિરોધ ઉભો કર્યો. આ ચર્ચા બે વર્ષ સુધી ચાલી. જે જે આગેવાન સાધુઓ વિરોધમાં પડયા હતા તે પોતે શ્રી. વિજયધર્મસૂરિજીની માન્યતા પ્રમાણે, ઘણાં ગામોમાં, તે પહેલાં કરી ચૂકયા હતા, છતાં વિજયધર્મસૂરિએ કહ્યું, એટલે એનો વિરોધ કરવો જ જોઇએ.

ખરી રીતે ૨૮-૩૦ વર્ષ થવા છતાં, એ ચર્ચા સમયે

સમયે છંછેડાઇ જાય છે. આ ચર્ચામાં શ્રી. વિદ્યાવિજયજીએ, શ્રી. વિજયધર્મસુરિજીના એક કેપ્ટન તરીકે ખૂબ ભાગ લીધો. એમના લેખો અને આ સંબંધીના જાહેર વ્યાખ્યાનોની દલીલોનો રદિયો કોઈ આપી શકતું નહિ. ખુદ વિરોધ પક્ષના આગેવાન સાગરાનંદસુરિજી ઇંદોરમાં આવ્યા ત્યારે શ્રી. વિજયધર્મસુરિજી ઇંદોરમાં જ હતા. શ્રી. વિદ્યાવિજયજીએ અનેક ચીઠ્ઠીઓ લખી ચર્ચા માટે પડકાર કર્યો, પણ સાગરાનંદસુરિજીએ ન માન્યુ તે ન જ માન્યુ.

પચાસ ત્રીસ વર્ષમાં તો આખો જમાનો પલટાઇ ગયો છે. જે બોલીઓની ઉપજ સાધારણ ખાતામાં લઈ જવાની સૂચના વિજયધર્મસુરિજીનો પક્ષ કરતો હતો, તે પ્રમાણે સેંકડો ગામોમાં લઈ જવા લાગ્યું છે. એક મંદિરનું દ્રવ્ય, બીજા પડતા મંદિરને બચાવવા માટે આપવામાં ટ્રસ્ટીઓનો જીવ નહોતો ચાલતો, તે હવે જીર્ણોધ્ધારમાં છૂટથી આપવા લાગ્યા છે, એટલુ જ નહિ, 'મંદિરના દ્રવ્યથી સસ્તા ભાડાની ચાલીઓ કેમ બનાવાય ? કારણ કે એ તો દેવદ્રવ્ય ગૃહસ્થોના ભોગોમા આવ્યાનું પાપ લાગે.' એમ કહેનારાઓ લાખોના ખરચે સસ્તા ભાડાની ચાલીઓ બનાવવા લાગ્યા છે, અને એમા ખુદ જૈનો ખુશી થઈને વસવાટ કરે છે. તેમાં યે હવે તો સરકાર પોતે, દેવદ્રવ્યના વહિવટમાં હસ્તક્ષેપ કરવા તત્પર થઈ છે, એટલે સંભવ છે કે જૈનસમાજની આંખો વિશેષ કરીને ઊઘડશે.

સમય સમયનું કામ કરે જાય છે.

માંડુવામાં ગુરૂદેવ શ્રી. વિજયધર્મસુરિજીની આજ્ઞાથી જૈન બાલ-આશ્રમની સ્થાપનામાં પણ વિદ્યાવિજયે ભારે પરિશ્રમ ઊઠાવ્યો હતો.

મુંબઇની ધુળિયાની, ઇંદોરની અને શિવપુરીની ગુરૂદેવની માંદગીમાં વિદ્યાવિજયે અદ્ભુત સેવા બજાવી હતી.

મુંબઇમાં શ્રી. વિજયધર્મસૂરિજી વધારે બિમાર પડ્યા ત્યારે એક વખત એમણે વિદ્યાવિજયને એકાંતમાં બોલાવીને કહ્યું:

' વીરતત્ત્વ પ્રકાશક મંડળને તું બરાબર સંભાળજે.'

શ્રી. વિજયધર્મસૂરિજી જ્યારે જ્યારે માંદા પડતા ત્યારે ત્યારે કોઇ પણ જાતની દવા કે પથ્ય લેવા ના પાડતા. પરંતુ વિદ્યાવિજય આવીને વિનવે એટલે તરતજ ગમે તેવા આગ્રહને છોડી તે સ્વીકારી લેતા.

કેટલીક વખત એમ પણ બનતું કે દાક્તર દવા આપતા હોય અને તે વખતે જો વિદ્યાવિજયજી પાસે ન હોય તો તેઓ કહેતાઃ ' વિદ્યાવિજયને આવવા દો. '

મતલબ કે ગુરૂદેવ હમેશાં, એમ ચાહતા કે પોતાની બિમારી વખતે વિદ્યાવિજય એમની સાનિધ્યમાં હોવો જ જોઇએ.

શ્રી. વિજયધર્મસૂરિજીએ આખા કાઠિયાવાડમાં ભ્રમણ કર્યું. ત્યાંથી મુંબઈ ગયા. એ બધે સ્થળે વિદ્યાવિજયજી સાથે જ રહ્યા, અને દરેક જાહેર પ્રવૃત્તિમાં, ગુરૂદેવની આજ્ઞાથી આગેવાની ભર્યો ભાગ લીધો. ભાવનગર, અમરેલી, જામનગર, મોરબી, વાંકાનેર, ખભાત, સુરત અને મુંબઇ આદિમાં વિજયધર્મસૂરિજીની લોકોપકારી પ્રવૃત્તિઓ અપાર હતી. આ બધી યે પ્રવૃત્તિઓમાં વિદ્યાવિજયને તો આગ્રા હોય જ. મુંબઇનું પ્રસિદ્ધ જૈન સ્વયંસેવક મંડળ, એ પણ શ્રી. વિજયધર્મસૂરિજીની આજ્ઞાપૂર્વક, શ્રી. વિદ્યાવિજયજીના પરિશ્રમથી સ્થાપન થયેલું મંડળ છે.

: ૩૮ :

## ગુરૂદેવનો સ્વર્ગવાસ



શ્રી વિજયધર્મસુરિજીએ પોતાની જિંદગીમાં, સમાજ, દેશ અને ધર્મ માટે લોહીનું પાણી કર્યું. વિરોધીઓ તરફનાં અનેક આક્ષેપો સહ્યા, અને પરિશ્રમો ઉઠાવ્યા, આખરે આ માટીનુ તણું ક્યાં સુધી કામ કરી શકે? મુબઇમા ખૂબ બિમારી આવી. તેમાથી બચ્યા ધૂળિયાના ચોમાસામાં પણ બિમાર પડયા, ત્યા યે બચ્યા. છેવટે ઇંદોરમા અસાધારણ બિમારી આવી. તે વખત પણ ઇંદોરના મહારાજા તુકોજીરાવ હોલકર સ્વયં ખબર કાઢતા અને તેમના તરફથી ડૉ. ગોસાવીને સેવા સુશ્રુષા માટે નિયુક્ત કરવામા આવ્યા હતા અહીંના ઉદારચરિત દાનવીર શેઠ બાલચંદજીએ ગુરૂદેવની સારી સેવા કરી. અહીંથી આગ્રાના શેઠ લક્ષ્મીચંદજી વેદની વિનતીથી આગ્રા જવાનો નિર્ણય કર્યો. ડોલીમાં

ગુરુદેવને એકદમ મૂર્છા આવી અને બેહોશ થયા. દાકતરો આવી પહોંચ્યા. ઇંજેક્શન આપ્યાં અને શુદ્ધિ આવી. અધુરું પ્રતિક્રમણ પૂરું કર્યું. પરંતુ આ સમયથી તેઓ એક જ આસને સ્થિર થયા.

સૂવા માટે વિદ્યાવિજયજીએ તેમજ દાકતરોએ એમને વારંવાર વિનંતિઓ કરી પરંતુ એમણે આરામ ન કર્યો તે ન જ કર્યો. બસ, સ્થિરાસને બેસી ગયા.

એટલું જ નહિ, દવા લેવાનું પણ એમણે બંધ કર્યું. દવા માટે જ્યારે જ્યારે એમને કહેવામાં આવતું ત્યારે ત્યારે તેઓશ્રી કહેતા:

'અરે વિદ્યાવિજય! આ બધાઓને સમજાવ કે તે લોકો દવા માટે મને આગ્રહ ન કરે. હવે દવા લેવાથી શું થવાનું છે?

ભાઈ! તેમને કહે કે તેઓ મને મારું કામ કરવા દે.'

તેરમનો આખો દિન તેમણે ચઉસરણ પયન્ના આદિ સાંભળવામાં, ટપાલના અને કાગળોની સંબંધી વાતો કરવામાં, તેના જવાબ સંબંધી પૂછપરછ કરવામાં અને વર્તમાનપત્રોના સાર સાંભળવામાં ગાળ્યો.

રાતના લગભગ દસ અગિયાર વાગે પોતાના એક અનન્ય ભક્ત શ્રી લક્ષ્મીચંદજી વૈદ એમને યાદ આવ્યા.

અનંત ચતુર્દશીના પ્રભાતે સૂર્યોદય સમયે છ વાગે આ મહાપુરુષે દેહોત્સર્ગ કર્યો. રાતદિવસનો પરિશ્રમ વેઠનાર ડાક્તરો-ડૉ. કપૂર અને ડૉ. તારુએ એક ખૂણામાં જઇ આંસુ સારવા લાગ્યાં.

અને જગતભરમાં આ મહાપુરૂષના સ્વર્ગવાસના સમાચાર વીજળી વેગે ફરી વળ્યા.

શિવપુરીની સમસ્ત જનતા શોકસાગરમાં ડૂબી ગઇ. પ્રજાજનોએ તેમજ રાજકીય અમલદારોએ અગ્નિસંસ્કાર કર્યો.

અગ્નિસંસ્કારની ક્રિયા સ્વર્ગસ્થના અનન્ય ભક્ત શેઠ લક્ષ્મીચંદજી વેદના સૌથી નાના પુત્ર ફૂલચંદજી વેદને હાથે કરાવવામાં આવી.

આમ જૈન સમાજે એક મહાન જૈન સાધુ ગુમાવ્યો. વિદ્યાવિજયજી અને બીજા જૈન સાધુઓએ પોતાના ગુરૂદેવ ગુમાવ્યા. મહા વિદ્વાન પંડિતોએ પોતાનો પરમ વિદ્વાન પંડિત મિત્ર ગુમાવ્યો. ભારતભૂમિએ પોતાનો એક સુપુત્ર ગુમાવ્યો-દેશવિદેશમાં ખ્યાતનામ બનેલ એક તપસ્વી ગુમાવ્યો. માનવજાતે એક મહામાનવ ગુમાવ્યો.



ગે ! ગે ! હવે એ હિન્દ–આલમ !
ઓલીયા ચાલી ગયા !!!

: ૩૯ :

## ગુરૂદેવનો વિયોગ



સંવત ૧૯૭૮ના ભાદરવા સુદ ચૌદશે ગુરૂદેવનો દેહોત્સર્ગ થયો, અને વિદ્યાવિજયના હૈયામાં ભારે આઘાત થયો.

પોતાના જીવનને સંજીવની છાંટનાર આવા એક મહાન ગુરુ જગતમાંથી કાયમને માટે વિદાય લે એ અસહ્ય વેદના કેમ સહન થાય ! 'બેચર' જેવા સામાન્ય માનવીને 'વિદ્યાવિજય' જેવી અનોખી વ્યક્તિ તરીકેના ઘડવૈયા—સર્જક ગુરૂદેવનો વિયોગ કેમ વેઠાય !

ગુરૂદેવનું પોતાના ઉપર કેટકેટલું ઋણ છે એનું વિદ્યાવિજયને ડગલે ને પગલે સ્મરણ થવા લાગ્યું.

એમનો સમાગમ પોતાને ન થયો હોત તો આજે શી સ્થિતિમાં હોત ?

ક્યાં સાડંગા અને દેદગામનું બહેચરદાસનું જીવન અને ક્યાં કાશીની પાઠશાળામાં ધર્મધુરંધર ગુરુદેવના શરણમાં બહેચરદાસમાંથી પરિવર્તન પામેલ વિદ્યાવિજય?

ક્યા એ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય ગુરુદેવ અને ક્યાં પોતે?

વિદ્યાવિજયનું હૈયું વલોવાઈ જતું હતું. કરુણાના ઘેરા રંગે એ રંગાઈ ગયું હતું.

સંતપુરુષો દેહની નશ્વરતા જાણે છે છતાં પણ આવા શોકના પ્રસંગોએ પોતાના પુરોગામી–પોતાના શિરછત્ર–પોતાના સર્જકનાં સ્મરણ દૃષ્ટિ આગળથી દૂર નથી થતાં.

અને ભારતવર્ષ તો **આચાર્ય દેવો ભવ :** ની ભાવના પુરાતન કાળથી ભણતો આવ્યો છે. ગુરુનાં સન્માન એને મન ઘણાં મોટાં છે. એવા અજોડ ગુરુની વિદાય શિષ્યને વસમી લાગે એ સ્વાભાવિક છે.

અને એમની જીવંત પ્રતિમા જાણે દૃષ્ટિ સમીપ ખડી થઈ જતી:

'પ્રફુલ્લ બૃહસ્પતિની જોડલી સમોવડી
નયન બેલડી હમારી પ્રોજ્જ્વળ પ્રકાશતા.

વિશાળ તેજસ્વી ભાલદેશે
અનેક રેખ ત્રિપુંડ સમી
તત્વચિંતનની રેખાઓ લખાની.

જ્ઞાન ભારે ભગ્ગરો નમતી.
અનુભવના અંબારથી અંજાયેલાં
પોપચાં ધીમેશથી પડતા-ઉપડતા.

ફિલસુફની તત્વલીનતા ને ચિંતન સમાધિના
પદને ફંડા પડછાયા પથરાતા.

o o o

બુદ્ધિ વૈભવ છતાં અડગ શ્રદ્ધાવાન્
અદ્વિતિય ગુરૂ છતા સદાના શિષ્ય,
મહાતત્વ જ્ઞાની છતાં યે
એકાન્તિક ભક્ત તમે હતા.

o o o

સાદાઇ અને સરલતાની સૌમ્ય મૂર્તિ,
ઉન્માદ ને અત્યાચારના, અરિ હતા.
અમારી નિત્યે કલ્યાણ કામનાવાળા,
શિષ્યના નિરંતર હેતના લોભી,
વિદ્યાર્થીઓની વાતના વિસામા હતા.
બ્રહ્મચારીને બ્રહ્મચર્ય બોધતા,
ગૃહસ્થાશ્રમીને ગાર્હસ્થ્ય શીખવતા;
પ્રેરણાથી પ્રકાશતી એ વાણી હતી.
સાધુ સંતો એ સુણી સત્કારતા તમ વેણ.

o o o

સુખના સ્મરણોમાં હું દુઃખ છે
દુઃખના સ્મરણોમાં હું સુખ છે
પુરાણા સુખ સંભારતા ઘે
દિલ દાઝે છે, ગુરુજી!

દેવ!
તમે પૃથ્વીના પોશાક ઉતાર્યા,
તમે ચેતનના વાઘા સજ્યા,
તમે તેજની પાંખો પ્રસારી ઉડયા
એ ઉત્ક્રાંતિના અગોચર પંથે.

ઉર્ધ્વગામીનું જવું એ ધન્ય છે,
અધોગામીનું જીવવું એ ધૂળ છે.
જગત્યાત્રાના જીવન ને મૃત્યુ
દેવ! તમે ધન્ય કર્યાં. *

ગુરુદેવ! હું તો આપનો શિષ્ય છું.

જ્યાં હોવ ત્યાંથી આપના આશીર્વાદ વરસાવજો.

અને ખરેખર આજે પણ ગુરુદેવના સાચા શિષ્ય વિદ્યાવિજય ઉપર અંતરિક્ષમાંથી જાણે ગુરુદેવ આશીર્વાદ વરસાવી રહ્યા છે.

---

* સ્વ. કવિવર ન્હાનાલાલ

: ૪૦ :

## ગુરુદેવનું સ્મારક



સંવત ૧૯૭૯ માં આગ્રાના ચોમાસામાં શેઠ લક્ષ્મીચંદજી વૈદના મંદિરની પ્રતિષ્ઠા અને શ્રી. વિજયધર્મ લક્ષ્મીજ્ઞાન મંદિરની સ્થાપના થઈ તે વખતે, જો કે વિદ્યાવિજયજી પદવીઓમાં વિશેષ નહિ માનતા હોવા છતાં સ્વ. શ્રી. વિજયધર્મસૂરિજીના કેટલાક ખાસ શિષ્યો અને ગૃહસ્થ ભક્તોના આગ્રહને માન આપી શ્રી. ઈન્દ્રવિજયજીને 'આચાર્ય' અને શ્રી. મંગળવિજયજીને 'ઉપાધ્યાય' પદવી આપી. આ સંબંધી બધી ક્રિયા અને પ્રવચનો વગેરે વિદ્યાવિજયે પોતે જ

કંઇ ઉપદેશ આપવો હોય તો ગુરૂદેવ ઓછું જ કહેતા. એ તો વિદ્યાવિજયને આજ્ઞા કરતા અને વિદ્યાવિજય યુક્તિપૂર્વક સમજાવતા અને એમની એ પ્રેરણાથી એ શ્રદ્ધાવાન કુટુંબ દરેક કાર્ય માટે તત્પર બનતું.

આગ્રાના ચાતુર્માસ વખતે વિદ્યાવિજયના ઉપદેશથી એમના જ રચેલા ગ્રંથ સુરીશ્વર અને સમ્રાટની હિંદી ગુજરાતી બંને આવૃત્તિઓના પ્રકાશન માટે શેઠ લક્ષ્મીચંદજીએ રૂપીઆ ૭ હજારની રકમ અર્પણ કરી હતી.

તે ઉપરાંત મુંબઇમાં સંવત ૧૯૭૫માં વીરતત્વ પ્રકાશક મંડળની સ્થાપના વખતે પણ વિદ્યાવિજયના કહેવાથી શેઠે પચીસ હજાર રૂપીઆ અર્પણ કર્યાં હતા. શિવપુરીમાં વિજયધર્મસુરિનું સમાધિ મંદિર બનાવવામાં પણ તેમનો મોટો ફાળો હતો.

એવો એ શેઠનો વિદ્યાવિજયજી પ્રત્યેનો અનન્ય ભાવ. એમના બોલ ઉપર ગમે તે કાર્ય કરવા એ તત્પર બને જ.

ગુરૂદેવના સ્વર્ગવાસ પછી પ્રચાર કાર્ય ખૂબ કરવામાં આવ્યું. વિદ્યાવિજયે ગુરૂદેવના સ્મારક માટે એક ફંડ કરવા માટે વિનંતિઓ બહાર પાડી. પરિણામે સારી જેવી રકમ એકત્ર થઇ.

અને સંવત ૧૯૭૯ના મહા સુદ ૧૫ના દિવસે ગુરૂદેવના સમાધિ મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી. વાતાવરણમાં અનેરો ઉત્સાહ વ્યાપી રહ્યો. વિદ્યાવિજયના મનમાં ગુરૂદેવનો વિયોગ તો સાલતો જ હતો છતાં પોતે પોતાનું કર્તવ્ય બજાવવું જોઇએ એ વિચાર સદા જાગૃત રહેતો.

ગુરૂદેવના સમાધિ મંદિરની પ્રતિષ્ઠા વખતે ઉત્સવનો તમામ ખર્ચ પણ શેઠ લક્ષ્મીચંદજી વેદે આપ્યો હતો.

અને એમ એક સાચા શિષ્યે ગુરૂદેવનું સમાધિ મંદિર સર્જી પોતાની નમ્ર ફરજ અદા કરી. અને એ સમાધિ મંદિરને જોતા વખતો વખત એમના મુખમાથી નીકળી જાય છે

આચાર્ય દેવેભ્યો નમ ।

શિવપુરીમા શ્રી. વિજયધર્મસુરિજીના સમાધિસ્થાન ઉપર બનેલ આ વિશાળ સમાધિ ભારતીય શિલ્પના નમૂના તરીકે, શિવપુરીની અનેક દર્શનીય વસ્તુઓમાની એક પ્રધાન સ્થાન તરીકે, દર્શકોને ' ગુરૂભક્તિ ' નો આદર્શ રજૂ કરે છે. એનો ઊંચા આકાશમા લહેરાતો શિખરધ્વજ, માઇલો દૂરથી શિવપુરીના કોઇ ભવ્યસ્થાનનુ ભાન કરાવે છે. સમાધિ મંદિરની સાથે જ શ્રી. વીરતત્ત્વ પ્રકાશક મંડળના છાત્રોની સવાર સાંજની મધુર પ્રાર્થનાઓ, તેમજ શ્રી. વિદ્યાવિજયજીના સાનિધ્યમા ઉચ્ચ કોટિના સદાચારી વિદ્યાગુરૂઓની સમક્ષ સસ્કૃત-પ્રાકૃતનું અધ્યયન કરતા બ્રહ્મચારીઓને, તથા ગુલાબ, મોગરા, ચમેલી, જાઇ, જુઇ આદિ સુગંધિત ફૂલોની ફૂલવાડીવાળા સ્થાનને જોતા, ખરેખર પ્રાચીન સમયના ઋષિ આશ્રમોનુ સ્મરણ થાય એ સ્વાભાવિક છે.

: ૪૧ :

## શિવપુરીમાં



આગ્રાના ચોમાસા પછી વીરતત્વ પ્રકાશક મંડળ સને ૧૯૮૦માં શિવપુરી લાવવામાં આવ્યું અને એનું સંચાલન વિદ્યાવિજયે પોતાના હાથમાં લીધું.

શિવપુરી નાનું, હોવા છતાં નવીન મકાનો, મહેલો અને સુંદર સડકો વડે એ સોહામણું લાગે છે. ત્યાંનાં હવાપાણી ઘણાં સારાં છે. તેની બહાર તદ્દન જંગલ હોઈ સુંદર એકાંત છે, પરમ શાંતિનું સ્થાન છે. અભ્યાસમાં એકાગ્રતા મેળવનારાઓ માટે આ સ્થળ સર્વોત્કૃષ્ટ હોઈ વિદ્યાર્થી પોતાનો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ સાધી શકે છે.

વિદ્યાલયનું ) પટાંગણ છે. એ માર્ગે ગાયો, ભેંસો, બકરાંઓ ગેલ ચરવા જાય છે. ત્યાં ખેતરોનાં વિશાળ મેદાનો ઉપર પવનની ફરફર આવ્યા કરે છે. વાતાવરણ પવિત્ર છે-સ્વચ્છ છે. દુનિયાના રાગદ્વેષથી એ સ્થળ પર છે.

શ્રી. વિજયધર્મસૂરિ સમાધિ મંદિર તથા વિદ્યાલય અને છાત્રાલય એ આ સ્થળના અનેરાં આકર્ષણો છે.

આ સંસ્થાઓને અંગે એક સુંદર ઉદ્યાન વિદ્યાર્થીઓએ પોતે બનાવ્યું છે. એ ઉદ્યાન અનેક પ્રકારનાં નાનાં મોટાં વૃક્ષો અને સુગંધિત છોડવાઓ વેલોથી સુશોભિત છે અને સંધ્યા કાળે પવનની મીઠી ફરફર આવે છે તે વખતે ગુલાબ, મોગરો, ચમેલી, જાઇ, જુઇ આદિનાં પુષ્પોની સુગંધી વાતાવરણને સુવાસમય બનાવી દે છે. આ વિશાળ બગીચામાં મોટરો ફરી શકે એવી લાલ માટીની વિશાળ સડકો છે. સડકોની બંને બાજુએ લાઇનબંધ સફેદ પાષાણના થાંભલા છે. આ થાંભલા ઉપર લાગેલી વિશાળ હાંડીઓમાં જ્યારે રાત્રિનાં સમયે વીજળીની બત્તીઓ ચમકારા મારે છે, ત્યારે આ આખું યે પટાંગણ અપૂર્વ શોભા આપે છે.

વીરતત્ત્વ પ્રકાશક મંડળનું પટાંગણ એ તો વિદ્યાર્થીઓનું આશ્રયસ્થાન છે. વિદ્યાર્થીઓ અહીં ભણે છે-અભ્યાસ કરે છે, જમે છે, ને નિંદ લે છે. અહીંઆ જ તેઓ જીવન માટેની સિદ્ધિ પ્રાપ્ત કરે છે-આત્માના આરોગ્ય મેળવે છે.

ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, મારવાડ, મેવાડ, માળવા વગેરે સ્થળોના વિદ્યાર્થીઓ સંસ્કૃતનાં પાન કરવા શિવપુરીને આંગણે આવે છે. ને જીવનનું ભાથું હૈયાંની ઝોળીમાં ભરી લે છે.

પ્રાચીન સમયના આપણા ઋષિમુનિઓનાં આશ્રમોની યાદ આ સ્થળને નિહાળતા આવ્યા વિના રહેતી નથી. અને તેમાં યે જ્યારે મોટાં

મોટાં વૃક્ષોની નીચે પોતાનાં આસનો બીછાવી, ગુરૂજીની સન્મુખ પાઠ લેતા વિદ્યાર્થીઓને જોઈએ છીએ ત્યારે તો ખરેખર જ અપૂર્વ આલ્હાદ ઉત્પન્ન થાય છે.

આશ્રમના વિદ્યાર્થીઓને જીવનપથનુ દર્શન કરાવનાર વિદ્યાવિજયજી જેવા મુનિરાજ સંસ્થાના પ્રાણરૂપ છે. પાઠશાળાના ઉત્કર્ષ માટે એમના ભગીરથ પ્રયત્નો સદા ચાલુ જ હોય છે.

આ સંસ્થાની પ્રવૃત્તિઓમાં ભરતી આવી. ભાવની ભરતી આવે ત્યારે એનાં પૂર એવા જ ઉનટે ને ' કાર્ય વેગથી ચાલવા લાગ્યું. દૂર દૂરથી આકર્ષાઈ વિદ્યાર્થીઓ આવવા લાગ્યા. ફંડ વધ્યું. યુરોપીયન વિદ્વાનોને પણ આકર્ષણ થયાં.

વિદ્યાવિજયજીના સતત પરિશ્રમથી વીરતત્વ પ્રકાશક મંડળમાંથી અનેક ન્યાયતીર્થો, વ્યાકરણતીર્થો અને સાહિત્યના વિદ્વાનો બહાર પડવા લાગ્યા.

અને ત્યારે જ આગંતુકને લાગે છે કે આવો મહાન જ્ઞાની કેવો સાદો અને નિરાભિમાની છે. એમનાં મુખ ઉપર જ્ઞાનનાં તેજ ઝગારા મારી રહે છે. પવિત્રતાનો અંચળો ઓઢેલા—આત્મા અને દેહને ધાર્મિક રંગે રંગેલા — રોમ રોમમાં જગતકલ્યાણના મંત્રો લખેલા એવા એક પરમ પુરુષની સાથે રહેવું એ પણ જીવનની ધન્ય લ્હાણ છે અને જેમને તે સંસ્થામાં વિદ્યાના પરિશીલન અર્થે રહેવું પડે છે તેઓ તો પોતાની જાતને કૃતકૃત્ય માને છે. વીરતત્ત્વ પ્રકાશક મંડળમાં સુભદ્રદેવી ઉપરાંત ડૉ. એફ. જર્ટના, ડૉ. બ્રાઉન, ડૉ. એલ્સડોર્ફ, ડૉ. સ્ટીનકોનો, મીસ જહોનસન વગેરે અનેક યુરોપીયન વિદ્વાનો આવ્યા હતા અને થોડો ઘણો સમય રહ્યા હતા.

કેટલાક વિદ્યાભ્યાસંગ માટે આવ્યા હતા એમણે પરિશીલન દ્વારા અભ્યાસ કર્યો. કોઇકે વિદ્યાવિજયજીની દિનચર્યાનું નિરીક્ષણ કર્યું. આ સંસ્થાને ગ્વાલીયર રાજ્ય તરફથી સારી મદદ મળી હતી.

ડૉ. સ્ટીનકોનો આવ્યા તે વખતે શ્રી. માધવરાવ સિંધિયાના પ્રમુખપણા નીચે વિદ્યાવિજયે એક પ્રવચન આપ્યું. આ પ્રવચનની માધવરાવ સિંધિયા ઉપર જબ્બર અસર થઈ.

ભારતવર્ષમાં હજુ પણ આવા જ્ઞાનીઓ વસે છે એની પ્રતીતિ થતાં સૌ કોઇ સંતોષ અનુભવે છે અને ખરેખર આજે પણ આખા જગતમાં ભારતનો કીર્તિધ્વજ આવી ગણીગાંઠી વિભુતિઓને પ્રતાપે ઉજ્જવળ છે.

કેટલાક જૈન યુવકો અને સ્થિતિચુસ્તો પણ માને છે કે સાધુઓ સંસ્થાઓનું સંચાલન કરે તો તેમનાં ચારિત્ર્યમાં શિથિલતા આવે છે. તેના જવાબ રૂપે વિદ્યાવિજયજી છે. એક તરફથી એમ કહેવામાં આવે છે



શ્રી વિજયધર્મસૂરિ સમાધિમન્દિર, અને શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળનાં
છાત્રાલય તથા શિક્ષાલય

કે પ્રાચીન સમયમા નાલંદા આદિની વિદ્યાપીઠો બૌદ્ધ સાધુઓ ચલાવતા હતા, અને અધ્યાપકોનુ કામ કરતા હતા. જૈન સાધુઓએ એ કામ કરવુ જોઇએ. બીજી તરફથી શિથિલતાનો આક્ષેપ કરવામા આવે છે. પરંતુ વિદ્યાવિજયજીએ પોતાની સાધુતા, પોતાનુ ચારિત્ર્ય અને સંસ્થાનુ સંચાલન કરતા છતા, પોતે કેટલા નિર્લેપ રહી શકે છે એ બતાવી આપ્યુ છે આવા સાધુઓને એનો લેપ નથી વળગી શકતો. બલ્કે એમના ત્યાગ, સંયમ, તપસ્યા અને નિર્લોભપણાનો પ્રભાવ, સમસ્ત જનતા ઉપર પડે છે, રાજા મહારાજાઓ ઉપર પડે છે શિવપુરીની આ સંસ્થા પ્રત્યે ગ્વાલીયર નરેશનુ જે અગાધ મમત્વ છે, એ આ ત્યાગી વિદ્વાન સાધુના સંયમ અને ત્યાગને આભારી છે, એ કોણ નહિ માને ? કહેવાની ભાગ્યે જ જરૂર છે કે સંસ્થાનુ આર્થિક વહિવટીકામ મુંબઈની સમિતિ મારફત ચાલે છે અને સંસ્થાનુ શિક્ષણકાર્ય વિદ્યાવિજયજીની દેખરેખ નીચે ચાલી રહ્યુ છે.

વિદ્યાવિજયજીને પોતાના ગુરુદેવ વિજયધર્મસૂરિજીનુ સ્મરણ ડગલે ને પગલે થતુ જાય છે એમણે ગુરુદેવના સ્વર્ગવાસની તિથિ ભાદરવા સુદ ૧૪ ના દિવસે શિવપુરીમા ગ્વાલીયર રાજ્ય તરફથી જાહેર સ્થાનિક તહેવાર તરીકે પાળવાનુ મંજુર કરાવ્યુ હતુ. ચૌદશની રજા **અનન્તચતુર્દશી** તરીકે પળાતી હોવાથી આ તહેવાર પૂનમના દિવસે પાળવાનો હુકમ મેળવ્યો હતો

તે ઉપરાંત ગુરુદેવની સંવત્સરી સારી ઉજવવાની શરૂઆત કરી તે માટે તે દિવસે એક જાહેર વરઘોડો કાઢવાનુ નક્કી કરવામા આવ્યુ અને તે માટે ગ્વાલીયર રાજ્ય તરફથી ચાર હાથી, ઘોડેસવારો વગેરે કાયમને માટે મળે એવો બંદોબસ્ત કરવામા આવ્યો આ બંદોબસ્ત અત્યાર સુધી બરાબર ચાલ્યો-આવ્યો છે.

: ૪૨ :

## વિદ્યાવિજયજીનાં જર્મન શિષ્યા



ઈ. સ. ૧૯૨૫માં જર્મનીથી ડૉ. ક્રૌઝે શિવપુરી આવ્યાં. આ જર્મન વિદુષીને વિદ્યાવિજયનાં જ્ઞાને ખૂબ આકર્ષી. તેમણે વિદ્યાવિજય પાસે જૂની ગુજરાતી, નવી ગુજરાતી, બંગાળી, યોગશાસ્ત્ર અને આગમોનો અભ્યાસ કર્યો. વિદ્યાવિજયનાં અગાધ જ્ઞાન અને કાર્યકુશળતાથી ડૉ. ક્રૌઝે તો મંત્રમુગ્ધ બની ગયાં. જ્ઞાન જ્ઞાનને આકર્ષે છે અને તેમાં ય એક સંત પુરુષનો સમાગમ કોને ન ગમે? આત્માનાં દ્વાર ઉઘાડી એમાં જ્ઞાનનો સંભાર ભરનાર મહાપુરુષ તો સદા સંસારમાં જીવના શિવ કરવાને જ આવે છે અને એવી વિભુતિઓનાં આગમને જ સંસાર સદા ઉજ્જ્વળ બને છે. ।

શ્રીમતી ડૉ. ક્રૌઝે ઉપર ઊંચા ધાર્મિક સંસ્કારની પ્રબળ અસર થઇ. એને રોમરોમ ધર્મ અને જ્ઞાન રમી રહેવાં લાગ્યાં. એનાં જેવાં એક



ભારતીય સાહિત્ય વિશારદા ડૉ. શાર્લોટ ક્રૌઝે
( સુભદ્રાદેવી ) પીએચ. ડી.

જર્મન વિદુષી જૈન ધર્મ પ્રત્યે આકર્ષાયાં—અને એ આકર્ષણોમાથી અનુરાગ જન્મ્યો અને એ અનુરાગે એમને જૈન ધર્મના વિચારો સ્વીકારવા પ્રેરણા કરી.

અને એમણે જર્મન નામનુ પરિવર્તન કર્યું. વિદુષી ડો. ક્રૌઝેમાંથી તેઓ સુભદ્રાદેવી બન્યા.

હિંદની જૈન સંસ્કૃતિ અને જૈ ધર્મનો અનુરાગી એ સન્નારીનો દેહ અને આત્મા એજ રંગે રંગાયો.

તેઓ સાત વર્ષ સુધી શિવપુરીમા પોતાના મનથી માનેલા શ્રી. વિદ્યાવિજયજી ગુરુના સાનિધ્યમાં રહ્યાં. એ સાત વર્ષનો એમનો વસવાટ એમને અપૂર્વ લાગ્યો. એ દરમિયાન એમણે લેખો લખવા શરૂ કર્યા. એ લેખોમાં પોતાના ઉપર જૈનધર્મ અને એના એક વિનમ્ર ઉપાસક પોતાના ગુરૂજી વિદ્યાવિજયે કરેલી અસરનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે.

સુભદ્રાદેવીને આકર્ષનાર હતું—ગુરૂજીનું ચારિત્ર્ય.

ચારિત્ર્ય એ તો માનવજીવનનો પાયો છે. એની શુધ્ધિમાં જ દેહ અને આત્માની શુધ્ધિ સમાયેલી છે. ચારિત્ર્યશુધ્ધિવાળા પુરૂષો જ જગતમા સદા વંદનીય બને છે. **Bayard Taylor** નામના કવિએ એક સ્થળે લખ્યું છે—

**Fame is what you have taken,**
**Characters what you give**
**When to this truth you waken,**
***Then you begin to live.***

ચારિત્ર્ય એ તો માનવજીવનનો પાયો છે. ચારિત્ર્યમાંથી એના જીવનની જ્યોતિ પ્રગટે છે અને સંસારને અજવાળે છે.

વિદ્યાવિજયની વિદ્વત્તા, સરળતા, કાર્યકુશળતા, વકતૃત્વ શક્તિ તો અપૂર્વ હતાં-શુભકદેવી એ સૌથી વિંગ થયા હતા-અને એ સર્વ દીપતું હતું ચારિત્ર્યબળથી.

શુભકદેવીના પ્રયત્નથી ગ્વાલીયરના સ્વ. અને મહારાણીઓનો ભક્તિભાર વિદ્યાવિજયજી પ્રત્યે વધ્યો હતો.

અને ત્યાર પછી એ સાધુપુરુષને રાજમહેલનાં આમંત્રણ આવવા લાગ્યા હતાં. અને મહારાણીઓ એમને વારંવાર નિમંત્રણ આપી બોલાવતી હતી અને એમના ઉપદેશનો લાભ લેતી હતી.

અને પછી તો વિદ્યાવિજયજીની ધર્મસુવાસ સર્વત્ર ફરી વળી એની મ્હેક મ્હેક થતી ખુશબોએ વાતાવરણને તાઝગીમય બનાવ્યું.

કાઉન્સીલ ઓફ રિજન્સી-ગ્વાલીયર ગવર્નમેન્ટના સભ્યો પણ એમની સાધુતા અને વિદ્વતા ઉપર મુગ્ધ થયા.

અને પરિણામ એ આવ્યું કે સંસ્થાને જ્યારે જરૂર પડે ત્યારે ગ્વાલીયર રાજ્ય તરફથી મદદ મળવા લાગી.

અવારનવાર મળી આશરે અડધો લાખ રૂપીઆની મદદ અને કેટલાયે વીઘા જમીન એમને રાજ્ય તરફથી અર્પવામાં આવી. તે ઉપરાંત સંસ્થાને માસિક રૂપીઆ સો પણ નિયમિત રીતે મળવા લાગ્યા.

હમણાં હમણાં તો વર્તમાન મહારાજા જીવાજીરાવ સિંધિયાની અદ્‌ભુત ભક્તિ વિદ્યાવિજય પ્રત્યે જાગી છે. પરિણામે ઘણી જમીન, એક વિશાળ ભવન, અને માસિક ત્રણસો રૂપિયાની ગ્રાન્ટ આપવા ઉપરાન્ત સંસ્થા માટે એક નવું આવશ્યક ભવન પણ બંધાવી આપ્યું છે.

:૪૩:

## જંગલમાં મંગલ

ગત પ્રકરણમાં કહ્યું તેમ ડો. ક્રૌઝે (સુભદ્રાદેવી) જર્મનીથી સન ૧૯૨૫મા શિવપુરી આવ્યા હતા. તેઓ સાત વર્ષ એકધારા આ સંસ્થામા રહ્યા અને અભ્યાસ કર્યો આ વાતને વર્ષો વીતી ગયા, છતા તે વખતે શ્રીમતી સુભદ્રાદેવીએ એ સંસ્થા સબંધી સ્વાનુભવનુ જે વર્ણન પોતાની 'જંગલમા મંગલ' નામની પુસ્તિકામા આપ્યું છે તે આ પ્રમાણે છે

"સમાધિ મંદિરની મૂર્તિના અભયદાયક શરણમા અને સાધુ મહારાજાઓના ચારિત્ર્યના આશ્રયમા સુવાળી નિદ્રા ભોગવીને વિદ્યાર્થીઓ પ્રભાત પહેલા ચાર વાગે ગુરુમહારાજના એટલે શ્રી વિદ્યાવિજયજીના અવાજથી જાગૃત થઈને એક મધુર રાગવાળી પ્રભુસ્તુતિ કરીને નવીન દિવસનુ સ્વાગત કરે છે બધા મોટા અને નાના, સાથે ઊભા રહીને, જાણે

કે કુદરતદેવીને માનપૂર્વક જગાડી રહ્યા છે. પણ હજુ અંધારું છે તેથી વીજળીની બત્તી કરીને બધા પોતાના પાઠો કંઠસ્થ કરે છે, એટલે કે સંસ્કૃત અને પ્રાકૃત, ગુજરાતી, હિંદી, અંગ્રેજી અને જર્મન શબ્દોના ખળભળાટ થાય છે અને પાઠશાળા દૂરથી એક મોટા મધપુડા જેવી લાગે છે.

હરતે હરતે પ્રભાત થાય છે, ઘંટ વાગે છે એટલે જે જે છોકરાઓને પૂજન કરવાનો વારો હોય છે, તેઓ સ્નાન કરીને નવીન ફૂલો લાવવાને માટે બગીચામાં જાય છે અને મંદિર સાફ કરીને, ચંદન ઘસીને, ધૂપપાત્ર તૈયાર કરીને ભગવાનની અને ગુરૂદેવની મૂર્તિની આગળ પૂજાનો વિધિ ચલાવે છે. બીજા બધા વિદ્યાર્થીઓ ગુરૂ મહારાજના ચરણો આગળ ભેગા થઇને ગુરૂવંદનની ક્રિયા યથાવિધિ કરે છે. પછી નવકારસી, એકાસન, આંબીલ, ઉપવાસનું પ્રત્યાખ્યાન માગતા, ગુરૂજીનો ધર્મલાભ અને પચ્ચખાણ માથા ઉપર ચઢાવીને, ચુપચાપ કેટલાક શાંતમનપૂર્વક તો કેટલાક કંઇ ગુન્હો કે પ્રમાદ કર્યો હોય તો ચિંતાપૂર્વક ગુરૂની સામે બેસે છે. બધા જાણે છે કે આપણા ગુરૂજીને આપણી બધી ક્રિયાની ઓળખાણ છે; અને છાનામાના પણ કરેલા ગુન્હાની તેમને જાણે કે કોઇ છૂપી પોલીસની અતિ ચતુર સેવા દ્વારા ખબર પડે છે. હવે બધા ગુરૂજીના મુખકમલ તરફ નજર રાખે છે અને ગુરૂજી છોકરાઓ પ્રત્યેની પોતાની પવિત્ર ફરજ સમજીને, જાણીને, માબાપનો પ્રેમ, સાધુની સરલતા અને મિત્રની લાગણી એ ભેગું કરી ઉપદેશ આપે છે.

તેમના ઉપદેશમાં પ્રકારાન્તરે ગુન્હેગારોને મીઠી શિક્ષા, પ્રમાદીઓને ઠપકો અને સર્વ સાધારણ રીતે સૌને ધાર્મિક અને વ્યવહારિક અભ્યાસ અને ચારિત્ર્ય સંબંધી ભલામણો અને શિખામણો હોય છે.



ડૉ. શાર્લોટ ક્રૌઝે (સુભદ્રાદેવી)
(ઘોડેસ્વાર તરીકે)

ગુરુવંદન પછી, કસરત, દંતધાવન, દુગ્ધપાન વગેરેથી નિવૃત્ત થયા પછી સ્નાન કરી સમાધિ મંદિરમાં પૂજા કરે છે.

રમતગમતોમાં કબડ્ડી ખોખો, લંગડોદાવ, ફૂટ બોલ વગેરે મુખ્ય હોય છે.

ત્યાર પછી મંદિરના ઘંટનો રણકાર વિદ્યાર્થીઓને બોલાવે છે. સુંદર ગીત ગાઇ શકે તેવા વિદ્યાર્થીઓ ભગવાન અને ગુરૂદેવની આગળ દર્શન કરવાને માટે જાય છે.

અગિયારેક વાગે ભોજનનો સમય થતા લાંબી પંક્તિમાં બેસીને ભોજનનું કામ સંતોષકારક રીતે વંદે મહાવીરમની ગર્જના પૂર્વક શરૂ થાય છે.

ભોજન પછી થોડોક આરામ લઇને દિવસનું મુખ્ય કાર્ય વિદ્યાર્થીઓની રાહ જુએ છે.

આ સિવાય જુદા જુદા વ્યવહારિક જ્ઞાનના ભેદો, બુકબાઈંડીંગ, ટાઇપ રાઇટીંગ, ફોટોગ્રાફી, વીંવીંગ વગેરે સંબંધી શિક્ષણ પણ અહીં અપાય છે.

પાઠશાળાની બધી વ્યવસ્થાને માટે શિવપુરીમાં એક સમિતિ છે જેના સભ્યો ગામના શેઠ શાહુકાર અને રાજ્યના અધિકારીઓ છે.

વીરતત્ત્વ પ્રકાશક મંડળ આ રીતે જંગલમાં મંગલ પ્રસારી રહ્યું છે.

સાંજનો સમય થાય છે ને ભોજનવેળા થાય છે. ત્યારે બધા વિદ્યાર્થીઓ 'વંદેમહાવીરમ્' એ શબ્દોનું ઉચ્ચારણ કરી કાર્ય આરંભે છે ને તે પછી બધા એકમેક પાઠો સંબંધી પ્રશ્નોત્તર કરતાં સમય ગુજારે છે.

જ્યાં સુધી મંદિરની આરતી ઉતારવાનો ઘંટ વાગે છે ત્યાં સુધી બે હારમાં ઊભા રહી વિદ્યાર્થીઓ પ્રથમ ભગવાનની આગળ અને પછી ગુરૂદેવની મૂર્તિ આગળ સ્તુતિના શ્લોકો ઉચ્ચારે છે.

તે વખતે એક છોકરો આરતી અને મંગલદીવો મૂર્તિઓની આગળ ચલાવે છે અને બીજો તથા ત્રીજો ઘંટ વગાડે અને ધૂપપાત્ર ધરે છે. ગુરૂદેવની પાસેથી રાત્રિય પ્રત્યાખ્યાન લઇને વિદ્યાર્થીઓ સાડાનવ વાગ્યા સુધી વાંચે અને શીખે છે. છેલ્લો ઘંટ વાગતાં તેઓ સાધુ મહારાજાઓની ભક્તિ કરી તેઓનો ધર્મલાભ પામીને પોતાની પાટ ઉપર આરામ લેવા સૂઇ જાય છે.

આ પ્રમાણેની ત્યાં રહેતા વિદ્યાર્થીઓની દિનચર્યા હોય છે.

: ૪૪ :

## 'આઇડિયલ મંક'માં શિવપુરીની સંસ્થા



શિવપુરીની સંસ્થા વિષે શ્રી. 'એ. જે. સુનાવાલા પોતાના કેમ્બ્રીજ યુનિવર્સિટી પ્રેસથી પ્રકાશિત થયેલા અંગ્રેજી ગ્રંથ An Ideal Monk (આદર્શ સાધુ) માં લખે છે

The Institution is being conducted in accordance with the principles followed by the world renouned **Gurukulas** of old in a spirit of renunciation, self-help, purity and chastity. **Simple living and high thinking** is the motto of the Institution, dutiful obedience, broadmindedness and tolerance are its guiding principles. Here the students are lodged, boarded, taught and supplied with vestament-without charge. The one absorbing idea of them all is

the acquisition of knowledge. Learning is sought for love of learning and not for collateral advantages, such as making a livlihood. The College is not meant for exclusively secular studies only; in it is also carefully looked after the spiritual well-being of the pupils.

o o o o

The Institution is fortunate in having at the head of educational work a man of Muni Vidya Vijaya's eminence A distinguished scholar, a renouned author, a powerful preacher and an able organiser, he has thrown himself heart and soul into educational and public work. He possesses an intellect which, in its power and brilliance, and an eloquence which, in its range and colour, have rarely been equalled in public life. In the solitude of Shivpuri, in the little lovely 'Shantiniketan' of the Jain as, quietly and unostentatiously he has been training the students who have gathered round him silently ignoring the great fame that has shone upon him. 'Man-Making' is his own stern brief summary of the work that is worthdoing. And laboriously, unflaggingly, day after day, he sets himself to 'Man-Making,' playing the part of Guru, friend, father, philosopher and even school master by turns.

શ્રીમતી સુભદ્રાદેવી અને શ્રી. એ. જે. સુનાવાળાએ આ સંસ્થા સંબંધી આપેલો પરિચય ઘણો જૂનો છે. અત્યારે તો આ સંસ્થાએ

ઘણી પ્રગતિ કરી છે. એના પાઠ્યક્રમમાં પણ હમણાં હમણાં સમયાનુસાર મોટો ફેરફાર કરવામાં આવ્યો છે. સંસ્થા તરફથી એક ઉદ્યોગમંદિર પણ ખોલવામાં આવ્યું છે. એમાં કાષ્ટશિલ્પ (સુથારીકામ), સીલાઇ, કલાઈ, બુનાઈ, જીલ્દસાજી (બાઇન્ડીંગ), પશુપાલન, કૃષિકર્મ, સંગીત આદિ વિષયો શીખવવામાં આવે છે. મધ્યભારત સરકારે આ સંસ્થાને માન્ય કરી છે. અને પ્રતિ વર્ષ પચાસ ટકા ખર્ચ રાજ્ય તરફથી આપવાનું ઠરાવ્યું છે એજ આ સંસ્થાની ઉપયોગિતાનું પ્રમાણ છે. સંસ્થા રાષ્ટ્રના ઉત્થાનમાં અપૂર્વ ફાળો આપવાનો પ્રયત્ન કરી રહી છે અને તે બધો યશ સંસ્થાના અધિષ્ઠાતા શ્રી. વિદ્યાવિજયજીને ફાળે જાય છે.

: ૪૫ :

## શિવપુરીથી પ્રયાણ



સંસ્થાનું સ્થાનિક કાર્ય સંભાળવામાં વિદ્યાવિજયજીને પોતાના પરમ સ્નેહી ગુરુબંધુ શાંતમૂર્તિ શ્રી. જયંતવિજયજી મહારાજની સહાયતા હતી. બહારથી આર્થિક મદદ મોકલવાનું કાર્ય આચાર્ય શ્રી. વિજયેન્દ્રસૂરિ અને ઉપા૦ મંગળવિજયજી કરતા.

સંવત ૧૯૮૭મા આચાર્ય શ્રી. વિજયેન્દ્રસૂરિ અને ઉપા૦ મંગળવિજયજી શિવપુરી આવ્યા.

શ્રી. વિદ્યાવિજયે એમના આગમનને હૃદયથી ખૂમ ખૂમ આવકાર્યું.

કમનસીબે આ ચાતુર્માસમાં સંસ્થામાં ક્લેશનું વાતાવરણ ફેલાયું. આચાર્ય શ્રી. વિજયેન્દ્રસૂરિજી અને વિદ્યાવિજયજી એ બન્નેની વચ્ચે વૈમનસ્ય થાય એ ન કલ્પી શકાય એવી ઘટના હતી. બન્ને પોતાના ગુરુ

શ્રી. વિજયધર્મસૂરિજીના અંગરક્ષક, બન્ને વિદ્વાન. બન્ને સાહિત્યકાર. એક જ આસન ઉપર બેસી સત્તર સત્તર વર્ષ સુધી, પોતાના ગુરુની છત્રછાયામાં રહી, ગુરુની સેવા કરી, ગુરુની કીર્તિ વધારી અને સાહિત્ય સેવા કરી. એ બન્નેનો મતભેદ- વિરોધ, એટલે **ન ભૂતો ન ભવિષ્યતિ** એવી ઘટના પરન્તુ ખટપટમાં અતિકુશળ, 'ભાગલા પાડો ને સ્વાર્થ સાધો'ના સિદ્ધાન્તમાં ગૂંથાઇ ગએલાઓએ એક જ અવિભક્ત ભારતના ભાગલા શું નથી પડાવ્યા ? પતિપત્નીમાં, બે ભાઇઓમાં, પિતા–પુત્રમાં, સંઘોમાં ને જાતિઓમાં-જ્યાં જ્યાં વૈમનસ્ય થયાનો-ભાગલા પડયાનો ઇતિહાસ તપાસીશું તો એમાં ત્રીજી શક્તિનું જ કાવતરુ નીકળશે. આવા પ્રેમી, વિદ્વાન, સમજુ અને બબ્બે દસકા સુધી નિરંતર સાથે રહી ગુરુ અને સાહિત્યની સેવા કરનાર સંત સાધુ પુરુષોમાં પણ એવી જ કોઇ ત્રીજી શક્તિએ ભાગલા પાડવાનો સફળ પ્રયત્ન કર્યો.

આમ છતાં પણ બન્નેનાં હૃદય સાધુહૃદય હતાં. એટલે બન્નેને દુઃખ તો અવશ્ય થતું, અને છેવટની ઘડી સુધી આ બધું શું થઇ રહ્યું છે? આ ઝેરી વાતાવરણ શું ? એની સમજ ન પડી તે ન જ પડી.

છેવટે ચાતુર્માસ પૂર્ણ થયે, જીલ્લાના અધિકારીઓ, ગામના નાગરિકો અને ખુદ ગ્વાલીયરનાં મહારાણીસાહેબનો પણ વિદ્યાવિજયજીને શિવપુરીમાં ખાસ કરીને સંસ્થામાં જ રહેવા માટે આગ્રહ હોવા છતાં, પોતાના સિધ્ધાન્તના રક્ષણની ખાતર આપ કાંચળી છોડે એમ એમણે સંસ્થા છોડી વિહાર કર્યો.

એક માતાને પોતાના લાલનપાલન કરી ઉછેરેલા સંતાનને છોડીને જતા દુ:ખ થાય એ સ્વાભાવિક છે કારણ કે એની પાસે માનું હૃદય છે

મુનિરાજ પણ પોતાને હાથે સર્જેલી-પાંગરાવેલી-આવી અજોડ સંસ્થાને છોડીને જઈ રહ્યા હતા છતાં એમના હૈયામાં જરાયે વિષાદ ન હતો-દુ:ખ ન હતુ. એમના અંતરમાં, પોતાના ગુરુની આજ્ઞા પાલન કર્યાનો સંતોષ હતો. પોતાના કર્તવ્ય માટે આનંદ હતો. પોતાની સર્વ શક્તિઓ એમણે એ સંસ્થાના વિકાસમાં ખરચી હતી-પોતાનું જીવન સર્વસ્વ હોમ્યું હતું. એ બધાને છોડીને એમને જવાનું હતું છતાં એમને મન આવી મહાન સંસ્થા કરતાં પોતાના સિદ્ધાંતનાં મૂલ્ય વધારે હતાં. અને સ્વમાનશીલ પ્રત્યેક પુરૂષના હૈયામા એ વાત તો હોવી જ જોઈએ. એમાં જ એનું પૌરૂષ છે. જીવનની સિદ્ધિ રાગમાં નથી ત્યાગમાં છે. એમણે પલક વારમાં માત્ર સિદ્ધાંતને ખાતર સંસ્થાનો ત્યાગ કર્યો.

અને આવો સમર્થ પુરૂષ પોતાની મેળે જ ચાલ્યો જાય–એને કાઢવા માટે કોઈ પણ જાતની ખટપટ ન કરવી પડે એ તો ભાવતું'તું ને વૈદે કહ્યા જેવી વાત થઈ.

---

નિશ્ચય હતો, અને આખરે તેજ થયું થોડાં વર્ષો પછી શ્રી વિજયેન્દ્રસૂરિજી અને વિદ્યાવિજયજી એક થયાં તૂટેલા પાણી સંધાયાં, અને આજે તો બન્ને સંતો પાછા પહેલાની માફક જ પોતાના મૂળસ્થાને-શિવપુરીમા સેવા રહી સાહિત્ય અને સંસ્થાનું કાર્ય કરી રહ્યાં છે.

વિદ્યાવિજયજીની વિદાયનું દૃશ્ય અતિ કરુણ હતું. શરીરમાંથી આત્મા નીકળતો હોય, તે વખતની જે સ્થિતિ હોય, તેવી સ્થિતિ સંસ્થાની હતી. સંસ્થાના વિદ્યાર્થીઓ, કાર્યકરો અને નોકરોનાં હૃદયો ચીરાતાં હતાં. આખી સંસ્થાનું પટાંગણ નિસ્તેજ-જાણે ઝાડો પણ રૂદન કરતાં હોય, એવું બન્યું હતું. શહેરથી બહાર અંતિમ ઉપદેશ આપતાં શ્રી. વિદ્યાવિજયજીએ પોતાનો સાધુધર્મ બજાવ્યો હતો. અને જ્યાં આત્મા કલુષિત બને, એવા સ્થાનમાં ન રહેવાની પોતાની દૃઢતા બતાવી હતી. તે ઉપરાન્ત અત્યાર સુધી સંસ્થાની સેવાના કાર્યમાં સાથ આપનાર સંસ્થાના સુપરિન્ટેન્ડેન્ટ ભાઈ સત્યનારાયણજી પંડ્યા, પ્રધાન અધ્યાપક પં. રામગોપાલાચાર્ય અને બીજા અધ્યાપકો, તેમજ સ્થાનિક સમિતિના સભ્યો ડૉ. મોશેસાહેબ, ડૉ. તામ્બેસાહેબ, પં. રામનાથજી શર્મા, શ્રી. ભાલેરાવજી, શ્રી. ચિંચણીકર, શેઠ શેકરમલજી, શેઠ કાનમલજી, શેઠ હિમ્મતમલજી આદિને ધન્યવાદ આપ્યો હતો.

વિદ્યાવિજયજીની વિદાય પ્રસંગે જ, વિદ્યાવિજયજીનાં જર્મન શિષ્યા, ડૉ. ક્રૌઝે (સુભદ્રાદેવી)ને રાજમાતાએ પોતાની પાસે બોલાવી લીધાં હતાં. એટલે ભૈયાસાહેબની ડેલી સુધી, સાત સાત વર્ષ સુધી જેમની સેવામાં રહી અધ્યયન કર્યું, એવા ગુરુને વિદાય આપી, છૂટા પડતાં, એમના હૃદયને અત્યન્ત આંચકો લાગ્યો.

આમ સૌની દુઃખપૂર્ણ વિદાય લઇ મુનિરાજ બે સાધુઓ અને કેટલાક વિદ્યાર્થીઓ સાથે આગળ વધ્યા.

એમની વિદાય પછી થોડા જ દિવસોમાં સંસ્થા ના સુપરિન્ટેન્ડેન્ટે પણ સંસ્થામાંથી વિદાય લીધી.

સમય જતાં સંસ્થાના સંચાલકો અને શુભેચ્છકોને એ વાત સમજાઈ કે આવી સંસ્થા ચલાવવા માટે જે શક્તિ જોઈએ તે કંઈ સૌ કોઈમાં નથી હોતી. એ કાંઈ બચ્ચાંના ખેલ ન હતા કે ગીલીદંડાનો દાવ રમી લીધો. એક વર્ષના ગાળામાં તો સંસ્થા પાયમાલીને પંથે ચાલવા માંડી. વિદ્યાર્થીઓ નિરાશ થઈ ચાલતા થયા કારણ કે સંસ્થાનો પ્રાણ જતો રહ્યો હતો. ખાલી દેહના માળખા જેવી સંસ્થાની સ્થિતિ હતી.

સાગરમાં એક નૌકા વહી જતી હોય અને એનો સુકાની કાબેલ ન હોય તો નૌકા ખડક સાથે અથડાઈ ભાંગીને ભૂકો જ થઈ જાય. એ દશા શિવપુરીની આ સંસ્થાની થવા લાગી હતી.

સંસ્થાના સંચાલન માટે જોઈતી કાર્યદક્ષતા, બાહોશી, નિઃસ્પૃહતા, નિર્લોભીપણુવાળો સંચાલક કોઈ નહોતો રહ્યો. પચાસપચાસ વિદ્યાર્થીઓના દંદને એક પિતા તરીકે પાલન કરી શકે એવો માણસ શિવપુરીમાં કોઈ મળતો નહોતો, અને સેંકડો માઈલ દૂર આવેલી આ સંસ્થા ચલાવવી, એ ગુજરાતના-મુંબઈમાં રહેલી સંસ્થાની સમિતિના સભ્યો માટે પણ કઠણ કામ હતું. પરિણામે આ બધાના સૂત્રધાર તરીકે વિદ્યાવિજયજી જ લાયક પુરૂષ હતા, એ વાતની હવે સૌને પૂરી પ્રતીતિ થવા લાગી.

સં. ૧૯૮૮નું ચાતુર્માસ એમણે ઉજ્જૈન ખાતે ગાળ્યું અને ત્યાર બાદ તેમણે માળવામાં વિહાર કર્યો.

એમણે માળવામાં જઈ ઘણાં પ્રવચનો આપ્યાં અને જ્યાં જ્યાં એ વિહાર કરતા ગયા ત્યાં ત્યાં પ્રજાએ એમને હૈયાનાં હેતથી વધાવી લીધા એમની જાદુભરી વાણી સાંભળનાર એમના તરફ આકર્ષાયા સિવાય રહેતું નહિ.

વડનગરની સમસ્ત પ્રજાએ એમનો ભાવભીનો સત્કાર કરી એમને માનપત્ર આપ્યું.*

ત્યારબાદ સં. ૧૯૮૯ની સાલમાં તેઓ બદનાવર, રાજગઢ બખતગઢ અને દાહોદ-ગોધરા, દેવગઢબારિયા થઈ વડોદરા આવ્યા.

વડોદરામાં વિદ્યાવિજયજીના ગુરુભાઈ ન્યાયતીર્થ ન્યાયવિશારદ શ્રી. ન્યાયવિજયજી વિરાજતા હતા. વર્ષોનાં વ્હાણાં વાયા પછી બન્ને બંધુઓ મળતાં પરસ્પર ખૂબ આનંદ થયો. શ્રી ન્યાયવિજયજી પણ ધુરંધર વિદ્વાન અને વક્તા છે. તેઓ સમયજ્ઞ અને સુધારક પણ છે.

દીક્ષાનિયમનનો કાયદો તેમની સ્હામે જ પસાર થયો. જો કે તેઓ ચાહતા હતા કે દીક્ષા જેવી ધાર્મિક અને આત્મકલ્યાણની બાબતમાં સરકારી દખલગીરી અનુચિત છે, પરંતુ ગુજરાતમાં બાળદીક્ષા ને અયોગ્ય દીક્ષાની જે અંધાધુંધી ચાલી રહી હતી અને એ નિમિત્તે ત્યાગી જૈન સાધુ સંસ્થા સંસારમાં વગોવાઈ રહી હતી, એટલું જ નહિ પરન્તુ એ બદીમાંથી જ અનિષ્ટ પરિણામો આવનાં હતાં, એ પણ સત્ય જ વસ્તુ હતી અને તેથી આગેવાન સાધુઓએ તેમજ ગૃહસ્થોએ મળી કંઈપણ બંધારણ ઘડવાની તો આવશ્યકતા હતી જ. શિષ્યલોભી યોગ્ય દીક્ષા આપનાર સાધુઓને ઘણુ ઘણું સમજાવવા છતાં જ્યારે કંઈ પરિણામ ન આવ્યું આખરે કાયદો પસાર થવા દીધો.

વડોદરામાં તે વખતના રેસીડન્ટ અને તેમની પત્ની સાથે એમને પરિચય થયો અને એ પરિચયે મૈત્રીનુ સ્વરૂપ પકડ્યું.

ચાતુર્માસ ગાળવા માટે આખા સંઘે તેમજ શ્રી. રામલાલભાઈએ પણ વિદ્યાવિજયજીને વિનંતિ કરી હતી પણ દેહગામને એમણે વચન આપ્યું હતું તેથી તેઓ દેહગામ ગયા અને ચાતુર્માસ ત્યા ગાળ્યું.

દેહગામની પ્રજાનો ઉત્સાહ માતો ન હતો. આજે ગામમાં સર્વત્ર આનંદ આનંદ પ્રવર્તી રહ્યો હતો. લોકો વિદ્યાવિજયજીના અનુરાગી બન્યા. આખું યે ચોમાસું સારી રીતે પસાર થયુ. જનતાએ શક્તિ ઉપરાંતની ભક્તિ કરી.

ગુરુદેવની જયંતીને દિને મોટો ઉત્સવ થયો. ભૂતપૂર્વ નાયબ દીવાન અરવિંદભાઈએ પ્રમુખપદ લીધું અને ઘણા લોકોએ ઉત્સાહપૂર્વક આ મહોત્સવને વધાવી લીધો.

દેહગામની સમસ્ત જનતાએ સુપ્રસિદ્ધ શારદા માસિકના તંત્રી શ્રી. ગોકુળદાસ દ્વા. રાયચુરાના પ્રમુખપદે વિદ્યાવિજયજીને માનપત્ર આપ્યું. આ પ્રસંગે મનનીય પ્રવચન કરતાં શ્રી. રાયચુરાભાઈએ દેહગામને 'તીર્થભૂમિ' તરીકે ઓળખાવી હતી.

જ્યાં જ્યાં સંત-સાધુઓનો મુકામ હોય-વિહાર હોય એ ભૂમિ ખરેખર તીર્થભૂમિ જ કહેવાય. ખાસ કરીને દેહગામ એ તો વિદ્યાવિજયજીનું વતન રહ્યું.*

દેહગામ આવવા અગાઉ દાહોદ, ગોધરા, દેવગઢબારિયા વગેરેની સફર કરી. એમનાં વ્યાખ્યાનો અદ્ભુત હતાં.

દેવગઢબારિયાનાં મહારાણી એમનાં પ્રવચનોમાં ખાસ હાજર રહેતાં. મહારાણી સાહેબની પણ મુલાકાત થઈ અને તેમણે વિદ્યાવિજયનો ઉપદેશ ગ્રહણ કર્યો.

વડોદરામાં વિરોધી સાધુઓ-સાગરજી અને રામવિજયજીની સેનાએ મોરચો માંડીને પડેલી. એણે વિદ્યાવિજયજીની પ્રવૃત્તિને આગળ ન વધવા દેવા ખૂબ કોશિશ કરી, પણ વિદ્યાવિજય તો જીવનસંગ્રામના એક અજોડ યોદ્ધા. એમને મન તો હતું:

come one, come all
This rock shall fly
From its firm base
As soon as I (Walter Scott)

*જુઓ પરિશિષ્ટ ચાર

: ૪૭ :

## મુનિસંમેલનની પ્રાથમિક ભૂમિકા



વિદ્યાવિજયજીએ ગુજરાતમાં પ્રવેશ કર્યો તે અરસામાં અમદાવાદમાં ' મુનિસંમેલન ' ભરવા સંબંધી ચર્ચા શરૂ થઈ. કેટલાક આગેવાન ગણાતાઓ આ સંમેલન ભરવા ચાહતા હતા. સંમેલનની આવશ્યકતા સંબંધી બે મત નહોતા, પરન્તુ અમુક સાધુઓ સંમેલનને નામે પોતાનો સિક્કો ઠોકી બેસાડી મનમાન્યું કરવા ચાહતા હોય, એ પણ ઈચ્છવા જોગ નહોતું. એટલે ચાતુર્માસ પૂર્ણ થયા બાદ વિદ્યાવિજયે અમદાવાદ જઈ મુનિ સંમેલન વિષે એક લેખમાળા લખવી શરૂ કરી. ' મુંબઈ સમાચાર ' અને બીજા જાણીતાં વર્તમાનપત્રોમાં એમના કેટલાક લેખો પ્રસિદ્ધ થયા અને આ લેખોની અસર ભારે થઈ. તે સિવાય જુદે જુદે સ્થળે એમનાં પ્રવચનો થયાં. આખા અમદાવાદ શહેરમાં એમની ભારે પ્રસંશા થઇ.

આ પ્રસંગે ઉદારમનવાદી સાધુઓ પૈકીના એક મુનિ વિદ્યાવિજયજીને લાગ્યું કે આવા વિચિત્ર સંજોગોમા આપણે કઇ પણ સંગીન કાર્ય યોજનું હોય તો તે માટે થોડીક જરૂરી પ્રાથમિક મંત્રણા થવી જોઇએ

આ વખતે તેઓ પોતે અમદાવાદમા હતા. તેમણે જુદે જુદે સ્થળે વ્યાખ્યાનો આપી લોકમત કેળવ્યો જુદા જુદા ઉપાશ્રયોમા વિરાજતા સાધુઓની મુલાકાતો તેમણે લીધી. અમદાવાદના ઉત્સાહી કાર્યવાહકો ધીરજલાલ ટોકરશી શાહ, મૂળચંદ, આશારામ વૈરાટી, નેહ શકરાભાઇ લલ્લુભાઈ જેઆને પોતાની પાસ બોલાવી પોતાનો નિર્ણય જણાવ્યો અને દહેગામ મુકામે શ્રાવણ સુદ ૧૧ ના રોજ મંત્રણા માટે એક નાનું સંમેલન ભરવાનું નક્કી થયું

આ વખતે શ્રી વિજયનેમિસૂરિ અમદાવાદ આવી પહોચ્યા હતા બીજા કેટલાક આચાર્યો અને સાધુઓ જુદે જુદે સ્થળે આવી ઊતર્યા હતા જૈનજ્યોતિ પત્રના છપાયના સમાચારોથી લોકોમા જાતજાતની કલ્પનાઓ થવા લાગી. વિજયનેમિસૂરિએ દેહગામમા થનારી વિચારણાના આ સમાચારો બહુ આશ્ચર્યથી સાભળ્યા અને તેમને તથા થનારા સંમેલનના કેટલાક કાર્યકર્તાઓને શેતરંજની બાજી પનરો ખાતી લાગી. સોસાયટી પક્ષ પણ ઊંચો નીચો થઈ ગયો અને આ મંત્રણા કોઈ પણ રીતે ન થવા પામે તે માટે તેઓ કટિબધ્ધ થયા

આ સિવાય બીજા પણ અનેક સાધુઓએ દહેગામ તરફ પ્રયાણ કર્યું

દહેગામ મ ત્રણા પરિષદને જૈનજ્યોતિના વિહાર સમાચારમા પ્રગટ થયેના નામો ઉપરાત પણ બીજા સાધુઓનો ટેકો મળ્યો

શ્રી વિજયવલ્લભસૂરિ તથા શ્રી વિજયન્યાયસૂરિ અમદાવાદથી વિહાર કરી દહેગામ આવ્યા. શ્રી દર્શનવિજયજી, શ્રી જ્ઞાનવિજયજી, અને શ્રી ન્યાયવિજયજીએ પણ તેના પ્રત્યે સ મતિ દર્શાવી શ્રી જય-સિ હસૂરિ તથા શ્રી વિજયમાણિકસિ હસૂરિ અને ભૂપેન્દ્રસૂરિ તથા શ્રી તીર્થેન્દ્રસૂરિ પાર્શ્વચ દ ગચ્છવાળા સાગરચ દજી મહારાજ આદિ બીજા પણ ઘણાઓએ તેના પ્રત્યે સહકારની લાગણી વ્યક્ત કરી. આ રીતે જોત જોતામા જૈન સમાજના જૂના અને ન વા વિચારવાળાઓ વચ્ચે ભારે રસાકસી ઉત્પન્ન થઈ.

દહેગામના શ્રાવકોની ભક્તિ સુ દર હતી આગળના વર્ષમા મુનિ શ્રી વિદ્યાવિજયે ચાતુર્માસ અહી ગાળ્યુ હોવાથી તેમના સ સ્કારોમા અત્ય ત વૃધ્ધિ થઈ હતી

શ્રી વિદ્યાવિજયજીની નાદુરસ્ત તબિયત હોવા છતા એમણે આખી પરિસ્થિતિને મજબૂત રીતે સાચવી રાખી હતી અને સૌ મુનિરાજોનુ સ્વાગત કરવા દહેગામ આવી પહોચ્યા વિદ્યાવિજયજીનુ પ્રાર ભિક સ્વાગત વ્યાખ્યાન એટલે સમસ્ત ચાતુર્વિ ધ જૈન સ ઘની વર્તમાન સ્થિતિનુ ચિત્ર

તા ૨૫-૨-૩૪ ના રોજ મ ત્રણાની શરુઆત થઈ લગભગ અઢીસો સાધુઓનો આ મ ત્રણામા સાથ હતો.

આજે દહેગામનુ દૃશ્ય મનોહર લાગતુ અને આગળ અનેક મુનિરાજોની પધરામણી થઇ રહી હતી આજ વર્મધુરધરો ધાર્મિક મનણા અર્થે આ નાના ના નગરને ધર્મપુરી બનાવી રહ્યા હતા

પધારના સાધુઓમા વિદ્યાવિજયજી, જયંતવિજયજી, સિદ્ધિ સાગરજી સિદ્ધિમુનિજી પન્યાસ, લાભવિજયજી પ. ન્યાયવિજયજી મુનિ પ્રેમવિજયજી તથા બીજા ઘણા મુનિરાજો સૌનુ ધ્યાન ખેચી રહ્યા હતા

બરોબર દસના ટકોરે આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી આદિ પધાર્યા હતા દહેગામનો સઘ તથા ત્યા સિગારમાત દરેક સાધુઓ એમનુ સ્વાગત કરવા સામે ગયા હતા

સાધુઓની મત્રણાને અગે માગાચાર નાગે દહેગામના મોટા ઉપાશ્રયમા આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીના પ્રમુખપદે એક જાહેરસભા ભરવામા આવી હતી તેમા મુનિરાજ વિદ્યાવિજયજીએ સ્વાગત—વ્યાખ્યાન આપ્યુ હતુ *

વિજયવલ્લભસૂરિ, નીતિસૂરિ માણેકસૂરિ, ભૂપેન્દ્રસૂરિ, કેશર વિજયનો સમુદાય, વિમલનો સમાજ (રગવિમલજી) મોહનલાલજીનો સમુદાય વગેરે ઘણા સઘાડા ભેગા મેળવવાનો સપૂર્ણ યશ વિદ્યા વિજયજીને મળતો

સમેલનમા ખૂબ કામ કર્યુ મોટા મોટાઓ સાથે ખૂબ પરિચય થયો ખૂબ પ્રશસા થઇ તૂટી જતા સમેલનને બચાવવાનો પણ વિદ્યા વિજયજીને યશ મળ્યો

---

* જુઓ પરિશિષ્ટ પાચમુ

જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સાધુસંમેલન એટલે વીસમી સદીના જૈનઇતિહાસનું એક ઉજ્જવળ પ્રકરણ. જૈનધર્મની પુનિત સાધુસંસ્થા પોતાના ઉચ્ચ સ્થાને પાછી કેમ સ્થાપિત થાય ? એ મુનિરાજો દ્વારા પુનિત ભાવે જૈનસમાજના બળના પ્રશ્નોના ઉકેલ કેમ આવે ? આવા આવા મંગલ ઉદ્દેશથી આ સંમેલન યોજવામાં આવ્યું હતું. મુનિ-સંમેલન સંબંધી શ્રી. વિદ્યાવિજયજીના જે વિચારો પ્રકટ થયા હતા તેમાંના કેટલાક આ પ્રમાણે છેઃ—

'જૈનસમાજના ચાતુર્વિધ સંઘમાં શ્રમણ સંસ્થાનું હંમેશા પ્રાધાન્ય રહ્યું છે; અને કાળે કાળે તેના પર સમાજોન્નતિની આશાઓ રાખવામાં આવે છે. આવી સંસ્થામાં શૈથિલ્ય ન પેસી જાય, સુંવાળપ પ્રવેશ ન કરે, માનાપમાન અને પરિગ્રહ વૃત્તિ સતેજ ન બને એ માટે એ સંસ્થાને અંગે અનેક વિચારણાઓ સમયે સમયે કરવામાં આવી છે; સંમેલનો યોજવામાં આવ્યાં છે, ધારાધારણો ઘડવામાં આવ્યાં છે અને પુન એ શ્રમણ સંસ્થાને સુદૃઢ બનાવવામાં આવી છે.'

'આજે સાધુસમાજમાંથી જ્ઞાન અને ચારિત્ર્યનો ઘટાડો થઇ રહ્યો છે, ગુજરાત છોડી બહારના પ્રદેશોમા વિચરવાની તેમને ઇચ્છા થતી નથી. શિષ્ય, ગ્રંથભંડાર, ઉપાશ્રય આદિનો મોહ વધતો જાય છે. સમાજનો મોટો ભાગ આ શિથિલતાઓ સામે પોકાર કરી રહ્યો છે. શ્રદ્ધાનાં તેજ ઓલવાતાં જાય છે. આપણી શ્રમણ સંસ્થા ખરાબા નજીક પહોંચતાં પહેલાં સાવધ બને એ જ ઇચ્છવા જોગ છે.'

'સંમેલન સાધુસંસ્થાના ઉધ્ધાર માટે ભરવાનું છે. ખાલી રમત કરવાને માટે કે એક બીજાનાં મુખડાં જોવા માટે કંઇ ભરવાનું નથી. લગભગ પંદરસો વર્ષે– અને તે પણ આ વીસમી સદીનામાં ભરવા ધારેલા

આ સંમેલનની અગત્યતાનો થોડો પણ ખ્યાલ કરશે તેઓ જોઇ શકશે કે આ કાર્ય કંઈ સહેલું નથી. એક બીજા સાધુઓ એક બીજાને વંદન કરવાને તૈયાર નથી. સ્પૃશ્યાસ્પૃશ્યની ગાફક એક બીજાની સાથે આહાર પાણી કરવાથી પણ અભડાય છે; શિષ્ય ગુરુને માનવા તૈયાર નથી. આવી રીતે બીલકુલ છિન્નભિન્ન થઇ ગયેલા પાંચમો સાધુઓને, વગર બોલ્યે, વગર સ્પષ્ટીકરણ કરે, વગર હેતુ સમજાવે એકદમ એકત્રિત કરવાનો પ્રયત્ન થાય છે એ કેટલું બેહુદાપણું સૂચવે છે એનો કોઇ વિચાર કરે છે કે ? '

આ સંમેલન માટે જે મુખ્ય ભયનાં કારણો માનવામાં આવતાં હતાં તે તેમણે દર્શાવ્યાં હતાં.

(૧) મુનિસંમેલન ભરીને શું અમુક કોઇનું આધિપત્ય સ્વીકારવાનો તો પ્રયત્ન નહિ થાય ?

(૨) મુનિસંમેલનના બરાબર સમય ઉપર જ કોઇ પોતાનો કક્કો ખરો કરાવવા અમુક પાસો ફેંકીને બધું ગબડાવી મારશે તો ?

સામાન્ય લોકસમહમાં સાધુસંસ્થા વિષે જે આદર બંધાયો હોય છે તે મોળો પડે છે.

બીજી બાજુ પશ્ચિમની હવા જોરથી ચાલી આવે છે. જગતનાં નવાં બળોના આંચકા ભારતની સમસ્ત પ્રજાને લાગે છે અને જૈનો પણ તેમાના એક હોઇને તેમાંથી બચી શકતા નથી.

સાધુસંસ્થાનું વાતાવરણ ધીમે ધીમે વધારે અનિચ્છનીય બનતું જાય છે. શિથિલતા વધારે જોર પકડે છે, અંદર અંદરના વિખવાદો વધુ કડુ બને છે. માનાપમાનના ઝગડા ઘણા તીવ્ર થાય છે. કોઈ કોઇનું સારૂં જોઈ શકતા નથી. એથી સમાજના હૃદયમાંથી તેમના માટેની માનવૃત્તિ ઝપાટાભેર ઘટતી જાય છે,

એટલે સાધુઓ વધવા છતાં ધર્મોત્સવો વધારે છતાં પુસ્તકો વધારે પ્રકાશિત થવા છતાં સામુદાયિક ઉત્થાન થતું નથી.

ચારિત્ર્યની ખોટ એ મહાન ખોટ છે કે તે કોઈ પણ વસ્તુથી પુરી શકાતી નથી. '+

આ સંમેલન માટે શ્રી. ચતુરભાઇ મણિભાઇ નગરશેઠની સહીથી જ્યારે એક નિવેદન પ્રગટ કરવામાં આવ્યું. અને સંવત ૧૯૯૦ના ફાગણ વદ ૩ ને રવિવાર તા. ૪-૩-૧૯૩૪ ના રોજ આ સંમેલન અમદાવાદ ખાતે ભરવા સંબંધી આમંત્રણ પત્રિકાઓ નીકળી ચુકયા પછી શ્રી. વિદ્યાવિજયજીએ સંમેલનના કાર્યકર્તાઓ દ્વારા ઉપયોગી માર્ગદર્શન કર્યું હતું.×

+ રાજનગર સાધુ સંમેલન શ્રીધી. ટો. શાહ
× જુઓ પરિશિષ્ટ છઠ્ઠુ

: ૪૮ :

## સાધુસંમેલન



અમદાવાદમાં સાધુસંમેલન શરૂ થવાને હવે એ જ દિવસની વાર હતી. અહીં ઉદાર વિચાર ધરાવતા મુનિરાજોનો સમુદાય દેહગામથી વિહાર કરતો ફાગણ સુદ પૂનમે નરોડા આવી પહોંચ્યો. સાંજે ચાર વાગે ગુજરાતી નિશાળના પટાંગણમાં અમદાવાદથી હજારોની સંખ્યામાં આવેલી જનતાની વિનંતિને માન

જગતનો દરેક મનુષ્ય પછી તે હિંદુ હો કે મુસ્લીમ હો ઈસાઈ હો કે શીખ હો, યહુદી હો કે પારસી હો, બધા જ કોઇને કોઇ ધર્મનું આરાધન કરે છે

શરીરને આત્માની જેટલી જરૂર છે, મુખને નાકની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર છે જીવનને ધર્મની. કોઇ સુંદરી સોળ શણગાર સજીને ઊભી હોય પણ જો તેનો ઘુંઘટ ઉઘાડતાં નાક ન હોય તો કેવું લાગે? ખરેખર ધર્મ રહિત જીવન પ્રાણ વિનાના કલેવર જેવું જ છે.

વિશેષમાં યુવાનોને ઉદ્દેશી એમણે જણાવ્યું "એ યુવનો! આજે તમારામાં યુવાનીનું ખમીર છે. આ જમાનો બુદ્ધિવાદનો છે. મારા બાપદાદા અમુક કરતા હતા માટે જ મારે એમ કરવું એમ રૂઢિના ગુલામ ન બનશો. હું તમને સંદેશ આપું છું કે કોઈ તમારા ભાષણો પર ટીકા કરે, તમારા વિચારો ઉપર હુમલા કરે, પણ જરા યે મચક ન આપશો. તમારે દરેકે આજે મારટિન લ્યુથર (Martin Luther) બનવાની

દેવવિજયજી, તથા પંન્યાસ લાભવિજયજી વગેરેએ ઉજમફઈની ધર્મશાળામાં, શ્રી વિદ્યાવિજયજી, શ્રી જયંતવિજયજી, શ્રી. વિશાળવિજયજી હિમાંશુવિજયજી તથા શ્રી. બુદ્ધિસાગરસૂરિના શિષ્યો હેમેન્દ્રસાગરજી વગેરે આમલીની પોળના ઉપાશ્રયમાં, આચાર્યશ્રી વિજયનીતિસૂરિજી તથા પંન્યાસ ધર્મવિજયજીએ ડેલાના ઉપાશ્રયમાં, આચાર્યશ્રી વિજયહર્ષસૂરિએ લવારનીપોળના ઉપાશ્રયમાં અને મુનિશ્રી રત્નવિજયજી તથા ધર્મવિજયજી આદિએ શાહપુર મંગળ પારેખના ખાંચે સ્થિરતા કરી હતી આ મંડળીએ ડેલાના ઉપાશ્રયે બંધબારણે કેટલીક મસલત કરી હતી

ફાગણ વદ ૩ ને રવિવારના રોજ બેઠકનો પ્રારંભ થયો.

સૌ મૌન ધરીને બેઠા હતા.

શ્રી. વિજયવલ્લભસૂરિજીએ મૌન તોડવાના મંગળાચરણ રૂપે બે શબ્દો કહ્યા પછી મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજીએ લગભગ વીસ મિનિટ ખૂબ ભાવવાહી ભાષણ કર્યું અને તેમાં કોઈ પણ ઉપાયે શાંતિ થાય અને કોઈ સંગીન કામ કરી શકાય તે લક્ષમાં લઈ કામ કરવા સૂચના કરી ત્યાર પછી તેમણે દેહગામ મંત્રણામાં પસાર થયેલ બે ઠરાવો રજૂ કર્યા

(૧) શાંતમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજના સ્વર્ગવાસ અંગે શોક દર્શાવવા અંગેનો ઠરાવ.

(૨) શ્રી કેસરિયાજી તીર્થ માટે શ્રી શાંતિવિજયજીએ આદરેલા અનશન પ્રત્યે સહાનુભૂતિ બતાવવા અંગેનો ઠરાવ

આ બંને ઠરાવો રજૂ કરતા એમણે યોગ્ય વિવેચન કર્યું.

રામવિજયજીએ કેસરિયાજી તીર્થના ઠરાવ માટે કહ્યું·

'જ્યાં સુધી શાંતિવિજયજીએ આદરેલું અનશન વ્રત શાસ્ત્રીય છે કે નહિ તે ન જાણીએ ત્યાં સુધી શું કરી શકીએ ?

વિદ્યાવિજયજીએ જવાબ આપ્યોઃ

'જે વખતે ઉદેપુરના મહારાણા ન્યાય આપતા નથી, પંડયાઓ તીર્થને લૂંટી રહ્યા છે અને એક સાધુ મહિનાપર્યંતના ઉપવાસ આદરે છે, ત્યારે શાસ્ત્રની ચર્ચામાં વખત ગાળવાનો અર્થ શું ? એમ શાસ્ત્રનાં પોથાંને આ બાબતમાં આગળ લાવવાનાં ન હોય.'

ત્યારબાદ સભામાં ગરમાગરમ ચર્ચા થઈ હતી.

આમ આ સંમેલનનું કાર્ય ચોત્રીસ દિવસ ચાલ્યું હતું અને તેમાં વિદ્યાવિજયજીએ એને સફળ કરવા ખૂબ પરિશ્રમ લીધો હતો.

આ સંમેલનમાં શ્વેતાંબર મૂર્તિપૂજક સમાજના સવા છસો સાધુઓમાંથી ચારસો ઉપરાંત સાધુઓ હાજર હતા. તેમાં અમુક અંશે કેટલાક જુદી જુદી ખાસિયતોથી ધ્યાન ખેંચે તેવા સાધુઓ જણાતા હતા. તેમના નામ આ પ્રમાણે છેઃ

(૧) શ્રી વિજયનેમિસૂરિ (૨) શ્રી વિજયવલ્લભસૂરિ (૩) શ્રી સાગરાનંદસૂરિ (૪) મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી (૫) મુનિરાજ શ્રી જયંતવિજયજી (૬) શ્રી. હિમાંશુવિજયજી (૭) મુનિરાજ શ્રી પુણ્યવિજયજી (૮) શ્રી ભૂપેન્દ્રસૂરિજી, (૯) શ્રી. વિજયમાણિકયસિંહસૂરિજી (૧૦) શ્રી. વિજયસિદ્ધિસૂરિ (૧૧) વિજયદાનસૂરિ (૧૨) પં. રામવિજયજી (૧૩) શ્રી. વિજયનીતિસૂરિ (૧૪) શ્રી. વિજયમલસૂરિ (૧૫) શ્રી. જયસિંહસૂરિ (૧૬) માણેકમુનિજી (૧૭) શ્રી. સાગરચંદ્રજી (૧૮) ઉપા દેવવિજયજી (૧૯)

મુનિરાજ દર્શનવિજયજી (૨૦) મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી (૨૧) મુનિરાજ ન્યાયવિજયજી (૨૨) શ્રી. વિજયોદયસૂરિ (૨૩) શ્રી. વિજયદર્શનસૂરિ (૨૪) પં. લાવણ્યવિજયજી (૨૫) મુનિ હિમેન્દ્રસાગરજી (૨૬) ઉપા. સિદ્ધિ મુનિજી.

બાકીના સાધુઓમાં કોઇ શાંત, ગંભીર અને વિદ્વાન પણ હશે, પરંતુ તે બાદ કરતાં બહુ જ નિરાશા ઉપજે તેવું દૃશ્ય હતું. આ સાધુ સમુદાયને તપ, ત્યાગ, વૈરાગ્ય અને સ્વાધ્યાય જાણે ભૂતકાળનાં સંસ્મરણો હોય તેવો ભાસ થતો હતો. પરિચયમાં આવનારાઓને સહેજે જણાઇ આવતું કે કેટલાક સાધુઓને સામાન્ય-લખતાં વાંચતાં પણ આવડતું નહિ, કેટલાક સાધુઓ વર્ષોથી ભણવા છતાં પ્રથમ માર્ગોપદેશિકા કે ગુજરાતી શુધ્ધલેખનાદિ શીખી શકયા નહોતા, તો કેટલાક અભ્યાસમાં હોશિયાર હોવા છતાં શરીરના એવા નિસ્તેજ-નિર્માલ્ય દેખાતા હતા કે તેમને જોઇ કોઇ સંયમધારી કે શક્તિશાળી સાધુને જોઇએ છીએ તેવું લાગે જ નહિ; રાજભાષાનું અજ્ઞાન તો આગળ પડતા સાધુઓથી લઈ લગભગ બધામાં જ જોવામાં આવ્યું. વર્તમાન જીવનને અનુરૂપ ઉપદેશ પ્રણાલી, નવાં ઉદીયમાન બળો સાથે ધર્મતત્વોની ઉપયોગિતાનો ખ્યાલ, જગતના વર્તમાન બનાવો અને વર્તમાન-પત્રાદિ બળોની અનભિજ્ઞતા પણ તેટલી જ તરી આવતી. ચાનું વ્યસન ને મલમલનાં બારીક કપડાંનો મોહ, એ પણ ત્યાગી સાધુઓ માટે અનિચ્છનીય દેખાતો હતો. નજીવી બાબતોમાં ચડસા

પછી પણ નિષ્ફળ થતા સંમેલનને મુનિરાજ વિદ્યાવિજયજી અને એમના વિદ્વાન મિત્ર મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ સફળ કરવામાં મહત્વનો ભાગ ભજવ્યો હતો. શ્રી વિદ્યાવિજયજીએ સાધુ સંમેલનનું સિંહાવલોકન કરતાં કેટલીક મહત્વની વસ્તુઓનો નિર્દેશ કર્યો હતો.*

સંમેલન તરફથી દશમા ઠરાવ પ્રમાણે પાંચ મુનિયોની એક સમિતિ નીમવામાં આવી હતી. અને એ સમિતિનું નામ 'જૈનધર્મ-સત્યપ્રકાશ સમિતિ રાખવામાં આવ્યું હતુ. એ સમિતિમાં સાગરાનંદસુરિ, લબ્ધિસૂરિ, લાવણ્યવિજયજી, દર્શનવિજયજી અને વિદ્યાવિજયજી-એમ પાંચ મુનિઓને નિયુક્ત કરવામાં આવ્યા હતા. આ સમિતિ તરફથી તટસ્થ જૈન ધર્મપ્રકાશ નામનું માસિક કાઢવામાં આવ્યું અને વિદ્યાવિજયજી એમાં અવારનવાર લેખો લખતા. હજુ પણ આ માસિક ચાલે છે.

: ૪૯ :

## જન્મભૂમિમાં



સંમેલનનું કાર્ય પતાવી વિદ્યાવિજયજી દેહગામ આવ્યા. અને ત્યાં પંદર દિવસ રોકાઇ તેઓ પોતાની જન્મભૂમિ સાદંબામાં આવી પહોંચ્યા.

ખેડા, જામનગર, મહુવા, પાટણ અને અમદાવાદ આદિની વિનતિ હોવા છતાં સાદંબામાં જ સં. ૧૯૨૦ નું ચોમાસું ગાળવાનું નક્કી કર્યું.

આજ પાંત્રીસ પાંત્રીસ દીવાળી વીતાવ્યા બાદ, સાદંબાના બહેચરદાસ એક વિદ્વાન વક્તા, સંયમી સાધુ વિદ્યાવિજય બની પોતાની વ્હાલી જન્મભૂમિની ગોદમાં પાછા ફરતા હતા.

जननी जन्मभूमि स्वर्गादपिश्च गरीयसी । જન્મભૂમિ એ

તો સ્વર્ગનું સુખ છે. વતનનાં વ્હાલ કોના હૈયામાં ન હોય ? સાદંબામાં પ્રવેશ કરતાં એમને પોતાનો ભૂતકાળ યાદ આવ્યો. એનાં સ્મરણો જાગૃત થયાં. તે વખતે પોતે કયી સ્થિતિમાં હતા અને આજે કયી સ્થિતિમાં છે એ આખો ઇતિહાસ દૃષ્ટિ સમીપ ખડો થઇ ગયો. એ ઝાડો ને એ ખેતરો, એ નદીનાળાં ને એ કૂવાઓ, ઘણી ઘણી બાબતોમાં તો ઘણું ઘણું પરિવર્તન થઇ ગયું હતું.

ગઇ કાલનો સાદંબાનો એક સામાન્ય છોકરો આજ સાદંબાના શણગાર રૂપ બનીને આવ્યો હતો.

સાદંબા છોડયું ત્યારે બ્રહ્મેચરદાસે ખાલી હાથે વિદાય લીધી હતી. આજે એ સંસ્કાર ધન-ધાર્મિક સંસ્કાર ધનની અમૂલી કમાણી કરીને પોતાના વતનમાં આવ્યા હતા.

ગામ છોડતી વખતે અનાથ-નિરાધાર સ્થિતિમાં છોડયું હતું. આજે તો એ સાધુ બનીને ધર્મ-સંસ્કાર-સંપત્તિનો પણ અણમૂલો ખજાનો લઇ આવ્યા હતા. ,

પરમાત્માની દયાનો-ગુરુદેવના આશીર્વાદનો જાણે એમના ઉપર વરસાદ વરસ્યો હતો.

અને વિદ્યાવિજયજી એ પ્રસંગે ભૂતકાળનાં અનેક પગથિયાં ઊતરી ગયાં. પોતાના માતા, પિતા, ભગિની એ બધાં દૃષ્ટિ સમીપ તરી આવ્યાં અને ભૂતકાળનાં સ્મરણો જાગતાં હૈયામાં શી શી અનુકમ્પાઓ આવે છે ? શી શી વેદના થાય છે ? પણ વિદ્યાવિજયજી સાધુ હતા. એમનાં હૈયાએ વિરાગના વાઘા સજ્યા હતા! એમણે માત્ર ભૂતકાળની ગુફામાં ઉતરી સ્મરણોની સૃષ્ટિમાં થોડા સમય માટે વિહાર કરી લીધો. આજ એ

સંસારી ન હતા, સાધુ હતા. આજે કોઇ એક વ્યક્તિના ન હતા-જગત સમસ્તના હતા. જગતની સેવા માટે—કલ્યાણ માટે જ એમનુ જીવન હતું. આ બધી વાતો એમના હૈયામાં રમતી.

સાડંબાની પ્રજાએ પણ એમને ભાવભીનો આવકાર આપ્યો. પોતાનો જ એક વતનવાસી વર્ષો બાદ ધર્મધુરંધર થઇ આવે-ત્યાગના અંચળા ઓઢી આવે-ઉન્નત મસ્તકે આવે-વતનનો શણગાર બનીને આવે ત્યારે વતનવાસીઓના આનંદનો પાર ન રહે એમા આશ્ચર્ય શું ?

સાડંબાની સમસ્ત પ્રજાએ એમને અંતરના ઉમળકા ભર્યો આવકાર આપ્યો. શ્રાવકો ઉપરાંત ખડાયતા બ્રાહ્મણો વગેરેએ પણ પોતાના દિલની મમતા દર્શાવી.

સમસ્ત ગામની દૃષ્ટિમાં, એક વખતનો અમથા કાકાનો અનાથ-નિરાધાર અવસ્થામાં સાડંબા છોડનાર છોકરો, આજે જગતના હજારો-લાખો ભક્તોનો પૂજનીય બનીને આવ્યો છે, અનેક રાજા-મહારાજાઓથી સન્માનિત થઇને આવ્યો છે, એટલુંજ નહિ જેને બરાબર બોલતાં યે નહોતુ આવડતું એ આજે હજારો માણસોની સભાને ડોલાવનાર પ્રખરવક્તા બનીને આવ્યો છે. એ અબોધી છોકરો, ધર્મશાસ્ત્રોનો મહાન જ્ઞાતા બનીને આવ્યો છે. એ કંઇ ન્હાની સૂની વાત ન કહેવાય.

શાખ પાડોસીઓ, એમના પિતાના મિત્રો, અને વિદ્યાવિજયજીના પોતાના સમવયસ્ક સાથીઓનો હર્ષ સમાતો નહોતો. એકલા વાણિયા બ્રાહ્મણ જ નહિ પણ, પટેલો ઘાંચી, મોચી, સઇ, સુતાર અને ઢેડ, ભંગી ને ગરોડા પણ અમથા કાકાના આ ત્યાગી દીકરાનાં દર્શન કરતાં તૃપ્ત થતા નહોતા.

અને જે રાજકુટુંબનો એમના પિતા ઉપર અતિ પ્રેમ હતો, અને જે રાજમાતા પાસે, પોતાની બહેન ચંચળની સાથે, તે વખતનો બહેચર છોકરો અવારનવાર જતો, એ રાજમાતાએ પણ વિદ્યાવિજયજીને રાજમહેલમા બોલાવી સત્કાર્યા-સન્માન્યા.

બીજા અનેક ગૃહસ્થોની આગ્રહ ભરી વિનતિ હોવા છતા, સાધુઓના દર્શન અને ઉપદેશથી ઘણુંખરુ વંચિત રહેતા આ નાનકડા ગામની આમજનતાને ધર્મોપદેશનો લાભ આપવા શ્રી. વિદ્યાવિજયજીએ પોતાના વિદ્વાન શિષ્ય હિમાંશુવિજયજી સાથે સં. ૧૯૯૦નું ચોમાસુ સાદરામાં જ કર્યુ.

: ૫૦ :

## કરાંચીનું નિમંત્રણ



કરાંચીના જૈન સંઘ તરફથી શ્રી. વિદ્યાવિજયજીને કરાંચી પધારવા વિનંતી થઇ. પાટણનું ચોમાસું નક્કી કરી થોડા દિવસ માટે એમને આબુ જવાનું થયું. ત્યાં તો ઉદયપુરનું પ્રતિનિધિ મંડળ આવ્યું. પાટણ અને ઉદયપુરની 'ટગ ઓફ વોર' માં ઉદયપુર જીતી ગયું. અને ઉદયપુરના ચાતુર્માસમાં પાછી કરાંચીના સંઘની વિનંતી શરૂ થઇ. એટલું જ નહિ પણ ત્યાંના આગેવાન ગૃહસ્થોનુ એક પ્રતિનિધિ મંડળ ઉદયપુર આવ્યું. આ પ્રતિનિધિ મંડળમાં શેઠ ખીમચંદ જે. પાનાચંદ, મણિલાલ લહેરાભાઇ મહેતા, શ્રી. મ. લ. શાહ, શ્રી ચુનીભાઇ ગુજરાતી અને શ્રી ચતુર્ભુજ વેલજી મુખ્ય હતા.

જંગલોનાં જંગલો વટાવવાનાં, આવી પરિસ્થિતિમાં જૈન સાધુનું સિંધમાં જવું મુશ્કેલી ભર્યું ગણાય.

કરાંચીના જૈન સંઘની ભાવના અજબ હતી. તેઓ મુનિરાજ માટે ઝંખતા હતા. સિંધમાં જૈનધર્મના અનુયાયીઓને મુનિરાજનો લાભ મળે એ એમની મહત્વાકાંક્ષા હતી. ભગવાન મહાવીરનો અહિંસાનો અમર સંદેશ સિંધના હિંસક અને માંસાહારી માનવીઓને કાને પહોંચાડવા માટે તેઓ હજારો રૂપીઆનો વ્યય કરીને પણ ગુરુદેવને લઇ જવા ઉત્સુક હતા. એ બધાને કેમ નિરાશ થાય?

વિદ્યાવિજયને લાગ્યું કે મારા ગુરુભાઇ શ્રી જયંતવિજયજી જો સિંધ આવવાની હા પાડે, તો બંને સાથે પ્રયાણ કરી શકીએ.

કે ન પૂછો વાત–વોમ ઘોમ ધખતો ઉનાળો આવી જ પહોંચે-એમાં વિહાર શી રીતે થઈ શકે ?

આખરે કરાંચીના સંઘની સંમતિથી એક ચાતુર્માસ મારવાડમાં કરવા નિર્ણય કર્યો.

આ વખતનું સં. ૧૯૯૧નું ઉદયપુરનું ચાતુર્માસ પણ ખૂબ સફળ થયું. શેઠ રોશનલાલજી ચતુર, શેઠ કારૂલાલજી મારવાડી, શેઠ ભંવરલાલજી સિગરવાડીયા આદિ ગૃહસ્થોએ ખૂબ ભક્તિનો લાભ લીધો. અનેક જાહેર વ્યાખ્યાનો થયાં. ઉદયપુરના મહારાણા શ્રી. ભોપાળસિંહજીએ પણ ઉપદેશનો લાભ લીધો. ચાતુર્માસ ઉતરે જે પ્રદેશમાં શ્વે. મૂર્તિપૂજક સાધુ કદાચ નહિ ગયા હોય, તે પ્રદેશમાં મેવાડના વિકટ પ્રદેશમાં વિદ્યાવિજયજીએ વિહાર કર્યો, દયાદાનનો નિષેધ કરનાર તેરાપંથીઓને દયા દાનનો પાઠ પઢાવ્યો. પુરમાં તો કેટલાયે તેરાપંથિયોને મૂર્તિપૂજક બનાવ્યા.

આમ મેવાડનાં પહાડો ને જંગલોમાં વિચરી શ્રી. વિદ્યાવિજયજી પોતાના શિષ્ય હિમાંશુવિજયજીને સાથે લઈ મારવાડ ગયા. ઠેઠ મારવાડ રાણકપુર તીર્થ સુધી, ઉદયપુરના શેઠ કારૂલાલજી મારવાડી, પોતાના કુટુંબ સહિત સાથે ગયા ને ભક્તિનો લાભ લીધો.

: ૫૧ :

## કરાચીનો નિર્ણય



સિરોહી રાજ્યના પાડીવમાં વિદ્યાવિજયજીએ સંવત ૧૯૯૨નું ચાતુર્માસ કર્યું અને શ્રી. જયંતવિજયજીએ તેની પાસે જ બલદુરમાં ચાતુર્માસ ગાળ્યું. આ બન્ને ગામોમાં ચાતુર્માસ ગાળવાનો પણ હેતુ હતો. શ્રી વિદ્યાવિજયજીના વિદ્વાન શિષ્ય શ્રી. હિમાંશુવિજયજી બલદુરના હતા. તેમના કુટુંબીઓનો ખાસ આગ્રહ હતો પાડીવમા તેમના માસા-માસી વગેરે હતાં. તેમનો પણ આગ્રહ હતો. બન્ને ગામ પાસે જ હતાં, એટલે બન્ને ગામોમાં થોડા થોડા સાધુ રહે, એવી ગોઠવણ કરી બન્નેને લાભ આપ્યો.

બન્ને મુનિરાજોએ ધાર્યું કે ૭ માસની મુદતમાં કરાંચીના જૈન સંઘનો જૈનમુનિરાજોને સિંધની સફરે લઇ જવાનો ઉભરો શાંત પડી

જશે. અને તેથી એ વિકટ ભૂમિમાં જવાનું મારી વળાશે. પણ એ ધારણા સાચી ન પડી.

કરાચીના સંઘની આતુરતા અજબ હતી. જ્યારે ભાવનાની ભક્તિ જાગે છે ત્યારે એનાં અજબ પૂર ચડે છે. એમને મન મુનિરાજોનાં દર્શન-પ્રવચનનાં મૂલ્ય અમૂલ્ય હતા. આખો સંઘ એ ધન્ય ઘડી માટે આતુર હતો. જેમ ચાતક મેઘની રાહ જુએ એમ એ ગુરૂદેવના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા.

પચીસ પચાસ કે સો વરસ પહેલા હાથમા દોરી લોટો લઇ સિંધના પાટનગરમા આવેલા જૈનો આજે બે પૈસે સુખી હતા. ત્યાં સારું મંદિર, ઉપાશ્રય, ધર્મશાળા, વાડીઓ વગેરે સાધનોની પૂર્ણતા હતી છતા આશ્રમોની અપૂર્ણતા તો એ હતી કે હજુ સુધી જૈન સાધુઓનાં દર્શન ન થતાં.

આથી કરાચીના જૈનો એવા મુનિપ્રવરોનાં આગમનની ઝંખના કરી રહ્યા હતા.

અને ચોમાસું વીતતા જ પાછી એમની ઉઘરાણી શરૂ થઇ. એકાદ સાધુની સાથે સિંધ-જેવા લાંબા અને વિકરાળ પ્રદેશમાં જવા વિદ્યાવિજયજી ચાહતા નહોતા અને સાથેના મુનિરાજોને ઘણું સમજાવતાં તેઓ હિંમત કરતા નહોતા.

પરિણામે એમના મંડળે એવો નિશ્ચય કર્યો કે હવે કરાચી જવા માટેની અવશ્યકતા પ્રતિનિધિમંડળ આગળ રજૂ કરવી.

તારીખ ચોથી જાન્યુઆરીનો એ દિવસ હતો રાતના ઓળા

ઊતરી રહ્યા હતા. મારવાડના ખીણુવદી ગામમાં વિદ્યાવિજયજી અને એમની સાધુમંડળીનો મુકામ હતો.

એરણપુરા રોડથી એક સાથે બે તાર મળ્યા. એક તાર કરાચી સંઘનો હતો. તેમાં કરાચી સંઘે આગ્રહપૂર્વક વિનંતિ કરી હતી.

બીજો તાર કરાચીના એક વખતના જાણીતા આગેવાન શેઠ કાળા-ભલાના પૌત્ર ચતુર્ભુજભાઇનો હતો અને એમાં જણાવવામાં આવ્યું હતું કે 'જો તમે અમારી વિનંતિનો સ્વીકાર નહિ કરો તો પોતે તથા બીજા ગૃહસ્થો ઉપવાસ ઉપર ઊતરશે.'

આ તાર વાંચી ધર્મસંકટ ઊભું થયું. સિંધના વિચારને અળગો મૂકી બીજી તરફનો કાર્યક્રમ ઘડાઇ રહ્યો હતો ત્યાં તો અચાનક આ બોમ્બનો ધડાકો થયો. 'સિંધ' અને 'ઉપવાસ પર જવાની નોટીસ' અર્પનાર ગૃહસ્થ અને તેમના મિત્રોની વિનંતિ સાચા હૃદયની હતી.

હવે એ વિનંતિનો સ્વીકાર કરે જ છૂટકો હતો.

અને સૌ મુનિયોનાં હૈયામાં એ વાત વસી ગઇ, વિચારોમાં પરિ-વર્તન થયું. અંદર અંદર ચર્ચા થઇ ને શિવગંજમાં ફરીને આઠ દિવસ સુધી વિચાર કરી જણાવવાનું નક્કી કર્યું અને તે મુજબ સંઘને જવાબ આપ્યો

આઠ દિવસ તો જોતજોતામાં પૂરા થઇ ગયા. સમયને જતાં શી વાર ? એ તો પાણીના રેલાની માફક વહી જાય છે. સમયને એનું કામ કરતાં સરસ આવડે છે. હજુ તો મુનિમંડળ વિચારણામાં જ હતું ત્યાં તો શેઠ વાઘજી ગુલાબચંદ, શેઠ ખીમચંદ જે. પાનાચંદ, મણિલાલ

અમેરાભાઇ મહેતા, મૂળજીભાઇ જીવરાજ ફૂલચંદ વર્ધમાન-એ સંભાવિત સજ્જનોનું પ્રતિનિધિમંડળ ત્યાં આવીને ખડું થઇ ગયું.

વિદ્યાવિજયજી તો એમનો ભક્તિભાવ નિહાળી સ્તબ્ધ થઇ ગયા. એમની વાણીએ મૌન ધર્યું. હૈયું વલોવાઇ ગયું. એમના ભક્તિભાવે મુનિરાજના દિલને વલોવી દીધું.

'શા માટે કરાચીનો સંઘ આટ આટલો આગ્રહ કરે છે? એની પાછળ એમની સદ્‌ભાવના છે. એમનો ઉદ્દેશ સ્તુત્ય છે. એમને જૈન સાધુઓનો સંદેશ સાંભળવો છે. ધાર્મિક ક્રિયાઓ સમજવી છે. આત્માના ઉત્કર્ષની કેડી નિહાળવી છે.'

વિહારમાં મુનિમંડળને જરા પણ મુશ્કેલી ન પડે તે માટે પોતાના ધંધા રોજગાર છોડી આ જૈન ગૃહસ્થો પણ મુસાફરીનો ત્રાસ વેઠવા તૈયાર થયા હતા. જ્યારે સંસારીઓ આટલું બધું સહન કરે-ભોગ આપે તો પછી સાધુઓએ એમની વિનંતિને કેમ માન્ય ન કરવી?

હવે કર્તવ્યનો સાદ સંભળાવા લાગ્યો વિદ્યાવિજયજીને લાગ્યું કે કર્તવ્યની કેડી ઉપર જતા માનવીને ગુજરાત શું ને કાઠિયાવાડ શું? સિંધ શું ને પંજાબ શું? જ્યાં ધર્મ ખેંચી જાય ત્યાં જવું. એ જ પોતાનો ધર્મ છે; એમાં જ સેવા છે; એમાં જ આત્માનો અવાજ છે.

ભગવાન મહાવીર અને એમના અનુગામીઓએ અનાર્ય દેશોમાં વિહાર કરી ભયંકર યાતનાઓ ભોગવી હતી. આજનો ભક્તવર્ગ તો મુનિરાજોને જરા પણ કષ્ટ ન પડે તે માટેની વ્યવસ્થા કરવા તત્પર હતો.

[illegible] ધાની તૃપ્તિ માટે પાશેર અના [illegible]

શરીરને ઢાંકવા એ ત્રણ વસ્ત્રો અને સૂવા બેસવા માટે સાડા ત્રણ હાથ જમીન. આ એક સાધુની જરૂરિયાત.

સાધુ જ્યારથી ઘર છોડી ત્યાગને માર્ગે પ્રસ્થાન કરે છે ત્યારથી એને માટે કષ્ટનો સામનો કરવાનું લખાયેલું હોય છે. એમ કસોટીઓમાંથી પસાર થઇ જવાય ત્યારે કુંદનની માફક શુદ્ધ બની શકાય છે.

અને વિદ્યાવિજયજીએ જવાનો નિર્ણય કર્યો. એમની સાથે એમના આત્મબંધુ મુનિરાજ જયંતવિજયજી, મુનિ વિશાળવિજયજી, મુનિ હિમાંશુવિજયજી, મુનિ નિપુણવિજયજી. મુનિ દાનવિજયજી અને મુનિ જીવવિજયજીએ પ્રસ્થાન આરંભવાની સંમતિ દર્શાવી.

મંડળી, બાકી સંઘના પંદરમો માણુમોને ગમે તેવો આગ્રહ કરવાની છૂટ હતી.

મુનિરાજ વિદ્યાવિજયજીએ ઉપવાસ ઉપર ઊતરવા તૈયાર થયેલા ભાઇ ચતુર્ભુજને પત્ર દ્વારા જણાવ્યું: .

'તમારા ઉપવાસ ઉપર જવાના સત્યાગ્રહની સૂચનાએ મારા દિલને હચમચાવી મૂક્યું હતુ. આખરે તમારી અને કરાચીના સમસ્ત શ્રીસંઘની આંતરિક લાગણી અને ભક્તિએ વિજયે મેળવ્યો છે.

કરાંચી આવવાનું નક્કી કર્યું છે. પોષ સુદ ૪ ના દિવસે પ્રસ્થાન કરીશુ. કુલ છ સાત સાધુઓ આવીશું."

તમે જાણતા હશો કે હું કરાંચી શહેર જોવા નથી આવતો. તમારા જેવા ભક્તોના ઘરની સુંદર ગોચરી વહોરવા નથી આવતો. હું આવુ છું સિંધમાં કંઈ સેવા કરવાને. ભગવાન મહાવીરનો સંદેશ સંભળાવવાને. આ કાર્યની સફળતા થોડે ઘણે અંશે પણ ત્યારે જ થઇ શકશે કે,જ્યારે વ્યવસ્થા અને સંગઠનપૂર્વક કામ ઉપાડવામાં આવશે. આ જમાનો પ્રચાર-કાર્યનો છે એ ભૂલવું ન જોઇએ. "

: ૫૨ :

## સિંધમાં પ્રવેશતાં



પગપાળા મુસાફરી કરનાર જૈન મુનિઓ માટે સિંધનો પ્રવાસ ખરેખર ઘણો કઠિન છે. રેતીના રણમાંથી પસાર થવાનું, મુસલમાનોની જ મોટે ભાગે વસતિ, ત્યાંના હિંદુઓ પણ મોટે ભાગે માંસ-મચ્છી ખાનારા, પાણીની મુશ્કેલી, તામસિક પ્રકૃતિના લોકો, અને સાપ વીંછીનો પાર નહિ. આવા વાતાવરણવાળા પ્રદેશમાં પ્રવેશ એ કેટલું વિકટ કહેવાય એ વગર કહે સમજી શકાય એવી વાત છે.

આ મુસાફરીનો આરંભ કરતાં પહેલાં જ એમાં રહેલાં ભયસ્થાનો વિષે ઘણાએ નિર્દેશ કર્યો હતો અને એક જણે તો એટલે સુધી જણાવ્યું હતું કે 'સિંધની ભૂમિ જ એવી છે કે તે ભૂમિમાં પગ મૂકતા જ બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે.'

આવી અનેક પ્રકારની વાતો મુનિરાજોને કાને અથડાઈ હતી પણ

મન મજબૂત હોય તેને મુશ્કેલીઓ ડરાવી શકતી નથી. આત્માનું બળ બધી મુશ્કેલીઓમાંથી પોતાનો માર્ગ શોધી લે છે. શ્રદ્ધા જેવું જગતમાં કોઈ બળ નથી.

સિંધના પ્રદેશમાં વિહાર કરવા માટે અનેક રસ્તાઓનું માર્ગદર્શન વિદ્યાવિજયજીએ મેળવ્યું હતુ. ખાસ કરીને ગવર્નમેન્ટ સરવીસના ટ્રીગનોમેટ્રીકલના સિંધ સુધીના નકશા એમણે મેળવી લીધા હતા.

ગુજરાતથી જનારાઓ માટે **વીરમગામ**થી **નગરપારકર** થઇ ઇસ્લામકોટ, **મીઠી**, જુદો, **મીરપુરખાસ** થઇને હૈદ્રાબાદ અને કરાંચી જવાય છે.

કાઠિયાવાડમાંથી મોરબી, માળીયાનું રણ, કચ્છ અને કચ્છમાંથી ખાવડાના રણમાં થઈને અથવા **નખત્રાણા** થઇને બદીના, ઠઠ્ઠા થઇને કરાચી જવાય છે.

આ મુનિમંડળીને **મારવાડ**માંથી સિંધનો પ્રવાસ આદરવાનો હતો એટલે શિવગંજથી મારવાડના પ્રાંતને ઓળંગીને બાલોતરા આદી રેલ્વેના પાટાનો રસ્તો પકડવો એવો વિચાર એમણે રાખ્યો હતો અને તે જ પ્રમાણે એમણે પ્રસ્થાન આદર્યું હતું.

અજાણ્યા મુલકમા પગપાળા વિહાર કરવો એ માટે ઘણાં ભયસ્થાનો નડે છે. જો કે આ તો પાચમો સાતસો માઇલનો જ વિહાર હતો, છતાં ગામોની, ભિક્ષાનાં ઘરોની, પાણીની, રોકાવા માટે મકાનોની વગેરે અગવડતા દૃષ્ટિ સમીપ દોડી આવતી હતી.

આ મુસાફરી માટે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયાના આસીસ્ટંટ પોલીટીકલ સેક્રેટરી મેજર Gainsford સાહેબે એક પરિચય પત્ર લખી આપ્યો હતો જે માર્ગમાં ઘણો ઉપયોગી થઈ પડયો હતો.

તે જ રીતે જોધપુર સ્ટેટે પણ ત્રણ સરક્યુલર કાઢી મુનિમંડળીનું કાર્ય ઘણું સરળ કરી આપ્યું હતું.

કરાચીના સંઘ તરફથી પણ પાંચ-દસ જણની ટુકડીઓ અવાર-નવાર આવજાવ કરતી. કરાચી સંઘની વ્યવસ્થા બાકેલોતરાથી શરૂ થઇ હતી. નરભેરામ નેમચંદ અને જયશંકર પોપટલાલે બધી વ્યવસ્થામાં આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો.

શિવગંજથી જે જે ગામોમાં થઇને મુનિરાજની મંડળીએ મારવાડના પ્રદેશમાં વિહાર કર્યો તે તે બધાં જ ગામોમાં જૈનોની વસતિ વિશેષ પ્રમાણમાં. ત્યાં મંદિરો અને ઉપાશ્રયો પણ ખરા. લોકો બહુ શિક્ષિત નહિ હોવા છતાં શ્રદ્ધાળુ અને ભક્તિભાવવાળા.

આ દેશના લોકો પૈસાદાર હોવા છતાં કંઇ જડતા પણ દૃષ્ટિગોચર થાય છે. છેલ્લાં થોડાંક વર્ષોથી આ પ્રાંતમાં જુદી જુદી પાઠશાળાઓ, છાત્રાલયો વગેરેની સ્થાપના થયેલી છે.

આહોર અને જાલોરમાં પણ જૈનસંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે અને તે પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા પંન્યાસજી કલ્યાણવિજયજીને આભારી છે.

આ પ્રાંતમા કેટલાંક ઐતિહાસિક સ્થળો દર્શનીય છે. ઇતિહાસ અને પુરાતત્વના શોખીનો માટે એ સ્થળો મુલાકાત લેવા જેવાં છે. એમાં જાલોરનો કિલ્લો ખાસ મુલાકાત લેવા જેવો ગણી શકાય. જાલોરનો કિલ્લો એ ઇતિહાસ પ્રસિદ્ધ એક વખતનો 'સુવર્ણગિરિ' છે.

નાકોડા તીર્થ પણ એક સુંદર પ્રાચીન તીર્થ છે.

બાલોતરા સ્ટેશનથી છ માઇલને અંતરે એ આવેલું છે. ઊંટ અને બળદગાડાં દ્વારા ત્યાં જઈ શકાય છે.

ત્યાંથી સિવાણાગઢ વગેરે પ્રદેશનો મુનિમંડળીએ વિહાર કર્યો. સિવાણાગઢમાં શેઠ અમીચંદજી વગેરે ગૃહસ્થોની ઉદારતા પણ સૌએ અનુભવી.

ત્યાંથી આ મંડળી અસાડા આવી. આ ગામમાં જૈનોની સારી જેવી વસતિ હોવા છતાં ભિક્ષા તો દૂર રહી પણ ઉભા રહેવા માટે પણ કોઇ સ્થાન આપવા તૈયાર ન હતું. સિવાણગઢથી આ મંડળી સાથે સવા બે ગૃહસ્થો આવ્યા હતા. કરાંચી સંઘ તરફથી પણ બે કાર્યકર્તાઓ હતા. મહામહેનતને પરિણામે આ મંડળીને થોડુંક સ્થાન મળી શક્યું. અહીંના બધા જૈનો તેરાપંથી હતા. તેમને એમના ગુરૂઓ તરફથી એવો પાઠ શીખવવામાં આવ્યો હતો કે 'તમારે અમારા સિવાય કોઇ પણ સાધુને માનવા નહિ. એમને સ્થાન આપવું નહિ કે ગોચરી પણ આપવી નહિ.' સાધુઓની વાત તો અલગ રહી, પણ જીવને બચાવવા માટે પણ કોશીષ ન કરવી. આ તેમનો ઉપદેશ હોય છે.

આજે ધર્મના અનુયાયીઓના હૈયામાં કયા પ્રકારનાં વહેણુ વહી રહ્યાં છે, તે આ દૃષ્ટાંત ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે. આજે જાણે જગતમાંથી માનવતા અદૃશ્ય ન થઇ રહી હોય !

આજે પોતાના જ ધર્મબંધુઓ માટે આવી તુચ્છ મનોદશાનો પ્રચાર કરનાર ગુરૂઓ સમસ્ત માનવજાતનું કલ્યાણ તો શું કરે ? એ તો જ્ઞાની કવિ અખાએ કહ્યું છે તેમ :

'ગુરૂ' કર્યા મેં ગોકુલનાથ,
ઘરડા બળદને ઘાલીનાથ.'

જે ગુરૂ પોતાનું કલ્યાણ નથી કરી શકતો તે ગુરૂ પ્રજાજીવનનો ઉત્કર્ષ તો ક્યાંથી સાધી શકે ?

ઉમ્મેદપુર છોડયા પછી રેતીનાં રણના દર્શન શરૂ થાય છે.

ત્યાથી સૌ માલાણીના પરગણામાં આવી પહોંચ્યા હતા એને માટે એક દુહો જાણીતો છે.

'મુલક મારવાડ, જહાં દેશ હૈ માલાણી;
બહુ વસે મૂદ, વહાં ઘણા વસે બંધાણી.'

જોધપુર રાજ્યનું આ માલાણી પરગણું બહુ મોટું કહેવાય છે આ પરગણામાં ૫૫૦ ગામો છે.

આ પ્રદેશના જૈનોનાં જીવન સંસ્કારહિન, શિક્ષાવિહિન અને જંગલી જોવામાં આવે છે.

આ પ્રદેશના લોકો સંસ્કારવિહિન હોવા છતાં શહેરી જીવનનાં કપટ એમને સ્પર્શી શક્યાં નથી.

રસ્તે ચાલતાં જંગલમાં એક બકરાં ચારનારને વિદ્યાવિજયજીએ પૂછ્યું:

'તમે માંસ ખાવ છો?'

એણે જવાબ આપ્યો: 'હા જી!'

વિદ્યાવિજયજીએ એને ઉપદેશ આપ્યો. અને તે જ વખતે તે માણસનો હૃદયપલટો થતાં એણે માંસાહારનો ત્યાગ કર્યો.

જેમ જેમ વિદ્યાવિજયજી સિંધ તરફ આગળ વધતા ગયા તેમ તેમ એમને અવનવો અનુભવ થવા લાગ્યો.

આખું જગત અનુભવની પાઠશાળા છે. એમાં માનવીને ડગલે ને પગલે ઘણું ઘણું શીખવાનું છે. આખા જીવનભર જે વિદ્યાર્થી દશા અનુભવે છે તે જગતની ઝીણામાં ઝીણી બાબતોને પોતાના અભ્યાસ અને અનુભવ દ્વારા જાણી શકે છે-સમજી શકે છે-બીજાને સમજાવી શકે છે. વિદ્યાવિજયજીનું પણ એમ જ છે. તેઓ મહાન વિદ્વાન હોવા છતાં સદા યે એક વિદ્યાર્થીની જીજ્ઞાસાથી જ પોતાનો અભ્યાસ કરે જાય છે.

બાયતુથી આખી મંડળી સંઘાવોરા જઈ રહી હતી. આ બાજુ રેતીના ડુંગરો એક પછી એક ઘણા આવે છે. આ ડુંગરોની વચ્ચે થઈને પસાર થતાં છાતી ધડકયા વિના રહેતી નથી. કોઈ આવીને કુહાડીનો ઘા કરી બેસશે તો એવો વિચાર વિદ્યાવિજયજીના મનમાં ઉદ્દભવ્યો ત્યાં તો એમણે એક બિહામણા માનવીને જોયો. એ એક મુસલમાન હતો. પગથી માથા સુધી એણે કાળો પોષાક પહેરેલો હતો. ખભે બંદૂક નાખેલી હતી એની સાથે એક સ્ત્રી હતી.

## ૫૩

# સિંધની સફરે



મારવાડની હદ છોડયા પછી, ખોખરેપાર, વાસરવાહ, જાનુજોચેનરો, પરચેજી વેરી ન્યૂછોર–અહીં સુધી રેતીના ગોરા અને રેગીસ્તાન ચાલુ છે.

ન્યૂછોરની વસતિમા ગુજરાતની ઝાખી થતાં વિદ્યાવિજયજીને આશ્ચર્ય થયું. સિંધના આવા રેતાળ પ્રદેશમાં-રેગીસ્તાનમાં ગુજરાતની ઝલક કયાંથી ? વાત એમ હતી કે અહિંથી દક્ષિણમાં નગરપારકર નજીકમાં થતું. નગરપારકર તો એક વખત ગુજરાતનું ગામ ગણાતું. અત્યારે પણ ત્યાં જૂના ગુજરાતી વસે છે.

બાજુ ઝાડો, ભેજ અને મચ્છર-ડાંસનો પાર ન હતો. પરંતુ ધોરીનારોએ સૌને પાછાં રેતીનાં પહાડોનાં દર્શન કરાવ્યાં. ત્યાં સૌનો મુકામ ત્રણ દિવસ સુધી રહ્યો.

કરાચી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનસંઘની કારોબારી સમિતિના પ્રમુખ શેઠ છોટાલાલ ખેનશીની આગેવાની નીચે સભ્યો અને બીજા શ્રાવકો મળીને ૨૫—૩૦ જણની મંડળી અહીં આવી હતી અને એકબીજાનો પરિચય થયો હતો.

સ્થાનકવાસી સાધુ ઘાસીલાલજી નવ ઠાણા સાથે હૈદ્રાબાદથી વિહાર કરી મારવાડ ભણી જતા હતા. તેમનો અહીં ભેટો થયો. સિંધ જેવા માંસાહારી મુલકમાં બંને સંપ્રદાયના પંદરેક સાધુઓનો મિલાપ થાય અને ધર્મની ચર્ચા થાય એ વાત નોંધપાત્ર ગણાય. ઘાસીલાલજી જ્યારે ત્યારે મૂર્તિપૂજાનું ખંડન કરતા. એક પુસ્તકમાં પણ તેમણે મૂર્તિપૂજક જૈનો ઉપર કટાક્ષ કરેલો. ચર્ચા પ્રસંગે આ પ્રસંગ નિકળી આવ્યો.

એના ઉપર ચાલવાનો અભ્યાસ ન હોય, તેમને માટે તો એ સાહસ જ ગણાય. અને એ પૂલ ઓળંગી માણસ જ્યારે જમીન ઉપર આવે ત્યારે એને એમ જ થાય કે જાણે નવો અવતાર લીધો

મીરપુરખાસ એ સિંધનો એક જીલ્લો છે. જોધપુર લાઇનના કટ્રીનર હરગોવિંદદાસની સાચી ગૃહસ્થાઇ અને માતુભક્તિનો વિદ્યાવિજયજીને અહીં પરિચય થયો. તેવી જ બીજી એક સૌજન્યમૂર્તિ રામસ્વરૂપજી પંજાબીનો પણ પરિચય થયો. તે ઉપરાંત ડીસ્ટ્રીક્ટ કલેક્ટર જસવંતરાજજી અને પુરૂષોત્તમદાસની મંડળીએ પણ સારો સેવાભાવ દર્શાવ્યો હતો

ત્યાંના મેંબર અને આર્ય સમાજના પ્રધાન, ગુરૂદિન્નામલજી વૃધ્ધ હોવા છતા એક યુવાનને શરમાવે તેવુ કાર્ય કરતા માલમ પડ્યા. ત્યાં વિદ્યાવિજયજીના ત્રણ પ્રવચનો યોજાયા હતા.

## ૫૪

## હાલા ને હૈદ્રાબાદ



મારવાડ છોડીને સિંધમાં પ્રવેશ કર્યા પછી ધોરાનારા સ્ટેશન સુધીમાં કોઇને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે કરાચી પહોંચતાં સુધીમાં રેલની લાઈન સૌને છોડવી પડશે. ધોરાનારામાં કસ્તુરચંદજી પારેખ, મહેરચંદજી અને બાંકીદાસજીનું એક પ્રતિનિધિમંડળ હાલાથી આવી પહોંચ્યું. તેમણે હાલામાં પધારવા માટે વિદ્યાવિજયજીને વિનતિ કરી. હાલા એ સિંધનું ૭ હજારની વસતિનું ગામ છે. લગભગ ૪૦૦–૫૦૦ વર્ષ અગાઉ જેસલમેર વગેરેથી આવી વસેલાં ૨૦–૨૫ જૈનોનાં ઘર અહીં છે. દેરાસર, ઉપાશ્રય, ધર્મશાળાની સગવડ સારી છે, એક જ મહોલ્લામાં બધા વસે છે. હાલાના જૈનોની વિનતિને માન આપી શ્રી. વિદ્યાવિજયજી પોતાની મંડળી સાથે હાલા ગયા.

અહીંના વિહાર દરમિયાન એક શોકજનક ઘટના બની ગઈ.

હાલામાં સંસ્કૃત અને પ્રાકૃતના અસાધારણ વિદ્વાન, ઇતિહાસના ઉપાસક, સંશોધનના જીજ્ઞાસુ, સારા વક્તા અને લેખક એવા મુનિ હિંમાંશુવિજય જેવા એક ત્રીસ વર્ષના જુવાન સાધુ બિમાર પડયા અને એમની એ બિમારી જીવલેણ નીવડી.

વિદ્યાવિજયજીના એ શિષ્ય થાય. વિદ્યાવિજયજીને એમને માટે અપાર મમતા હતી. કારણ હતુ એ નવજુવાનની વિદ્વતા. હિમાંશુવિજયની સારવાર પાછળ કરાચીના ડૉ. ન્યાનચંદ, તનકશીભાઇ, પી. ટી. શાહ, ખુશાલચંદ, વ્રજલાલ, રવિચંદ વગેરેએ તેમ જ હાલા સંઘે ભારે જહેમત ઉઠાવી હતી પણ ભાવિ કોઇ મિથ્યા કરી શકતું નથી.

ગૌશાળાના મેદાનમાં આ ભવ્ય પ્રસંગ ઉજવાયો હતો. જૈનોના તીર્થંકરની જયંતી પ્રસંગે મુસ્લીમો અને હિંદુઓ અગ્રગણ્ય ભાગ લે અને એ ધર્મના મુનિરાજને પ્રવચન દ્વારા મહાવીરના અહિંસાના સંદેશને હિંસા કરનારી પ્રજા સાંભળે એ આશ્ચર્યજનક ઘટના હતી.

અને એ અપૂર્વ પ્રસંગ યોજી ત્યાંથી આખા મુનિમંડળે વિહાર કરતાં તા. ૧૨ મી મે ૧૯૩૭ના રોજ હૈદ્રાબાદ શહેરમા પ્રવેશ કર્યો.

અહીં વિદ્યાવિજયજીને હૈદ્રાબાદની નહિ સિંધની નહિ-બલકે આખા હિંદની એક વિરલ વિભૂતિ સૌમ્યમૂર્તિ સાધુ વાસવાણીનો પરિચય થયો.

હૈદ્રાબાદમાં દીવાન લાલચંદ એડવાણીનું સંસ્કારી કુટુંબ પણ વિદ્યાવિજયજીના સમાગમમાં આવતાં એમનું ભક્ત બન્યું.

આ કુટુંબની ભક્તિભાવવાળી કુમારિકા બ્હેન પાર્વતી સી. એડવાની સંસ્કૃત સાથે ગ્રેજ્યુએટ થઇ હોઇ જેને આપણે વિદુષી કહી શકીએ એવી એક આર્ય સન્નારી છે.

હૈદ્રાબાદના નિવાસ દરમિયાન બ્હેન પાર્વતી અને એમના આખા કુટુંબે વિદ્યાવિજયજીની સારી સેવા કરી હતી. કરાચીમાં પણ વખતો વખત એ વ્યાખ્યાન સાંભળવા આવતાં હતાં. વિદ્યાવિજયજીના પરિચયમાં આવતી બ્હેન પાર્વતીએ માંસાહાર ત્યાજ્ય કર્યો છે. મુનિરાજના પાંચ ગ્રંથોનો આ વિદુષી બ્હેને સિંધીમાં અનુવાદ કર્યો છે અને એ અનુવાદ પ્રસિદ્ધિનો પ્રકાશ પણ જોઇ શકયો છે.

વિદ્યાવિજયજીના ગુરૂદેવ સ્વ. વિજયધર્મસૂરિ મહારાજની જયંતીઓ

પ્રસંગે આ બ્હેને અંગ્રેજીમાં વ્યાખ્યાનો આપીને વખતોવખત પોતાની વિદ્વતા, શ્રદ્ધા, વકતૃત્વકળા આદિનો સારો પરિચય કરાવ્યો હતો.

વિદ્યાવિજયજી ખૂબ બિમાર પડયા હતા. તે પ્રસંગે પણ આ બ્હેને તથા તેમના આખા કુટુંબે એમની સારી સેવા સુશ્રુષા કરી હતી.

પાર્વતીબ્હેને સિંધી ભાષામાં વિજયધર્મસૂરિ મહારાજનું જીવનચરિત્ર પણ આલેખ્યું છે તે ઉપરાંત ભગવાન મહાવીર સ્વામીનું ' લોર્ડ મહાવીર ' એ નામનું ટૂંકું ચરિત્ર પણ લખ્યું છે.

આ બ્હેને અને એમના આખા કુટુંબની પ્રેરણાથી હૈદ્રાબાદ અને કરાચીમાં અનેક સિંધી કુટુંબોએ પ્રસંગોપાત ઉપદેશ સાંભળી માંસ મચ્છીનો ત્યાગ કર્યો હતો.

એ ઉપરાંત હૈદ્રાબાદમાં મુખી ડિંગોમલ, પૂતળીબાઇ વગેરે તથા કરાચીમાં ગોવિંદ મીરચંદાની, દીવાન જીવતરામ, દીવાન ઝમટમલજી ડૉ. ગિડવાની વગેરેના કુટુંબોની સેવા ઉલ્લેખનીય છે.

: ૫૫ :

## કરાચીને કિનારે



દ્રાબાદથી કરાચી સુધીનો વિહાર, મારવાડના રણથી પણ વધારે મુશ્કેલીભર્યો હતો.

જંગશાહીમાં આવતાં કરાચીના એક ગુજરાતી ગૃહસ્થ જેઠાભાઈનું ત્યાં એક કારખાનું છે. રેવાશંકર જૈન તેના વ્યવસ્થાપકપદે હોઈ આ બંને સદ્‌ગૃહસ્થોની વિવેકશીલતા અને જીજ્ઞાસાવૃત્તિનો વિદ્યાવિજયજીને સારો પરિચય થયો. તેમણે બધા મુનિમંડળને ચાર દિવસ રોકી સારો ભક્તિભાવ દર્શાવ્યો હતો.

કરાચીથી આવેલા સેવાભાવી યુવાનોમાં અજરામર દોશી નામનો એક જુવાન હતો.

આખી મંડળી જંગલમાં બેઠી હતી: વાતાવરણ શાંત હતું ત્યાં અજરામરે મીઠી હલકે ગીત છેડયું:

'કાઠારી નિંદર તારી કડાક,
મારે જાવું છે પેલે પાર કાંઠારી.'

આ ગીત સાંભળતાં જ આખા મુનિમંડળનો થાક ઊતરી ગયો.

કવિતા માનવજીવનમાં સંજીવની છાંટે છે. જીવનના મર્મભાવોને જાગૃત કરે છે. હૈયાને આનંદ આપે છે. વાતાવરણને અજબ રંગે રંગી દે છે એ વાતની સૌને પ્રતીતિ થઇ.

જૂંગશાહી મુકામે કરાચીથી આવેલા કેટલાક ભાઇઓએ જણાવ્યું કે મલીર પહોંચશો, ત્યારે કરાચીથી બે ચાર હજાર માણસો ત્યાં ઉતરી આવશે અને આવે તો કરાચી સંઘે એમનું આતિથ્ય કરવું પડે!

આ સાંભળતાં વિદ્યાવિજયજીને કરાચી સંઘને ભોગવવી પડનાર મુશ્કેલીનો ખ્યાલ આવી ગયો. તેમણે સંઘના મંત્રી ઉપર એક કાગળ લખી જણાવ્યું:

'મારી જાણમાં આવ્યું છે કે મલીરમાં કરાચીથી મોટી સંખ્યામાં ભાઇ બ્હેનો દર્શનાર્થે આવશે. પરંતુ તેમ થાય તો ઘણો મોટો વ્યય કરાચીના સંઘને થઇ જાય. કરાચીના ભાઇબ્હેનો આવો ખર્ચ ન કરે તે જ સારૂં છે.'

આ પ્રમાણે સૂચના મોકલ્યા છતાં કરાચીનાં ભક્તિભાવ દર્શક ભાઇબ્હેનો હજારોની સંખ્યામાં મલીર આવી પહોંચ્યાં. જ્યારે હૈયામાં

ભકિત જાગૃત થાય છે ને એનાં પૂર ચડે છે ત્યારે અજબ ભરતી આવે છે. અહીં પણ જાણે મનાવમહેરામણ છલકાતા લાગ્યો.

મલીરમાં, 'સિંધસેવક' પત્રના અધિપતિ ભગંધર ભટ્ટે તેમજ ભાઇ સ્વચ્છગણાત્રાએ સર્વ પ્રથમ આખા મુનિમંડળનો ભાવભીનો સત્કાર કર્યો.

મલીરના મેળામાં વિદ્યાવિજયજીએ બોધક પ્રવચન આપ્યું હતું અને એ દ્વારા જણાવ્યું હતું:

" અમે કેવળ જૈનોને ઉપદેશ આપવા તથા બની શકે તેટલે અંશે ભગવાન મહાવીરનો અહિંસાનો સંદેશ સિંધને ગામડે ગામડે પહોંચાડવા આવ્યા છીએ.

વ્યાખ્યાન સાંભળ્યા પછી તેને તમારા જીવનમાં ઉતારશો નહિ ત્યાં સુધી કંઇ લાભ થવાનો નથી."

: ૫૬ :

## પ્રવેશ પ્રસંગે



તા. ૧૦ મી જુન ૧૯૩૭ના રોજ વિદ્યાવિજયજી અને એમની મંડળીએ ગુજરાતનગરથી સદરમાં જવા પ્રયાણ કર્યું.

સદરમાં રહેતા જૈન ભાઈઓનો ઉત્સાહ માતો ન હતો. આજ એમને આંગણે આનંદોત્સવ હતો. અધ્યાળુ ભાઈ બ્હેનોનાં ટોળે ટોળાં ઉમટવા લાગ્યા. ધર્મના ભેદભાવ વિના બધી કોમોએ વિદ્યાવિજયજી અને એમની મંડળીનું ભાવભીનું સ્વાગત કર્યું.

આજ કરાચીને આંગણે સાધુતાનો ઉત્સવ હતો. ધર્મધુરંધર મુનિરાજના આગમનનો ઉત્સવ હતો. ધર્મભાવનાનો જાણે કરાચીને આંગણે જુવાળ આવ્યો હતો.

વર્તમાનપત્રોએ એની અપાર પ્રસિદ્ધિ કરી અને એમ કરી કરાચીમાં આવેલા સાધુઅતિથિઓને સાચા હૃદયથી સત્કાર્યા-સામાન્યા

હતા. પોતાની સજ્જનતાનો એ રીતે એમને મૌતે કરાચીની જનતાએ પરિચય કરાવ્યો હતો.

કરાચીના ' હિતેચ્છુ ' પત્રે આ પ્રસંગે કરેલી નોંધ ઉચિત હોઈ તે આ મુજબ છેઃ

' જૈનોના સ્વ. મહાન સૂરિસમ્રાટ શ્રી. વિજયધર્મસૂરિશ્વરજી મહારાજના દિલમાં સિંધ પ્રદેશમાં અહિંસાના પ્રચારાર્થે આવવાની એક પ્રથમ ભાવના હતી. પણ તેઓશ્રીના સ્વર્ગવાસથી સિંધની ભૂમિ આ મહાન વિભુતિના દર્શનવિહોણી રહી ગઈ. મુનિ મહારાજ શ્રી વિજયધર્મ-સૂરિશ્વરજીને આજે કોણ નથી પિછાણતુ ? તેઓશ્રી બાબત જાહેરસભામાં બોલતા ઇંદોરના એક વિદ્વાન ડૉકટરે જણાવ્યું હતું કે ' આચાર્ય વિજય-ધર્મસૂરિને નહિ જાણતા હોય એવા કેટલાક શિક્ષિતો હિંદમાં હશે, પણ જર્મનીમાં દરેક ગામ અને મહોલ્લામાં આચાર્યનું નામ પ્રખ્યાત છે. ખુદ મેં પોતે આચાર્યશ્રીનું નામ પહેલવહેલું જર્મનીમાં સાંભળ્યું હતું.

આવા વિશ્વવિખ્યાત આચાર્યશ્રીના વિદ્વાન શિષ્ય મુનિ મહારાજ શ્રી. વિદ્યાવિજયજી અને મુનિમહારાજ શ્રી. જયંતવિજયજી અને બીજા ત્રણ મુનિરાજો શિવગંજ (મારવાડ) થી લગભગ ૫૦૦ માઇલ પગે ચાલીને ભૂખ અને તરસની પરવા કર્યા વિના મારવાડ અને સિંધના ભયંકર જંગલો અને વેરાન રેતીના રણો વટાવીને, મારવાડની કડકડતી ઠંડી અને સિંધની આગ વરસાવતી સખત ગરમી સહન કરતાં કરતાં સિંધ દેશના પાટનગર કરાચી ખાતે તેઓશ્રીનાં પુનિત પગલાં થયાં છે, એ સિંધના સૌભાગ્યનો અહોભાગ્ય ગણાય. આ મહાન ત્યાગીઓને કરાચીને આંગણે અમે દિલોજાન આવકાર આપીએ છીએ. "

તે ઉપરાંત કરાંચીના 'સિંધસેવક' પત્રે પણ એમનું ભાવભીનું સ્વાગત કરતાં પોતાના પત્રમાં લખ્યું હતું :

'આવા એક તત્વજ્ઞાની મહાપુરુષ મુનિ શ્રી. વિદ્યાવિજયજી મહારાજ કરાચીના પાદરે આવી પહોંચ્યા છે. સિંધમાંના માનવસમાજના દુખ દર્દોની આગને તત્વની સમજથી શાંત કરવામાં ફિલસૂફો વિચરે છે દુખી સમાજને શાંતિ આપવા અને દુઃખોનો નાશ કરવાનો ઉપાય બતાવવા તત્વજ્ઞાન માટે જનતાનો શબ્દ હોય તો તે ધર્મ છે. ધર્મ એટલે વાડો કે પંથ નથી. ધર્મ એટલે તથ્યાતથ્યની સમજ, વિવેકાવિવેકનું જ્ઞાન, કર્તવ્યઅકર્તવ્યની ઓળખ, અને જુદા જુદા ધાર્મિક પંથોના મૂળતત્વો-તપાસતા તે બધાનો સાર આજ માલમ પડશે.'

ગાંધીજી જ્યારે કરાચી પધારે છે ત્યારે જો કે તેમની પ્રવૃત્તિની વ્યવસ્થા કોંગ્રેસ તરફથી થાય છે, છતાં તેમનો ઉપદેશ સાર્વત્રિક હોય છે. તેજ પ્રમાણે મુનિશ્રી વિદ્યાવિજયજીની પ્રવૃત્તિઓની વ્યવસ્થા શ્રી જૈન સંઘ તરફથી થશે, પણ તેઓ જનસમાજને ઉપયોગી એવો બોધ પ્રસારવા અહીં પધારે છે. ગાંધીજીનો બોધપાઠ અહિંસા, દયા, વિવેક, સુવિચાર વગેરે સર્વ તત્વો પર મુનિશ્રી ઉપયોગી બોધ આપી શકવા સમર્થ છે. તે સાથે તેઓ રાષ્ટ્રના પણ પ્રખર પ્રચારક છે. એવા તત્વજ્ઞાનીનું કરાચીને આંગણે સ્વાગત કરતા અમને હર્ષ થાય છે!

કરાચીમાં પ્રવેશ કરતાં સર્વ પ્રથમ પ્રવચન આપતાં મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજીએ જણાવ્યું હતું:

'અમારા પૂ. ગુરુદેવ વિજયધર્મસૂરિ મહારાજ વીસ પચીસ વર્ષ પહેલાં સિંધમા આવવાની ભાવના રાખતા હતા. તેઓ સિંધને પોતાના

ચરણોથી પવિત્ર કરે તે પહેલાં તેમણે આ મનુષ્ય દેહનો ત્યાગ કર્યો છે. આજે તેઓ મોજુદ હોત અને સિંધના પ્રવેશ વખતે તેઓશ્રીનું તમે આવું સન્માન કર્યું હોત જો તો ઘણું જ વાજબી લેખાત અને હું માનું છું કે તેઓના ચરણ સ્પર્શથી સિંધ પવિત્ર બની જાત.

તેમની સેવામાં પાછળ પાછળ ચાલતાં અમને જે હર્ષ થાત, તે હર્ષ આજે નથી. આ વાતનું મને દુઃખ છે, અને બીજું સિંધમાં મારી સાથે સેવા કરવાનાં સ્વપ્ન સેવી રહેલો મારો વ્યવહાર દષ્ટિએ શિષ્ય અને સાથી, પ્રખર લેખક, વક્તા અને શોધક શ્રી. હિમાંશુવિજયજી અકાળે હાલામાં સ્વર્ગવાસ થતાં તે મારી સાથે નથી, તેનુ પણ દુઃખ છે. તે કલકત્તા યુનીવર્સિટીના ન્યાય વ્યાકરણ સાહિત્યનો ડિગ્રીધારી સાધુ હતો. એના અવસાનથી અમારી પ્રવૃત્તિમા એની ખોટ વખતોવખત જણાયા વગર નહિ રહે.

: ૫૭ :

# સજ્જનોનો સંપર્ક



કરાચીમાં કેટલીક ગણનાપાત્ર વિશિષ્ટ વ્યક્તિઓનો વિદ્યાવિજયને પરિચય થયો. તેઓમાંની મુખ્ય વ્યક્તિઓનાં નામ આ પ્રમાણે છે: પારસીઓના વડા ધર્મગુરૂ દસ્તુર ડૉ. માણેકજી ન. ધાલા, પીએચ. ડી. મહાન વિદ્વાન હોઇ પોતાના ધર્મગ્રંથોના ઉંડા અભ્યાસી છે. પોતાના ધર્મ ઉપરાંત બીજા ધર્મોનું પણ એ ઘણું જ્ઞાન દર્શાવે છે. તેમના ગ્રંથો યુરોપ અમેરિકા આદરપૂર્વક પ્રસિદ્ધ કરે છે.

તે ઉપરાંત હીરાલાલ ગણાત્રા જેવા નિસ્વાર્થ કરાંચીના સેવકની સેવાઓ પણ ન ભૂલાય એવી છે. આજે અનેક ગરીબ વૃદ્ધો એમને આશીર્વાદ આપી રહ્યા છે.

કુમીરપંથના આચાર્ય સ્વામી બાલકૃષ્ણદાસજીનો પણ અહીં વિદ્યાવિજયજીને પરિચય થવા પામ્યો હતો આ વિદ્વાન આચાર્ય સાત્વિક વૃત્તિના, ધર્મચર્ચા અને જ્ઞાનધ્યાનમાં પોતાનો સમય વિતાવતા હોઇ બીજા સાધુઓને દષ્ટાન્ત રૂપ છે.

તા ૨૪ મી ઓકટોબર ૧૯૩૭ નો દિવસ હતો. ત્રણ ત્રણ સ્થળે પ્રવચનો કરી ચાર રાતે દશ વાગે વિદ્યાવિજયજી સૂવાની કરી રહ્યા હતા એટલામાં એક જણે સંદેશો આપ્યો 'એક પારસી ગૃહસ્થ આપની પાસે સમય માગે છે. તેમનો ટેલિફોન છે.'

અને એમણે એમને બીજા દિવસે ચાર વાગે મળવા જણાવ્યું'

બીજા દિવસે બરોબર ચારના ટકોરે એક પારસી ગૃહસ્થ વિદ્યાવિજયજી પાસે આવી પહોચ્યા. જરાક બેઠા ન બેઠા ત્યાં તો એમના નયનોમાંથી આંસુઓ ટપટપ ટપકવા લાગ્યાં.



અર્દેશ નગરવાનજી ખરાસ

એટલું કહી પોતાના દાદાના સમયથી અત્યારનાં જીવન સુધીની કહાણી એમણે મુનિમહારાજ વિદ્યાવિજયજીને કહી સંભળાવી. એક બાજુથી એ પારસી ગૃહસ્થ પોતાની જીવનકહાણી રજૂ કરતા હતા અને બીજી બાજુએ મુનિરાજના હૈયામાં અનેક પ્રકારનું મંથન ચાલતું હતું. તેઓ તો વિચારના મહેરામણમાં જ જાણે ડૂબી ગયા હતા.

' આ એક પારસી ગૃહસ્થ અને હું એક જૈન સાધુ ! મારો તેમનો પરિચય નહિ. તેઓ મને શું કહી રહ્યા છે ? આ બધી યે હકીકત કહેવાને તેમણે મને પાત્ર સમજી લીધો છે ? એક છોકરો પોતાના પિતાની આગળ ન કહી શકે, એક શિષ્ય પોતાના ગુરુને પણ કહેતાં સંકોચાય, જ્યારે એક પારસી ગૃહસ્થ ગંભીરતાપૂર્વક જે જે બાબતો કહી રહ્યા હતા તેમાં નહોતો સંકોચ કે નહોતો ભય. હૃદયની ચોકખી નિખાલસતા દેખાતી હતી.'

લગભગ એક કલાક તેમણે પોતાની જીવનકહાણી સંભળાવી અને અંતે કહ્યું:

' મહારાજ ! ઇન્સાન જ્યાં સુધી યોગ્ય પુરુષની આગળ પોતાના દિલની સાફ વાતો કરતો નથી, ત્યાં સુધી ગમે તેવા અમૃતમય ઉપદેશનું એક બિંદુ પણ એના હૃદયમાં ટકતું નથી અને એ જ કારણ છે કે આજે આટલા આટલા ધર્મગુરુઓ ઉપદેશ આપે છે, પરંતુ પાપોથી મલીન, કપટથી ભરેલા, નાપાક હૃદયોમાં એની કંઇ જ અસર થતી નથી. '

વિદ્યાવિજયજીને આશ્ચર્ય થયું. આટઆટલી નિખાલસતાથી કોઇ પોતાને એની જીવનકથા સંભળાવે એ એમને માટે આ પહેલો જ પ્રસંગ હતો. એમને એમના હિંદભરના પ્રવાસોમાં આ એક જ માનવી એવો મળ્યો હતો અને તે આ પારસી ગૃહસ્થ. અને વિદ્યાવિજયજીના શિષ્ય બનેલા એ ગૃહસ્થનું નામ : એદલ નસરવાનજી ખરાસ.

વિદ્યાવિજયજીને મન કરાચીના એ ગૃહસ્થ માટે અપૂર્વ માન છે. પારસી હોવા છતાં દસ વર્ષથી એમનો જીવનપલટો થઇ ગયો છે. એમના આખા કુટુંબે વિદ્યાવિજયજીના ઉપદેશથી માસાહાર તજી દીધો છે. શ્રી. ખરાસ તથા તેમનાં પત્ની પીલુબ્હેન પણ મુનિરાજના સમાગમ પછી આદર્શજીવન જીવી રહ્યા છે.

એમ. બી. દલાલ નામના ગૃહસ્થને કરાંચીનો પ્રત્યેક શિક્ષાપ્રેમી ભાઇ ઓળખે છે. કરાચીની કેળવણીમાં એણે ઊંડો રસ લીધો હતો. અને સારી સેવા બજાવી હતી. આ ગૃહસ્થ સ્વર્ગવાસ પામ્યા હોવા છતાં એમની સજ્જનતાની છાપ મુનિરાજ હજુ વીસારી શક્યા નથી.

એ ઉપરાંત કરાચીના સાધુ ભક્ત સિંધી ગૃહસ્થ શેઠ લોકામલજી ચેનારામ, ગંભીર વિચારક અને સાધુઓના ભક્ત શ્રી. દુર્ગાદાસ એડવાની, સરસ્વતી અને લક્ષ્મી બંનેની કૃપા પામેલા કરાચીના વયોવૃદ્ધ લેખક શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, અસાધારણ જ્ઞાન ધરાવનાર વિદ્વાન પં. ધર્મદેવ, ઉદાર વિચારના અનેક ગ્રંથો લખનાર શ્રી. જમીયતરામ આચાર્ય, હજારોની સખાવત કરનાર શેઠ મનુભાઇ જોશી, શેઠ છોટાલાલ ખેતશી, મળતાવડા સ્વભાવના મુસ્લીમ બીરાદર હાતીમ અલવી, શેઠ હરિદાસ લાલજી, કોંગ્રેસ સમિતિના મંત્રી ડૉ. ત્રિપાઠી, શિક્ષાપ્રેમી શ્રી લાલુ સાહેબ, મી. પેશોતન વાડિયા, જાણીતા પારસી લેખક નરીમાન ગોળવાળા, 'પારસી સંસાર' પત્રના તંત્રી ફિરોજશાહ કરતુર સાહેબ, સિંધ સેવકના અધિપતિ ભદ્રશંકર ભટ્ટ, 'હિતેચ્છુ'ના અધિપતિ હરિલાલ ઠાકર, શારદા મંદિરના પ્રાણસમા ભાઇ મનસુખલાલ જોબનપુત્રા, રીજીકલ કલ્ચર તરીકે જાણીતા ભાઇ ભૂપતરાય દવે, ટેનીસ ચેમ્પીયન તરીકે પ્રસિદ્ધ થયેલા મેહર બ્હેન દુમાસ, આર્યસમાજન

જાણીતા ગૃહસ્થ પં. લોકનાથ, ગુપ્તદાનેશ્વરી તરીકે જાણીતા થયેલા શેઠ ભગવાનદાસ રણછોડદાસ, જૈનસંઘના પ્રસિદ્ધ વક્તા ને વિદ્વાન પં. ખુશાલભાઇ વગેરે અનેક મહાનુભાવોની મહાનુભાવિના કરાંચી ખાતેના ચતુર્માસ દરમિયાન મુનિરાજ વિદ્યાવિજયજી અને એમની મંડળીએ અનુભવી હતી. આ સૌ ગૃહસ્થોએ સાધુમંડળની સારી સેવા બજાવી હતી.

## : ૫૮ :

# સમસ્ત જૈનોનો ભક્તિભાવ



પોતાના કરાચીના વિહાર દરમિયાન મુનિરાજ વિદ્યાવિજયજીની નજરે ત્યાંના સમસ્ત જૈન સમાજની એક ખોટ ખાસ વખતોવખત આવતી રહી હતી અને તે કોઈ પ્રભાવશાળી નેતાની. મંદિરવાસી અને સ્થાનકવાસી બંને કોમોમાં એવો કોઈ બુઝર્ગ પ્રભાવશાળી નેતા એમના જોવામાં ન આવ્યો કે જે કોઈ આંટીઘૂંટીનો પ્રશ્ન ઊભો થતાં એનું સમાધાન કરે. કોઈ ધાર્મિક કે સામાજિક કાર્યમાં મતભેદ પડતાં એનો ઉકેલ કાઢે.

કરાચીની સાડાત્રણ હજાર જૈનોની વસતિમાં આંગળીને વેઢે ગણી શકાય એટલા જૈનો પણ કરાચીના જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેતા હોય એમ જણાયું નહિ.

કોંગ્રેસની પ્રવૃત્તિઓમા પણ એક બ્હેન માત્ર સારો રસ લેતા હતા અને તે શેઠ લાલચંદ પાનાચંદના ધર્મપત્ની માણેકબ્હેન. પોતે વયોવૃદ્ધ હોવા છતાં કાર્ય કરવામા જુવાનોને પણ શરમાવતા હતાં. એમનો થોડો વખત પહેલા સ્વર્ગવાસ થયો છે.

કરાચીના બન્ને જૈનસંપ્રદાયોના નિકટના સંપર્કમા વિદ્યાવિજયજી આવતા એમણે જૈનધર્મના સિદ્ધાંતો એમને સમજાવવાની ને તેને જીવનમા ઉતારવાની સદ્ભાવના પ્રકટાવી હતી

ત્યાના આગેવાન જૈન મહાનુભવો પૈકી શેઠ છોટાલાલ ખેનશી, શેઠ જયતીલાલ રવજી ઝવેરચંદ, શેઠ મોહનલાલ કાલિદાસ માલિયાવાળા શેઠ ખીમચંદ જે પાનાચંદ, શેઠ ભગવાનદાસ રણછોડદાસ, શેઠ શિવલાલભાઈ ભાઈચંદ, શેઠ માણેકચંદ નાનજી ગાંધી, શેઠ શંભુલાલભાઈ, શેઠ ચેનજીભાઈ, શેઠ વેલજી પૂંજા, શેઠ મોહનલાલ ચાંપશી, શેઠ વાઘજી ગુલાબચંદ, શેઠ મોહનલાલ શાપુરવાળા, શેઠ શાંતિલાલ છોટાલાલની કં. વાળા મૂળજીભાઈ, શેઠ ભાઈચંદ ભાણજી, શેઠ મગનલાલ ધરમશી, મણિલાલ લહેરાભાઈ, ખીમચંદ માણેકચંદ, ગાંગજીભાઈ તેજપાળ, ચુનીલાલ ભૂલાભાઈ, સોમચંદ નેણશી, ભીમચંદ વોરા, ડૉ. ન્યાલચંદ રામજી દોસી વગેરે કેટલાક જૈનસમાજના આગેવાનો વ્યાપારી આલમમાં પ્રસિધ્ધ હતા. આ સર્વજન મુનિરાજના સંપર્કમા આવ્યા હતા એટલુ જ નહિ પણ એમણે એમના પ્રવચનો દ્વારા સદ્બોધ મેળવી સંતોષ માન્યો હતો. આ બધા ગૃહસ્થોએ યથાશક્તિ–તન મન ધનથી આખાયે મુનિમંડળની સેવા કરવા બનતો પ્રયત્ન કર્યો હતો.

તે પ્રમાણે કરાંચીના કેટલાક જૈન સેવાભાવી યુવકોએ પણ ઉત્સાહથી ગુરૂભક્તિ દર્શાવી હતી તેઓમા ફૂલચંદ વર્ધમાન, મણિલાલ કાલિદાસ

ચુનીલાલ ચતુર્ભુજ, માવજીભાઈ, તલકશી દવાવાળા, ભાગચંદ ખેતશી, વીકમચંદ તુલસીદાસ, ભાઈલાલ, પ્રાણજીવન, મહાવીર વિદ્યાલયના પ્રિન્સિપાલ મોતીચંદ માસ્તર, નરભેરામ નેમચંદ, ન્યાલચંદ ફુગાડિયા, જયશંકર પોપટલાલ, મણિલાલ ગુલાબચંદ, મણિલાલ વાઘજી, મણિલાલ બાવીશી, ઠાકરશી કોઠારી, પાનાચંદ રોળિયા, ખેતશી શાહ, ચતુર્ભુજ વેલશી, સુરચંદ ખુશાલચંદ, વાડીલાલ છગનલાલ, ફૂલચંદ દલાલ, પોરંદર્શી સંસારવાળા ઠાકરશીભાઈ, ખેંગારભાઈ, માસ્તર મઘાલાલ જગજીવનદાસ કોઠારી, હંસરાજ તેજપાળ વગેરેએ પોતાના હૃદયથી –તન અને મનથી સારી સેવા બજાવી હતી.

કરાંચીની બ્હેનોમાં સમજુબ્હેન છોટાલાલ ખેતશી તેમજ માણેક બ્હેન લાલચંદ પાનાચંદ જેવી કેટલીક બ્હેનો સ્રીસમાજના સુધારા માટે સાર્વજનિક પ્રવૃત્તિ સારી કરતાં હતાં. છતાં વિદ્યાવિજયજીના પોતાના ત્યાંના નિવાસ દરમિયાન એમ લાગ્યું કે જૈન બ્હેનોના સુધાર માટે જો કોઇ ખાસ મંડળ હોય તો ઘણું સારૂં.

એક ખાસ વાત પણ કહેવાની રહી જાય છે. ધોરાનારામાં સ્થાનકવાસી સંઘના ત્રણ આગેવાનો મુનિરાજ વિદ્યાવિજયજીને મળવા આવ્યા હતા અને એમણે એમના પ્રત્યે ભક્તિભાવ દર્શાવ્યો હતો. તે વખતે સ્થાનકવાસી સંઘમાં કુસંપ ચાલતો હતો. અને કોર્ટમાં જવાની તૈયારીઓ થઇ હતી એ વાત વિદ્યાવિજયજીને કાને આવી હતી. વિદ્યાવિજયજીએ એમને જણાવ્યું હતું કે ' અમે કરાચી પહોંચીએ ત્યાં સુધી કોર્ટનાં પગથિયાં ચડવાનું મુલતવી રાખજો. ' અને તેમની એ સૂચના એમણે માન્ય રાખી હતી. અને ત્યાર બાદ કરાચી આવ્યા પછી તો એમની ભક્તિનો જાણે મહાસાગર ઉલટી ગયો હતો.

સાધુઓને સિંધમાં લાવવા માટે કરાચીનો સ્થાનકવાસી સંઘ પા સૈકાથી પ્રયત્ન કરી રહ્યો હતો. ત્યાંના ડૉકટર ન્યાલચંદ રામજીભાઇ દોશી સં. ૧૯૯૦માં પંજાબમાંથી વિહાર કરાવી શ્રી. ફૂલચંદજી નામના સ્થાનકવાસી સાધુને કરાચી ખાતે લાવ્યા હતા. અને ત્યાર બાદ જાણીતા સ્થાનકવાસી આચાર્ય શ્રી. જવાહરલાલજીના શિષ્ય ઘાસીલાલજી બીજા ચાર ઠાણાઓ સાથે કરાચીને વિહાર આવ્યા હતા.

આવી રીતે સાધુઓને સિંધમાં પ્રથમ પદસંચાર કરાવવાનો સુયશ સ્થાનકવાસી સંઘ અને ખાસ કરીને તો ડૉ. ન્યાલચંદ દોશીને ફાળે જાય છે.

અને ડૉ. ન્યાલચંદ દોશીની સેવાઓ અપૂર્વ હતી. એમણે હાલામાં રહીને સ્વ. શ્રી હિમાંશુવિજયની અપૂર્વ સેવા આદરી હતી. મુનિરાજ વિદ્યાવિજયજીની સાધુમંડળીમાં જ્યારે કોઇની તબિયત કંઇક નરમ જણાતી ત્યારે ડૉ. ન્યાલચંદ રાત દિવસ સેવા કરતા. તેવી જ રીતે મુનિરાજ વિદ્યાવિજયજીની સખત બિમારીમાં સ્થાનકવાસી ભાઇઓએ

તથા મંદિર માર્ગીભાઈઓએ ગળાને રાત દિવસ ઉજાગરાનો પરિશ્રમ વેઠીને પણ સારી સેવા શુશ્રુષા કરી હતી.

સ્થાનકવાસી સંઘના મંત્રી ખીમચંદ વોરાએ મુનિરાજ અને એમની મંડળી વિષે પોતાના હૃદયના સાચા ઉદ્‌ગારો જાહેર પત્રો દ્વારા પ્રગટ કર્યાં હતા એમાં એમની ભક્તિ છલકે છે, પ્રેમની પરાકાષ્ઠા છે, ગુરૂઓ પ્રત્યેની અપૂર્વ શ્રદ્ધાના તેજ ઝળકે છે,

' જગત પર અતિ દાશે જન્મ પામતી પ્રત્યેક ઘટના અમુક અબાધિત હિતને લક્ષ કરતી હોય છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જગત પરની ઘટના અર્વાચી ઉત્થાન માટે સંયોજીત થયેલ તત્વો માટે નિર્મિત થયેલ હોય છે.

પ્રકાશનું દિવ્ય કિરણ પ્રગટ થતા જ એક વિભુતિએ દૃઢ સંકલ્પ બળ એકત્રિત કરી, ભારત વર્ષના દૂરના ખૂણામા રહેલા સિંધના અટૂલા પ્રદેશમાં જીવ દયા અને અહિંસાનો સંદેશ પ્રસરાવવા સંકલ્પ કર્યો.

જેના સેંકડો વર્ષોથી કોઈપણ જૈન સાધુએ સિંધમા આવવા હિંમત ધરેલી નહોતી પરંતુ સિંધવાસી જૈનોના સદ્‌ભાગ્યે એક ધન્ય સમે શ્રી નાથુરામજી મહારાજના સંપ્રદાયના શ્રી ફૂલચંદજી મહારાજે ૧૧૯૦ માઈલનો ઉગ્ર વિહાર કરી કરાચી પધારી સિંધનું ક્ષેત્ર ખૂલ્લું કર્યું હતું, ત્યારબાદ પંડિતરત્ન આશુકવિ શ્રી. ઘાસીલાલજી મહારાજ તથા સુંદરલાલજી મહારાજ આદિ પણ નવ સાધુ કરાચી પધાર્યા હતા.

ચાલુ વર્ષે સિંધના સદ્‌ભાગ્યે વિદ્વતાની પ્રતિમૂર્તિ સમા વિદ્વાન મુનિરાજ વિદ્યાવિજયજી મહારાજ અત્રે પધાર્યા. સેંકડો માઈલનો

* ' મારી સિંધયાત્રા પાન ૨૧૩ ૧૧૪ '

ઉગ્ર વિહાર કરી મારવાડ અને સિંધનાં ધખધખતાં રેગીસ્થાનોનો ખુલ્લા પગે અને મસ્તકે વિહાર કરી આજે આ મહાન મુનિવરો સિંધમાં પધાર્યા છે. એ એમનો અપૂર્વ સ્વાર્થત્યાગ અને જગતકલ્યાણની અદ્ભુત ભાવનાવૃત્તિ છે.

શ્રી. વિદ્યાવિજયજી મહારાજની વૈરાગ્ય પ્રત્યેની અભિરૂચિ તેમની તરૂણાવસ્થામાં જ જાગી હતી. તેમણે અત્યંત તરૂણાવસ્થામાં જ સંસાર ત્યાગનુ ભીષણ વ્રત અંગીકાર કરેલું છે અને એમની બુદ્ધિપ્રગલ્ભતા, એમની અનુપમ વૈરાગ્યવૃત્તિ અને અદ્ભુત ધર્મભાવનાએ એમની કીર્તિની સુવાસ ચોતરફ પ્રસારેલી છે

એમના આંતરિક અને બાહ્યજીવનમાં આદર્શ સદ્ભાવના અને કલ્યાણભર્યો આદર્શવાદ ભર્યો છે. એમના જીવનનુ ધ્યેય જીવદયા જગ અને જનકલ્યાણની ભાવનામાં તન્મય થયેલું છે અને જગકલ્યાણનાં કાર્ય માટે જીવદયા પ્રચાર માટે જીવનમંત્ર નિર્ણિત કર્યો છે.'

કરાચીમાં મુનિરાજ વિદ્યાવિજયજીએ તેમજ એમની મંડળીએ પોતાની દૈનિક પ્રવૃત્તિનો કાર્યક્રમ આ પ્રમાણે રાખ્યો હતોઃ

૧ : પ્રાતઃકાળની ક્રિયાથી નિવૃત્ત થઇ નિયમિત વ્યાખ્યાન કરવું.
૨ : આહાર પાણીથી નિવૃત્ત થઈ લેખન-વાચન-મનન.
૩ : બપોરે ત્રણથી પાંચ જુદા જુદા ધર્મવાળાઓ આવે તેમની સાથે જ્ઞાનગોષ્ટિ.
૪ : સાંજના પ્રતિક્રમણ પછી નવયુવકો અને બીજા જે કોઇ આવે તેમની સાથે શંકા સમાધાન.

અને પ્રવૃત્તિના ચાર વિભાગો યોજવામાં આવ્યા હતા.

૧ : અહિંસાનો પ્રચાર

૨ : સર્વ ધર્મવાળાઓની પ્રેમવૃદ્ધિ

૩ : જૈન ધર્મની પ્રભાવના અર્થાત્ સામાજિક અને ધાર્મિક કાર્યો.

૪ : યુવક પ્રવૃત્તિ.

આ પ્રવૃત્તિઓને માટે જે જે પ્રસંગે સાધનો ઉપલબ્ધ જણાતાં તે તે પ્રસંગે તે તે સાધનોનો ઉપયોગ આ મુનિમ જીએ કર્યો હતો.

: ૫૬ :

## કરાચીમાં વિવિધ પ્રવૃત્તિ



કોઇ પણ વિચારોના પ્રચાર માટે વાણી અને કલમ એ બે મુખ્ય સાધનો છે.

વિદ્યાવિજયજીનું સિંધમાં અહિંસાનો પ્રચાર કરવાનું મુખ્ય ધ્યેય હતું. આ અહિંસાના પ્રચાર માટે સિંધી તથા હિંદી ભાષામાં પુસ્તકો દ્વારા પ્રચાર કરવામાં આવ્યો હતો. જાહેર પ્રવચનો યોજવામાં આવ્યા હતાં. માંસાહારીઓ સાથે શાસ્ત્રોક્ત ચર્ચા કરી તેમને ઉપદેશ આપી માંસાહાર છોડાવવા માટે સફળ પ્રયત્નો કરવામાં આવ્યા હતા.

સર્વધર્મની પ્રેમવૃદ્ધિને માટે જુદા જુદા ધર્મની સભાઓમાં નિમંત્રણનો લાભ લઇ જવું, પ્રવચનો કરવાં, શહેરના જુદા જુદા વિદ્વાનોની મુલાકાતો લેવી– વગેરે કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આવી અનેક

સભાઓમાં શ્રી. વિદ્યાવિજયજીએ પ્રવચનો કર્યા. એમાં મુખ્ય બે સભાઓ વિશેષ તરી આવે છે. એક અખિલ સિંધ આયુર્વેદ સમ્મેલન અને અખિલ સિંધ હિંદુ ધર્મ પરિષદ. આ બન્ને મહાસંમેલનો મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજીના અધ્યક્ષસ્થાને ભરાયા હતા. અધ્યક્ષ સ્થાનેથી મુનિરાજ આપેલાં વિદ્વત્તા અને ઉદારતાપૂર્ણ વ્યાખ્યાનોની ઘણી ભારે અસર થઇ હતી. સર્વ ધર્મ સંમેલનના અધ્યક્ષપદે આપેલું વ્યાખ્યાન હિંદીમાં હજારોની સંખ્યામાં વહેંચવામાં આવ્યું હતું.

યુવક પ્રવૃત્તિના સંબંધમાં-જુદી જુદી સંસ્થાઓની મુલાકાતો લઇ ત્યાંના યુવકોને ઉપદેશ આપવો, કૅાલેજો હાઇસ્કૂલો, અને હોસ્ટેલોમાં જઇ અત્યારેના ઉચ્ચ શિક્ષણ લેનારા યુવાનોને તેમનું કર્તવ્ય સમજાવવું, હરિજનોમાં વ્યાખ્યાનો યોજવાં, અને ધાર્મિક ભાવના જાગૃતિ કરવી વગેરે કાર્યક્રમ પણ યોજવામાં આવ્યો હતો.

આ બધી વિવિધ પ્રવૃત્તિઓ મુનિરાજ વિદ્યાવિજયજી જેવા પ્રખર વિદ્વાન મુનિરાજની યોગ્ય દોરવણીને અંગે થતી હતી.

અને આ પ્રવૃત્તિઓ કરાચીની જનતાએ અંતરના ઉમળકાથી અપનાવી લીધી હતી.

, એ સિવાય મુંગાઇવાળા શેઠ કાંતિલાલ બકોરદાસે જેમ સિંધી હિંદી પુસ્તકો અને અંગ્રેજી હસ્તપત્રો વગેરે પ્રગટ કરાવવામાં ખુલ્ના દિલથી સહાયતા કરી સહકાર આપ્યો તેમ ભોજ્માસાવાળા બે ગૃહસ્થો મગનલાલ જાદવજી દોશી અને ડૉ. મનસુખલાલ તારાચંદે ગરીબોને રાહતના કાર્યમાં તથા જે સંસ્થાઓ સ્થાપન કરવામાં ઉદારતા બતાવી પોતાના દિલની વિશાળતાનો પરિચય કરાવ્યો હતો.

આમ કરાચીમાં સંઘ, સ્થાનિક કેટલાક ગૃહસ્થો, સ્વયંસેવકો અને બંદરના ઉદાર સખી ગૃહસ્થોએ સહકાર આપી મુનિરાજ વિદ્યાવિજયના કાર્યને વેગ આપ્યો હતો.

ઉપરાંત કરાચીના પત્રકારોનો સહકાર પણ ન ભૂલાય એવો હતો. ' પારસી સંસાર ' ' સિંધસેવક ' હિતેચ્છુ ' ' સિંધ સમાચાર ' તેમજ 'અમન ચમન' વગેરેએ મુનિરાજ વિદ્યાવિજય અને એમની સાધુમંડળના કાર્યની પ્રવૃત્તિઓને જનતા સમક્ષ રજૂ કરી કરાચીની પ્રજાની અને મુનિમંડળની સારી સેવા બજાવી હતી.

સમાજસેવા અને રાષ્ટ્રસેવાના એવો બોધ આપ્યો છે કે ત્યાંની જૈન તેમજ જૈનેતર પ્રજાએ તેમના ઉપર મુગ્ધ બની તેમનું સ્મારક જાળવવાની પ્રવૃત્તિ ઉપાડી લીધી છે બીજા જૈનાચાર્યો પોતાના પ્રતિમા તૈયાર કરાવવામા, જૈનોને અદર અદર લડાઈ મારવામા અને 'શાસનપ્રેમી' અને 'શાસનદ્રોહી' એવા ભાગ પાડવામા ધર્મની સેવા અને વિજય માને છે, ત્યારે શ્રી વિજયવલ્લભસૂરિજી, શ્રી વિદ્યાવિજયજી અને શ્રી. વિજયેન્દ્રસૂરિ જેવા ધર્મ ગુરૂના બોધ જૈનધર્મને વધુ જ્વલત બનાવ્યો છે.'

આવી જ રીતે 'જૈન જ્યોતિ' પત્રે પોતાના તા ૨૧ ઓગસ્ટ ૧૯૩૭ ના અકમા પણ મુનિરાજ વિદ્યાવિજયજી આદિની સેવાની નોંધ લીધી હતી

" લોકજાગૃતિ અને ધર્મપ્રચાર માટે જૈન સાધુઓનુ વર્ચસ્વ બહુ મોટુ સ્વીકારવામા આવ્યુ છે.

જૈન સમાજમા સુપ્રસિદ્ધ વક્તા, લેખક અને વિચારક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી અને શાત મૂર્તિ મુનિરાજ શ્રી જયતવિજયજી આદિએ સિધમા પ્રવેશ કર્યો ત્યારથી જ ત્યાના જૈનોમા તો ઉત્સાહ વ્યાપે તે સ્વાભાવિક હતુ, પણ માસાહારી વર્ગ પર પણ તેમનુ આકર્ષણ થયુ છે તે ઉક્ત મુનિરાજોના વિશાળ દૃષ્ટિના વ્યાખ્યાનોથી ધર્મ અગેની તેમની અહિસા દૃષ્ટિ કઈક સ્પષ્ટ થતી જોવાઈ છે.

મુનિરાજશ્રીના ઉપદેશને પરિણામે અનેક સમાજ સુધારણાના કાર્યો હાથ ધરવામા આવ્યા હતા બેકારો અને દુખીઓને રાહત આપવાનુ, ડીરેક્ટરી કરવાનુ, અને સાહિત્ય પ્રકાશન જેવા કામ ઝડપથી આગળ વધી રહ્યા છે.

કરાચીના જૈનોમાં પ્રસરી રહેલા ઉત્સાહ સિવાય જૈનેતરોમાં પ્રસરી રહેલો ઉત્સાહ ઓછો નોંધપાત્ર નથી. એક જૈન સાધુ પોતાનાં જ્ઞાન અને ક્રિયા દ્વારા જૈનેતરોમાં પણ કેવો પ્રભાવ પાડી શકે છે તેનું આ ખરેખર ઉદાહરણ જ કહી શકાય.

° ° ° °

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીની ધર્મપ્રચારની ધગશ અપૂર્વ છે. તેઓ સવારથી સાંજ સુધી ખાન-પાન ભૂલી આની પાછળ વ્યગ્ર છે.'

કરાચીના 'પારસી સંસાર' પત્રે પોતાના તા: ૩૦ ઓક્ટોબર ૧૯૩૭ના અંકમાં નોંધ લીધી હતી:

'મહારાજશ્રીના ધાર્મિક, નૈતિક તથા સામાજિક વિચારો સૌને પ્રિય થઈ પડયા છે. અને તેને લઈને તેઓ જે કાર્ય હાથ ધરે છે, તેમાં તે ફતેહમંદ નીવડે છે. મહારાજશ્રીને હજુ કરાચી આવે ચાર જ માસ થયા છે અને આટલા ટૂંક સમયમાં અપરિચિત અને અજાણ વ્યક્તિ પાસેથી ઘણાં સારાં કામની આશા ન રાખી શકાય, તો પણ આ મુનિરાજ અનેક મુશ્કેલીઓ તથા અગવડો વેઠીને પણ કરાચીમાં જે બધાં કાર્યો કરી શક્યાં છે તેમાંના નીચેનાં મુખ્ય છેઃ—

(૧) તેમનાં પ્રયાસ જેટલાં સાર્વજનિક વ્યાખ્યાનો થયાં છે, જેનો જૈન તથા જૈનેતરોએ સારો લાભ ઉઠાવ્યો છે.

(૨) અનેક જીજ્ઞાસુઓએ મહારાજશ્રીની મુલાકાત લઈ પોતાની શંકાઓનું સમાધાન મેળવી તેમનાં જ્ઞાનનો સારો લાભ ઊઠાવ્યો છે.

(૩) આર્યસમાજના સંમેલનમાં થયેલ જીવદયા પરિષદના પ્રમુખ તરીકે તેમણે સારો પ્રભાવ પાડ્યો હતો.

(૪) સ્થાનકવાસી સંઘમાં અશાંતિ હતી તે મટાડવા મહારાજશ્રીએ ઘણો પ્રયત્ન કર્યો હતો, એટલું જ નહિ પણ સ્થાનકવાસી ભાઇઓને પોતાના સમજને તપસ્વીજીની બે ગોકસભામા પ્રમુખસ્થાન સ્વીકારીને તેમનુ સ્મારક રાખવા જોરશોરથી અપીલ કરી પોતાની વિશાળ દૃષ્ટિ અને બધા ઉપરના પોતાના સમભાવનો પરિચય કરાવી આપ્યો હતો.

(૫) પારસી ભાઇબ્હેનોનાં બે નિમંત્રણોને માન આપીને તેમની વચમાં વ્યાખ્યાનો આપી સારી છાપ પાડી હતી.

(૬) જૈન સંઘના નાના તથા મોટા શ્રીમંતો અને સાધારણ બધાને એક બીજાની નજીક લાવવા પ્રયત્ન કર્યો છે અને એ કારણે જ સારામાં સારું ફંડ એકઠું કરવાને તેઓ શક્તિમાન થયા હતા.

(૭) ગરીબોની હાર્દ સાંભળી યથાર્થ તપાસ કરાવી તેમને જરૂરી મદદ અપાવવાને મહારાજશ્રીએ પ્રયત્ન કર્યો છે.

(૮) નવરાત્રિના દિવસોમાં પશુવધ અટકાવવાને 'જીવદયા મંડળ'ને પ્રેરણા કરીને તેમણે સારો શ્રમ લીધો છે.

(૯) કૉલેજોમાં જઈ વિદ્યાર્થીઓ સમક્ષ ઉપદેશ આપી તેમને પોતાનાં કર્તવ્યનું ભાન કરાવ્યું છે.

(૧૦) નવજુવાનોની શક્તિ ખીલવવા એક વક્તૃત્વ વર્ગ તેમની આગેવાની નીચે ચાલી રહ્યો છે અને હમણાં દીવાળી નિમિત્તે ફોડાતા ફટાકડા અટકાવવા મહારાજશ્રી નિશાળોમાં ફરીને બાળકો તથા બાળાઓને જે ઉપદેશ આપી રહ્યા છે તેનુ પણ સારું પરિણામ જોઇ શકાય છે.

કરાચીની શિક્ષણ વિષયક પ્રવૃત્તિમાં પણ મુનિરાજે સારો રસ લીધો હતો. તા. ૧૦-૭-૩૭ના રોજ તેમણે શારદા મંદિર નામની શિક્ષણ સંસ્થાની મુલાકાત લીધી હતી. તે ઉપરાંત દાંતના ડાક્તર શ્રી. મનસુખલાલ પટેલની દાંતની કૉલેજ, વીરબાઇજી હાઇસ્કૂલ, આંધળાઓની શાળા, મામા ગર્લ્સ હાઇસ્કૂલ, ઇજનીયરીંગ કૉલેજ, સેવાકુંજ છાત્રાલય વગેરે સ્થળોની પણ મુનિરાજે મુલાકાત લઈ એના કામકાજ બદલ સંતોષ દર્શાવ્યો હતો. મુનિરાજનાં ધન્ય પગલાંઓથી આ શાળાના સંચાલકો જાણે ધન્ય બન્યા હોય એમ લાગતું હતું.

: ૧૦ :

## કેટલાંક વિશિષ્ટ વ્યાખ્યાનો



મુનિરાજ વિદ્યાવિજયજીએ પોતાની કરાચીની સ્થિરતા દરમિયાન અનેક પ્રવચનો આપ્યાં હતાં. તેમાં યે ખાસ અહિંસાના વિષય ઉપર એ સાધુપુરૂષે આજના યુગને સંજીવની છાંટે એવાં અમોલાં પ્રવચનો આપ્યાં હતા. તેમાંનાં કેટલાક પ્રસંગોનો ઉલ્લેખ અહીં આવશ્યક છે.

આમીલ કોલોનીમાં આમીલ ઇન્સ્ટીટ્યુટના હૉલમાં તા. ૨૪ મી ડિસેમ્બર ૩૭ ના રોજ શ્રી ધર્મદાસ વાધવાનીના પ્રમુખપણા નીચે ભાઇ ગોવિંદ મીરચંદાનીના પ્રયત્નથી અહિંસા ઉપર એક સુંદર વ્યાખ્યાન આપ્યું હતું.

ઉપરાંત તા. ૧૬ મી ડીસેમ્બરે સોલ્જર બજારમાં એક પ્રવચન

આપ્યુ હતુ. આ પ્રસ ગે વીસનગરવાળા શેઠ મહાસુખભાઇ ચુનીલાલે પણ પ્રાસ ગિક પ્રવચન કર્યું હતું.

તા. ૨૩–૨૪ ઓકટોબર ૧૯૩૭ ના રોજ ખીમજીની હૉલમાં સિંધ જીવદયા મંડળના આશારા હે'ઠ પં. ધર્મદેવજીના પ્રમુખપદે બે પ્રવચનો થયાં હતાં

તા. ૨૪ મી ઓકટોબરના રોજ ખાલકદીના હૉલમાં શ્રી. જમશેદ મહેતાના પ્રમુખપદે એક વ્યાખ્યાન મુનિરાજે આપ્યુ હતું. આ વ્યાખ્યાન સાંભળનારાઓમાં માંસાહાર કરનારાઓની બહુ મોટી સંખ્યા હતી.

તે ઉપરાંત તા. ૧૨ મી મે ૧૯૩૮ થી ૩૦ મી મે ૧૯૩૮ સુધી મુનિરાજ અને એમની મંડળી મલીર ખાતે રહેતી ત્યાંથી એકાર પરિષદમાં ભાગ લેવા સૌ માટે કરાચી આવતાં. તા ૩૧ મી મે ૧૯૩૮ ના દિવસે ડ્રીગોડ પાસેની દાનમીઆ ફેકટરીમાં એક દિવસ મુકામ થયો હતો. ઘણાખરા માંસાહારી અને મિકખો આ ફેકટરીમાં કામ કરે છે. અહીના પ્રવચનથી પ્રેરાઇને કેટલાક લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો હતો.

તા. ૩ જી નવેમ્બર ૧૯૩૭ ના રોજ જૂના કરાચીના સિંધી લોકોના મુખ્ય લત્તા નસરપુરી સિંધીઓની એક પાઠશાળામાં એક મોટા જલસા નિમિત્તે એકત્ર થયેલા. સિંધી સ્ત્રી, પુરૂષો અને બાલક બાલિકાઓના વિશાળ સમૂહમાં મુનિરાજ વિદ્યાવિજયજીએ અહિંસા ઉપર એક પ્રવચન આપ્યું હતું. આ પ્રસ ગે ઘણા લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો હતો.

વિદ્યાવિજયજી જાણે વાણીના અજબ જાદુગર છે. એમની વાણીમાં મીઠાશ છે, આકર્ષણ શક્તિ છે, સામાના હૃદય ઉપર અસર કરવાની તાકાત છે. ગુજરાતીમાં એક કહેવત છે કે ' તાકયું' તીર મારનારો

તો પ્રેમાનંદ જ !' વડોદરાના મહાકવિ પ્રેમાનંદ' વિષે વપરાયલું એ વાક્ય આપણે આ મહાન સાધુ પુરૂષ માટે જરૂર વાપરી શકીએ. એમની વાણી તીરની માફક સીધી હૃદયમાં પેસી જાય છે અને શ્રોતાઓ ઉપર અજબ પ્રભાવ પાડે છે.

સાચા વક્તાનું કર્તવ્ય જ એ છે. શ્રોતાઓનાં દિલ જીતે તેજ સાચો વક્તા. એમાં જ એના વક્તવ્યની સફળતા છે. મુનિરાજ જ્યાં જ્યાં પ્રવચનો કરતા ત્યાં ત્યાં અહિંસાનો અમર સંદેશ જુદી જુદી રીતે પ્રસંગોચિત ઢબે પોતાની જાદુભરી વાણી દ્વારા રજૂ કરતા અને આ રીતે એમણે સિંધની પ્રજાનાં દિલ જીતી લીધાં હતાં.

: ૬૨ :

# સિંધી કોલોનીઓમાં

❀

કરાચી શહેરથી બહારના ભાગમાં સિંધી લોકોએ કેટલીક કોલોની વસાવી છે. 'આમીલ કોલોની' 'શિકારપુરી કોનોની' 'અપર સિંધ કોનોની' વગેરે.

તેની પાસે જ 'પારસી કોલોની' તેમજ 'ગુજરાત નગર' આવેલા છે.

આ કોલોનીઓમાં સારા શ્રીમંત સિંધી લોકોનો વસવાટ છે.

મુનિરાજને જાણ થઇ કે આમીલ કોનોનીમાં માંસાહારનો પ્રચાર અતિ ઘણો છે, એમને લાગ્યું કે જો એ લોકોના પરિચયમાં અવાય તો એમને ઉપદેશ દઇ શકાય. તા ૯ મી ડીસેમ્બર ૧૯૩૭ સુધી એક અઠવાડિયા માટે એમણે આમિલ કોનોનીમાં નિવાસ કર્યો

ગોવિંદ મીરચંદાની, બ્હેન પાર્વતી એડવાની અને તે વખતના કરાચીના લોર્ડ મેયર શ્રી. દુર્ગાદાસ એડવાની વગેરેના પ્રયત્નથી આમીલ કન્યા વિદ્યાલયના મકાનમાં મુકામ રાખવ મા આવ્યો હતો.

એક અઠવાડિયા દરમિયાન તો વાતાવરણમાં અજબ પલટો થયો. ત્યાંના વસાહતીઓમાં મુનિરાજ માટે અજબ-અપૂર્વ માનની લાગણી ફેલાઇ. મેકડો સિંધી બાઇબ્હેનોનાં ટોળાં ત્યાં જામવા લાગ્યાં. ભિક્ષા આપવા માટે સૌ કોઇ તલપાપડ બની જવા લાગ્યા.

એ બ્હેનોને જ્યારે મુનિરાજ એમ કહેતા કે : ' તમે તો મચ્છી માંસ ખાઓ છો એટલે તમારે ત્યાંથી અમારાથી ભિક્ષા ન લેવાય. '

ત્યારે એમનો આત્મા દુભાતો. ઘણાઓ તો પોતાને ત્યાં સાધુમંડળી પધારે એ આશયથી પણ માંસ મચ્છીનો ત્યાગ કરતા.

રોજ ચર્ચાઓ થવા લાગી–ધાર્મિક ભાવનાઓના ફુવારા મુનિરાજની મેઘગંભીર વાણીમાંથી પ્રગટવા લાગ્યા. આત્માની જ્યોત સતેજ થવા લાગી.

' માંસ ન ખાવાથી બળ નથી આવતું ' એવી દલીલ કરનારાઓ હંગાગાર બની જતાં પણ વાતાવરણમાં એકંદરે પરિણામ સુંદર આવ્યું.

મુનિરાજ વિદ્યાવિજયજી જેવા જુવાનોને શરમાવે એવા જૈન ધર્માચાર્યે એ રીતે પ્રજાની બહુ સુંદર સેવા કરી.

ભારતવર્ષને આવાં સેવાના કાર્યો માટે અનેક સાધુ–સંતોની જરૂર છે જે પ્રજાનાં અનિષ્ટોને દૂર કરે–પ્રજાજીવનમાં નવો પ્રાણ સંચાર કરે. આત્માને અમૃત પાય. દેશમાં નવી જાગૃતિ લાવે.

જો આપણા ધર્મગુરુઓ આ એક વાત તરફ લક્ષ આપે તો ફરી પાછો ભારત દેશ આબાદ બને. કારણ કે એને આંગણે રામ, કૃષ્ણ, ગૌતમ બુધ્ધ, મહાવીર સ્વામી અને મહાત્મા ગાંધીજી જેવી અમર વિભુતિઓ અવતરી છે. એમણે સૌએ પોતપોતાના સમયમાં પ્રજામાં નવા પ્રાણ ફુંક્વા પ્રયત્નો આદર્યા છે. એ મહાપુરુષોની સેવાઓ ન ભૂલાય એવી અજર ને અમર છે.

સારી યે માનવજાત આજે એવા મહાપુરુષની રાહ જોઈ રહી છે.

મહાત્મા ગાંધીજીની સદ્ભાવના-જીવનસંદેશ આજે પ્રજાના જીવનમાં ઉતારનાર બીજા કેટલાક એમના ચુસ્ત અનુગામીઓ કેવળ પ્રચારાર્થે જ નીકળી પડવાની આજે જરૂર છે. મુનિરાજ વિદ્યાવિજયજીની માફક પગપાળો વિહાર કરી ગામેગામ શહેરે શહેર પ્રાંતે પ્રાંત મહાત્માજીના સિધ્ધાંતોનો મુનિરાજ માફક પ્રચાર કરે તો જેમ મુનિરાજ વિદ્યાવિજયજીએ સિંધના કટ્ટર માંસાહારીઓના દિલનું અજબ પરિવર્તન કર્યું તેવી જ રીતે દેશના ઘણા બાંધવ-ભગિનીઓના દિલના અજબ પરિવર્તન થાય-મહાત્મા ગાંધીજી જેવી પુણ્ય વિભુતિનો અમર સંદેશ પ્રજાના રોમરોમમાં રમવા લાગે.

કુટુંબોએ આ પ્રસંગે મુનિરાજના ધર્મબોધનો ઘણો લાભ લઈ સારી સેવા બજાવી હતી.

તે ઉપરાંત કરાચીના નાગરિક હીરાલાલ ગણાત્રા પણ આજ કોલોનીમાં રહેતા હતા. તેમણે પણ સારો ભક્તિભાવ દર્શાવ્યો હતો.

બીજું ચોમાસું પૂર્ણ થયા બાદ મુનિરાજ વિદ્યાવિજયજી બિમાર પડી ગયા. દાક્તરે એમને ગુજરાતનગરમાં રહેવાની સલાહ આપી. દાક્તરની સલાહ પ્રમાણે તેમણે ગુજરાતનગરમાં એક પંજાબીના બંગલામાં નિવાસ કર્યો. ત્યારબાદ તા. ૧૬મી જાન્યુઆરી ૧૯૩૯ થી કરાચીના એક જાણીતા વ્યાપારી શેઠ રાધાકિશન પારૂમલ એમને ખૂબ આગ્રહ કરી અપર સિંધ કોલોનીમાં પોતાને બંગલે લઇ ગયા.

શેઠ રાધાકિશનને મુનિરાજ પ્રત્યેનો ભક્તિભાવ અનન્ય હતો. તેમનું આખું કુટુંબ નિરાભિમાની અને શ્રધ્ધાળુ હોઈ પાંચ માસ સુધી મુનિરાજનો નિવાસ એમને ત્યાં જ રહ્યો. રાષ્ટ્રભાવનાવાળા શુદ્ધ ખાદીધારી આ કુટુંબની ધર્મભાવના પણ અજબ હતી. આ કોલોનીમાં પણ ધીમે ધીમે અહિંસા પ્રચાર શરૂ કરવામાં આવ્યો અને એને અંગે ઘણા ભાઇબ્હેનો માંસાહાર છોડતા થઇ ગયા.

## : ૬૨ :

# ફુંકકાની પાપી પ્રથા



આર્યસંસ્કૃતિથી સભર ભરેલા ભારતદેશમાં ઘણી કુપ્રથાઓ પેસી ગઈ છે અને એ કુપ્રથાઓને અંગે જ આપણી પડતી આવી પહોંચી છે.

આવી જ કુપ્રથા આપણા દેશમાં ગાયભેંસનાં ગર્ભાશયમાં લાકડું કે એવી બીજી ચીજો ઘાલીને જબરજસ્તીથી દૂધ દોહવાના ઘાતકી રિવાજ તરીકે ચાલી આવે છે. આ વાત ઘણા ઓછા માણસો જાણતા હશે.

આ વાત જાણતાં માનવીના રોમ રોમમાં વેદના થાય એ સ્વાભાવિક છે. જ્યારે સાંભળવાથી જ દુઃખ ઉત્પન્ન થાય છે તો પછી એ દેખી તો કેમ શકાય? લોભ જગતમાં શા શા અનર્થો નથી કરાવતો? જગતના બધા અનર્થોનું મૂળ લોભમાં જ સમાયું છે.

કલકત્તામાં એક સંસ્થા ઊભી થઈ હોઈ તેણે આ કુરિવાજને બંધ કરાવવા માટે પૂરી કોશીષ કરી છે.

ડૉ. રઘુવંશ સહાય તે સંસ્થા તરફથી કરાચી ખાતે આવ્યા હતા. તે વખતે તા. ૮ મી ફેબ્રુઆરી ૧૯૩૭ ના રોજ એક વિરાટ સભા જૈન વ્યાખ્યાન હૉલમાં યોજવામાં આવી હતી. આ સભામાં ધર્મના ભેદભાવ વિના પ્રજાના મોટા વર્ગે ભાગ લીધો હતો. આ પ્રશ્ન કોઈ એક ધર્મ કે જાતનો ન હતો—આ તો પ્રજાનો પોતાનો પ્રશ્ન હતો. સમસ્ત માનવજાતનો પ્રશ્ન હતો.

ડૉ. રઘુવંશ સહાયે લંબાણુથી કુક્કાના ઘાતકી રિવાજનું કરૂણ ચિત્ર આલેખ્યું હતું. તેનો મહત્વનો ભાગ આ પ્રમાણે છેઃ—

' જુદા જુદા સ્થળે કુક્કાને જુદા જુદા નામથી ઓળખવામાં આવે છે. સિંધમાં ત્રણ નામથી એ ઓળખાય છે. આ રિવાજ છેલ્લા ૮૦ વર્ષથી પ્રચલિત થયો છે. એ અટકાવવા માટે ધારાસભામાં કુક્કા બીલ પેશ કરવામાં આવ્યું છે. '

છાંટે છાંટો આંચળમાથી ચૂસી લે છે. અને વધુ વખત રાખવામાં આવે તો લોહી પણ નીકળે, પણ ગાયો એટલી બધી પિયાનોમાં મસ્ત બને છે કે કાંઇ કહેવાની વાત નહિ'

"તાનસેનના જમાનામાં કહે છે કે એવી સંગીત વિદ્યા પ્રચલિત હતી કે ગાયન ગાતાંની સાથે જંગલનાં જાનવરો,હરણ વગેરે ખેંચાઇને જમા થતાં અને ગાયન બંધ થતાં જ તેઓ અદ્રશ્ય થઈ જતાં હતાં. પશ્ચિમના ખેતીકારો ધ્રુવડને ગેટે પોતાના ખેતરમાં બેસાડીને સારી રખેવાળી કરાવે છે. આવી રીતે તેઓ જ્યારે જંગલી જાનવરોની ખબર લે છે, ત્યારે આપણે જો આપણા ડોમેસ્ટિક પ્રાણીઓની પણ સંભાળ ન લઇએ તો આપણા જેવા બેપરવા બીજા કોણ કહેવાય ?'

'કેટલાક મુસલમાન ભાઇઓ આ રિવાજની વિરૂદ્ધ છે.'

ત્યારબાદ ફુક્કાની પ્રથાનો વિરોધ કરનારો, સિંધ ગવર્નમેન્ટ, મ્યુનિસીપાલીટી, તેમજ લોકલબોર્ડને આ પ્રથા અટકાવવા માટે કાયદો બનાવવા ભલામણ કરનારો, દૂધની મારકીટમાં વેટરનરી ઈન્સ્પેકટરો મોકલી દૂધની તપાસ કરવાની ભલામણ કરનારો, દૂધ ફુકકાથી કાઢેલ માલુમ પડે તો તે જાનવરોને પાંજરાપોળમા મોકલવાં અને દૂધ કાઢનારને સજા કરવાની ભલામણ કરનારો વગેરે ઠરાવો કરવામાં આવ્યા હતા.

મુનિરાજ વિદ્યાવિજયજી આ સભાના અધ્યક્ષસ્થાને હતા. તેમણે પોતાની અસરકારક વાણીમાં વાતાવરણને પીગળાવે એવું પ્રાસંગિક છતાં સચોટ પ્રવચન કરતાં જણાવ્યું હતું કે :—

'ફુક્કાનો રિવાજ નાસદાયક અને ભયંકર છે. વધુ દૂધ કાઢવાની લાલચમા માણસો આવાં હલકા કામો કરી રહ્યા છે.

આ બાબતમાં આપણે ઊંડો વિચાર કરીએ તો જણાયા વિના નહિ રહે કે તેની પાછળ માણસની કેટલી બધી લોભ પ્રવૃત્તિ રહેલી છે? સ્વાર્થવૃત્તિ માણસો પાસે અનેક પાપો કરાવે છે. ધારો કે એક હિંદુ છે. તે ગૌપૂજા કરે છે. ગાયો પર હંમેશાં હાથ ફેરવે છે, તેનું બહુમાન કરે છે. પણ એ જ ગાય જ્યારે દૂધ દેતી બંધ થાય છે ત્યારે એને વેચવા માટે બહાર કાઢે છે. ત્યારે ખરીદનારાઓમાં કસાઇનો દલાલ બીજા કરતાં બે રૂપિયા વધારે આપશે તો તેને દેતાં તે જરા પણ અચકશે નહિ. જાણે છે કે આ ગાય પર કસાઇની છરી ફરશે, પણ એને બે રૂપિયાનો લોભ આંધળો બનાવે છે.

: ૬૩ :

## જૈન ધર્મ પ્રવૃત્તિ

❀

સાચા જૈન સાધુઓ જ્યાં જ્યાં વિહાર કરે છે ત્યાં ત્યાં સાધુતાના સંસ્કાર લઈને જાય છે. ત્યાંની પ્રજામાં ચેતના પૂરે છે. અને તેમાં ય જ્યાં જ્યાં ચોમાસું કરે છે ત્યાં ત્યાં ધાર્મિક પ્રવૃત્તિને વેગ આપવાનો સંપૂર્ણ પ્રયત્ન કરે છે. અને સાધુઓનું કર્તવ્ય શું? માનવીને ધર્મને માર્ગે વાળવો! અને ધર્મ એટલે શું? ફરજ. માનવી પોતાની સાચી ફરજ બજાવતો થાય એ, દૃષ્ટિએ એના જીવનપંથને અજવાળવો અને સમસ્ત માનવ જાતનાં કષ્ટ કાપવાં એ જ સાધુઓને

દેશની ધાર્મિક અરાજકતાનો હિસાબ નથી. ધર્મના બહાના નીચે ઘણી અનિષ્ટ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. એ પ્રવૃત્તિઓમાં રૂઢીપૂજકનાતું ઘણું મોટું પ્રમાણ દાખલ થઈ ગયું છે. અને તેને લીધે આજના વિચારકો અને નવયુવકોને તેના પ્રત્યે બહુ અભિરૂચિ ન થાય એ સ્વભાવિક છે.

જૈન ધર્મના સિદ્ધાંતો અને એની ધાર્મિક ક્રિયામાં જૈન ધર્મના બધા જ અનુયાયીઓએ માનવું જોઇએ. સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ અને એવી ધાર્મિક ક્રિયાઓમાં નહિ માનનારા લોકો તો ઓછા જ હશે. પરંતુ એ ક્રિયાઓનું સાચું રહસ્ય નહિ સમજવાને કારણ ગાડરિયા પ્રવાહની માફક એ ક્રિયાઓ થઇ રહી છે.

: ૬૪ :

## જીવદયા પરિષદ

સન ૧૯૩૯ મા કરાચી ખાતે આર્યસમાજનો શતાબ્દિ મહોત્સવ ઉજવવામા આવ્યો હતો અને એને અંગે આર્યસમાજ તરફથી તા ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૩૯ ના રોજ જીવદયા પરિષદની યોજના પણ કરવામા આવી હતી.

કરાચી આર્યસમાજના આગેવાન કાર્યકર્તાઓ શ્રી તારાચંદ ગજરા, પં. લોકનાથજી, સ્વામી કૃષ્ણાનંદજી, સ્વામી સંપૂર્ણાનંદજી, પં. કેશવજી, શ્રી નરસિંહનાનજી વગેરેએ એ માટે ભારી જહેમત ઉઠાવી હતી.

એમા ઘણા મહત્વના ઠરાવો કરવામા આવ્યા હતા -

(૧) હિંદવાસીઓને માસાહાર બ ધ કરવાની વિનતિ કરનારો.

(૨) ઢોરોને ચરવાની જગા કાયમ રાખવાની સરકારને વિનતિ કરનારો

(૩) સુધરાઇ કૂતરા અને ઉ દરોને પકડાવી તેનો નિર્દયતા પૂર્વક નાશ કરે છે એ પ્રથા રોકવાની સૂચના કરનારો.

(૪) ગાયભેસોના ગર્ભાશયમા લાકડું ઘાલી ફુકકા દ્વારા દૂધ કાઢવામા આવે છે અને તેની સતામણી કરવામા આવે છે તેનો વિરોધ કરનારો.

(૫) લાહોરમાં થનારા કસાઈખાનાને કોઇ પણ ઉપાયે બ ધ કરવાની વિનતિ કરનારો.

(૬) બલિદાનની પ્રથા સામે વિરોધ કરનારો.

એમ અગત્યના ઠરાવો કરવામા આવ્યા હતા.

મુનિરાજ વિદ્યાવિજયજીએ પ્રમુખપદેથી પ્રવચન કરતાં જણાવ્યું હતું કે.—

" ભાઇઓ અને બ્હેનો !

'દયા'ના સબધમા કંઇક કહું તે પહેલાં પાંચમા ઠરાવના સબંધમા થોડો ખુલાસો કરવા ચાહું છુ.

"મને એવા ભરોસાદાર ખબર મળ્યા છે કે શેઠ શિવરતન મોહોત્તાએ આ કતલખાનાનો ઠેકો લેવાથી હાથ ઉઠાવી લીધો છે–આ વાત

જો સાચી હોય, તો આપણે ખરેખર ખુશી થઈશું, કેમ કે તેઓ હિંદુ તરીકે પોતાના કર્તવ્યને સમજ્યા છે.

પરંતુ તેની સાથે જ સાથે જે હકીકત મેં સાંભળી છે તે ઉપરથી તો મને ઘણું દુઃખ થયું છે. તે હકીકત એવી છે કે એક જૈન ગૃહસ્થે આ કસાઈ ખાનાના કોંટ્રાકટ માટે પોતાનું ટેન્ડર ભર્યું છે. આ જૈન ગૃહસ્થ જો કે દિગંબર કહેવાય છે, છતાં જો તેમણે ટેન્ડર ભર્યાની વાત સાચી હોય તો, ખરેખર જૈન તરીકે તે એક ભયંકર કલંક જેવું છે. પૈસાનો લોભ શાં પાપ નથી કરાવી શકતા ? અથવા સીધી યા આડકતરી રીતે કયા, પાપને પોષણ નથી અપાવતા એનું આ ઉદાહરણ છે.

અમારા જ દેશના સાચા ધનનો (પશુ ધનનો) એક યા બીજી રીતે નાશ કરવામાં ઉત્તેજન આપવા, અહિંસાનો દાવો કરવા છતાં ઘોર હિંસાના કૃત્યોને એક યા બીજી રીતે ઉત્તેજન આપવા આપણા જ ભાઈએ આગળ આવે, એના જેવો દુઃખનો વિષય બીજો કયો હોઈ શકે ?

જે લોકો બીજા જીવો પર નિર્દયતા વાપરે છે તેઓ ખરી રીતે પોતાની બરાબર બીજા જીવોને સમજતા નથી. સંસારના નાના કે મોટા ગમે તે જીવ હશે, તે સર્વે જીવવા ઇચ્છે છે. મરવાને કોઈ ચહાતું નથી. આપણે જીવવાને ઇચ્છતા હોઈએ, તો બીજાને જીવવા દેવા જોઈએ. ' જીવો અને જીવવા દો ' આ સૂત્રને જો હંમેશાં હૃદયમાં રાખવામાં આવે તો માણસ ઘણા પાપોથી બચી જાય, ઘણી હિંસાથી બચી જાય.

o o o o

મહાનુભાવો ! હિંદુસ્તાન એ તો ધર્મક્ષેત્ર છે. ભારતભૂમિ એ પવિત્ર ભૂમિ છે. આ ભૂમિમાં અત્યારે કેટલાં ઘોર પાપો થઈ રહ્યા છે ? તે

પાપોના પ્રાયશ્ચિત આપણે ભોગવી રહ્યાં છીએ. માટે જો તમારે સુખી થવું હોય, તો લોભ ઓછો કરો, પાપ ઓછાં કરો. જીવો પર દયા કરો.

બ્હેનો અને ભાઇઓ ! જરા પૂર્વ સમયનો ઇતિહાસ તો તપાસો અકબરના સમયમાં હિંદુસ્તાન દેશ કેટલો બધો સુખી હતો ! તેણે પશુવધ બંધ કર્યો હતો જુલ્મી કરો બંધ કર્યા હતા. ખેતીને માટે ભરપૂર જમીન હતી. મનુષ્યના જીવનને ઉપયોગી દૂધ, દહિં. અનાજ, વસ્ત્ર પુષ્કળ મળતાં હતાં. ૧ રૂા. ના ૨૭૦ રતલ ઘઉં મળે; ૧ રૂા. નું ૮૫ રતલ દૂધ મળે, ૧ રૂા. નું ૨૧ શેર ઘી મળે. એ હિંદુસ્તાનને બીજુ શું જોઇએ ? આજની શી દશા છે તે સમજાવવાની જરૂર છે ખરી ?'

: ૬૫ :

## નવરાત્રિ-હિંસાનિષેધ પ્રવૃત્તિ



નવરાત્રિ એટલે નારીજીવનનો મહામહોત્સવ-આ પ્રસંગે જગનજનેતા જગદંબાનો મહોત્સવ હિંદુઓનો મોટો ભાગ આતુરતાથી ઉજવે છે અને એ રીતે આત્માને સંતોષે છે

પણ જગદંબાની પૂજાને નામે કેટલાક હિંસાના અનિષ્ટ તત્ત્વો પણ સંસારમાં દાખલ થઈ ગયા છે એની આગળ પાડા-બકરા, ઘેટા-કુકડાનો ભોગ આપવામાં આવે છે. આ પ્રથા કેટલાક માંસાહારી પુજારીઓએ માંસના દેહને માંસથી પોષવાની ખાતર ઊભી કરી હોય એમ લાગે છે બાકી જે જગદંબા છે-જગતની માતા છે-તે આવી હિંસાથી તૃપ્ત થાય ખરી ? ઊલટું એના હૈયામાં તો પારાવાર વેદના થાય ? એક માં પોતાના સંતાનને મારશે ખરી ? તો પછી આવા જગદંબાના મંદિરમાં આમ પશુઓના બલિદાન અપાય એ કેટલું ઉત્કટ અને નીચ કાર્ય છે ?

મુનિરાજના પણ સાંભળવામાં આવ્યું કે કરાચીમાં નવરાત્રિ ઉત્સવ રમઝટથી ઉજવાય છે. પણ ઢેડ, ભંગી, વાઘરી, કોળી, ચમાર, ભીલ વગેરે અજ્ઞાની લોકો પોતપોતાના મહોલ્લાઓમાં અને કેટલાક પોતપોતાનાં રહેવાનાં ઘરોમાં પણ માતાને નામે નવરાત્રિની પૂજામાં આઠમથી દશમ સુધી ઘોર હિંસા કરે છે.

અને એ સાંભળી અહિંસાના પરમ ઉપાસક મુનિરાજ વિદ્યાવિજયજીનું હૈયું દ્રવ્યું-એમને પારાવાર વેદના થઈ. આ શું ? આજે વીસમી સદીમાં પણ પ્રજા કેટલી અજ્ઞાનમય છે ? જ્ઞાનનો પ્રકાશ હજી જાણે ઘણે દૂર છે. સર્વત્ર શું અંધકાર વ્યાપ્યો છે ? અને એમનો આત્મા પોકારી ઉઠયોઃ ' આ અનિષ્ટ પ્રથા બંધ થવી જોઇએ. ' માતાની પૂજામાં સેંકડો જીવોનો સંહાર શા માટે થવો જોઇએ ?

મસાર' ને 'હિતેચ્છુ' જેવા વર્તમાનપત્રોએ પણ આ પ્રવૃત્તિને ઘણો વેગ આપ્યો.

અને આ રીતે આવેશી પ્રવૃત્તિઓનુ પરિણામ ધાર્યા કરતાં પણ વધારે સુંદર આવ્યુ જ્યાં જ્યાં પડેરાઓ બેસાડતા આવતા હતા ત્યાં ત્યાં એક પણ જીવની હિંસા થવા પામી નહોતી કેટલેક સ્થળે તો કાયમને માટે હિંસા નહિ કરવાની લોકોએ પ્રતિજ્ઞા લીધી

આ બધુ મુનિરાજની અજબ શક્તિને આભારી હતુ.

નવરાત્રિમા પશુવધ બધ કરાવવાની, શાન્ત પડેરા અને ઉપદેશની જે પ્રવૃત્તિ આદરી, એમા અનેક પ્રકારના અનુભવો પણ મળ્યા આવા અનેક પ્રસગો પૈકીના એક પ્રસગનોજ અહી ઉલ્લેખ કરીશુ

વાઘરી કોમની એક બાઇ—જેને જોતા જ કપારી છૂટે—કઠોર હૃદયના માનવી બી પણ જાય–એ ઘોમીવાડની બાજુમા આવેલી ખોપ રામીનની પાછળની વાઘરીવાડમા રહેતી આ બાઇ લોટા ભરીભરીને ચાર પાચ બકરાઓનુ લોહી પી જતી આ બાઇએ પડેના તો ખૂબ હઠ પકડી, પણ મુનિરાજે પોતાનો પ્રયત્ન ન છોડયો એ દિવસ વિદ્યાવિજયજી કેટલાક ગૃહસ્થો સાથે તેને ત્યા ગયા આ બાઇએ મુનિરાજ વિદ્યાવિજયજી આગળ ખૂબ ધૂણ્યા પછી પ્રતિજ્ઞા કરતા કહ્યું કે મારે ત્યા મહાત્માઓ અને આવડુ મોટુ મહાજન પધાર્યું છે તો હું માતાની આગળ કયારે પણ જીવ વધ નહિ કરૂ અને અમારી આખી કોમમાથી આ રિવાજ દૂર થાય એમ કોશીષ કરીશ

આનુ નામ સિદ્ધિ મુનિરાજના દર્શન માત્રથી—આ પાપી બાઇનો

અજબ જેવોન્ન કંપી શકાય એવો હૃદયપટો થયો.

તેવી જ રીતે ફટાકડાની અનિષ્ટ પ્રથા પણ મુનિરાજના પ્રયત્નથી બંધ થઇ હતી ને કરાચી શહેરના ફટાકડા વેચનારા દુકાને બેઠા બેઠા બગાસા ખાવા લાગ્યા હતા.

સાચા સાધુઓના જ્યાં જ્યા પગલા પડે છે ત્યાં ત્યાંની ધરતી પુણ્યવંતી બને છે.

: ૬૬ :

## દીક્ષા પ્રવૃત્તિ



દીક્ષાઓ વિષે છેલ્લાં થોડાંક વર્ષોથી જૈન સમાજમાં મોટો મતભેદ પેદા થયો છે. કેટલાક યુવાનો તો એમ માનતા જ નથી એટલું જ નહિ, તેઓ તો સાધુઓની સંસ્થાની આવશ્યકતાનો પણ અસ્વીકાર કરે છે. કેટલાક યુવાનો સાધુઓની જરૂરિયાતને માન્ય ગણે છે. પણ એ માટે લાયક માણસો સાધુપદ સ્વીકારે એમ ઇચ્છે છે. અપ્રમત્ત સાધુની જવાબદારી મહાન હોય છે. એ પદની મહત્તા પણ મોટી છે. એ જવાબદારી અને એ મહત્તા સાધુ ન સમજે તો એ સાધુ નથી. સાધુતાના સ્વાંગ નીચે સંસારી છે-સંસારીથી અધમ છે. અને એવો માનવી સાધુના સ્વાંગ નીચે જગતની કુસેવા કરે છે. જગતને ઉન્નતિને માર્ગે લઇ જવાને બદલે અવનતિને માર્ગે લઇ જાય છે. દીક્ષા દેનાર ગુરૂમાં પણ એ માટેની યોગ્યતાની આવશ્યકતા છે. જૈન શાસ્ત્રકારોએ દીક્ષા

આપનાર અને દીક્ષા લેનાર બંનેમાં કયા કયા ગુણો હોવા જોઈએ તેનુ વિસ્તારથી વર્ણન કર્યું છે અપવાદ તો હોય જ. યોગ્ય માણસ પણ દીક્ષા લીધા પછી અયોગ્ય નીવડી શકે છે અને અયોગ્ય માણસ પણ દીક્ષા લીધા પછી ગુરુના માર્ગદર્શન અંગે પોતાનો ઉત્કર્ષ સાધી શકે છે.

કરાચીમા મુનિરાજ વિદ્યાવિજયજીના ગુરુદેવ વિજયધર્મસૂરિજીની પંદરમી જયંતી હતી. તે પ્રસંગે અમદાવાદથી બે ઉદયપુરી ગૃહસ્થો આવ્યા હતા. તેમા રૂપનાથજી બનોરિયા વિદ્યાવિજયજીના જૂના પરિચિત ગૃહસ્થ હતા. તેમની સાથે એક ત્રીસ વર્ષની ઉમરનો મેવાડી ગૃહસ્થ હતો તેનું નામ રણજીતસિંહ. રૂપનાથજીએ એને દીક્ષાના ઉમેદવાર તરીકે વિદ્યાવિજયજી આગળ ઓળખાવ્યો.

અને બધી જાતની તૈયારીઓ થઇ ગઇ

તેજ પ્રસંગે પુખરાજ બાફણા નામનો યુવક પણ દીક્ષા લેવા માટે મુંબઈથી આવી પહોંચ્યો એના ભાઇની અનુમતિ મળતા અને દીક્ષા આપવા માટે પણ તૈયારીઓ કરવામાં આવી

બંનેને દીક્ષા આપવામાં આવી આજે એ બંને જાણે સંસારમાથી સાધુતાના સોપાન ઉપર પગ માંડ્યા. એ પગના બાળકની પા પા પગલી જેવા કહી શકાય

શ્રદ્ધાળુ શ્રોતાઓ એમાં ચિત્ત પરોવીને જ્યારે જ્ઞાનગોષ્ઠિને અંતરમાં ઉતારતા હોય અને એને અંગે ચર્ચા થતી હોય ત્યારે એનો રંગ અજબ જામે છે. હૈયામાં ભાવનાનો મહેરામણ જાણે ઉછાળે ચડે છે. આત્માને ભક્તિ ને જ્ઞાનનાં અલૌકિક નીરમાં જાણે સ્નાન કરાવે છે–એને ભયરહિત –વિશુદ્ધ બનાવે છે.

આવો અનેરો આનંદ જામ્યો હતો ત્યાં એક ભાઈ આવી મુનિરાજને બહાર બોલાવી ગયા ને કહ્યું :

'રમેશવિજય ચાલ્યા જવાની તૈયારી કરે છે. ન્યાલચંદ કુવાડિયાને મોકલો. એમ શ્રી જયંતવિજયજી મહારાજ મરલીથી ટેલિફોન દ્વારા કહેવડાવે છે.'

મુનિરાજ માટે આ સમાચાર નવા હતા. એમણે સ્વપ્નામાં યે નહોતું ધાર્યું કે રમેશવિજય જવાનો વિચાર કરતો હશે. મુનિરાજે જવાબ આપ્યો.

'જતો હોય તો તેને જવા દેજો. જરા યે રોકશો નહિ.'

પુન: મુનિરાજ અંદર આવ્યા અને પોતાની જ્ઞાનગોષ્ઠી શરૂ કરી અને જરા રંગ જામ્યો ત્યાં બીજા એક માણસે આવીને એમને બહાર બોલાવી જણાવ્યું :

'ટી. જી. શાહે આપેલાં કપડાં પહેરીને અને આપેલા પૈસા લઈને તે ચાલ્યો ગયો. મીરપુરખાસ ખબર આપો કે રેલ્વેના કંટ્રોલર હુરગોવિંદભાઈ એને અટકાવે.'

વિદ્યાવિજયજીએ જવાબ આપ્યો :

'શ્રી. જયંતવિજયજી મહારાજને કહો કે એને રોકવાની જરૂર નથી.'

એટલું કહી મુનિરાજ પોતાના સ્થળે આવી પુનઃ જ્ઞાનચર્ચામાં પડયા.

અંદર બેઠેલા કોઈને આ સંબંધી જરાયે જાણ થઇ ન હતી.

પણ પછી ગામમાં કોલાહલ થયો ને સંઘના બોર્ડ ઉપર વાત આવી ત્યારે જ મુનિરાજ પાસે બેઠેલા સૌને એ વાતની જાણ થઈ

બીજે દિવસે સૌએ મુનિરાજને પૂછયું:

' આ બધું કયારે બન્યું ? '

મુનિરાજે જવાબ આપ્યો.

' આપણે કાલે ચર્ચા કરતા હતા તે વખતે. '

સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો

મુનિરાજે સૌને કહ્યું:

' આમાં નવાઈ પામવાની વાત નથી. જીવનની સંધ્યાને કાંઠે ઉભેલા સાઠ-સાઠ વર્ષના વૃધ્ધ પુરૂષો પણ ઘોર પાપ જાગૃત થવાથી ચાલ્યા જાય છે તો પછી આ બિચારાને શું કહેવું ? એમાં એનો જરા યે દોષ નથી. સાધુતાના સ્વાંગ નીચે એ અધમ લીલા આચરત તેનાં કરતાં એ ચાલ્યો ગયો એ ઘણું જ સારૂં થયું. '

હું તો દીક્ષા આપતાં પહેલાં અને દીક્ષા આપ્યા પછી પણ કહેતો જ આવ્યો છું કે જેને સાચો વૈરાગ્ય હોય, જેને ચારિત્ર્ય પાળવું હોય, જેને આત્મસાધન કરવું હોય, તેણે જ સાધુ અવસ્થામાં રહેવું જોઈએ.

અમારે ત્યાં નાની દીક્ષા અને વડી દીક્ષા એવા બે ભેદ છે. નાની દીક્ષા આપવાનો હેતુ જ એ છે કે મહિનાઓના કસોટી પછી તેને વડી દીક્ષા આપવી.

વડી દીક્ષા ન આપી હોય ત્યાં સુધી કોઈનું મન ચલાયમાન થાય અને તે ઘરભેગો થાય તો એમાં હું કંઈ મહત્ત્વ જોતો નથી. કર્મની વિચિત્રતાઓને આધીન તમામ જીવો હોય છે. ઉત્તમ ગૃહસ્થાશ્રમમાં રહેતો માણસ વ્યભિચારી બને યા કોઈની છોકરી લઈને ભાગી જાય, તો તે વખતે આપણે એમ જ કહીએ કે બિચારાના પાપનો ઉદય છે. વળી વડી દીક્ષા આપ્યા પછી પણ અને ૨૫ ૩૫ કે તેથી વધારે વર્ષો સુધી ચારિત્ર્ય પાળ્યા પછી પણ કોઈ પ્રબળ પાપના ઉદયથી પતિત થાય તો તેને કોણ રોકવા જનાર છે? આ જમાનામાં આવું બને છે એવું નથી. હમેશાં સંસારીઓમાં અને સાધુઓમાં આવી સ્થિતિઓ બની આવી છે. આ બધું કર્મની વિચિત્રતાનું પરિણામ છે.'

: ૬૭ :

## સામાજિક પ્રવૃત્તિ



મુનિરાજ વિદ્યાવિજયજીના કરાચીના વસવાટ દરમિયાન તેઓશ્રીએ સિંધના ગવર્નર સર લેન્સલૉટ ગ્રેહામ સાહેબની તા. ૭-૯-૩૭, ૧૧-૭-૩૮ અને ૧૨-૧-૩૯ એમ ત્રણ વાર મુલાકાત લીધી હતી.

આ લોકપ્રિય ઉદાર અંગ્રેજ અધિકારીના હૈયામાં મુનિરાજને માટે માનની લાગણી ઉત્પન્ન થઈ હતી અને પ્રત્યેક મુલાકાત પ્રસંગે મુનિરાજને પૂરતો સમય આપી એમણે જૈનધર્મને લગતી તમામ બાબતો શ્રવણ કરી હતી અને સારી લાગણી વ્યક્ત કરી હતી.

એમ આ દિવસો કેવળ જૈનો માટે રજાના દિવસ તરીકે મંજુર કર્યા છે પણ વિદ્યાવિજયજી ઇચ્છતા કે મહાવીર જયંતીનો દિવસ જનરલ હોલી ડે તરીકે મંજુર થાય. પરંતુ સિંધમાં જૈનોની સંખ્યા ઓછી છે એવું કહેવામાં આવ્યું. મુનિરાજે જણાવ્યું

'ખરી રીતે અધિકાર ભોગવનાર જૈનોની સંખ્યા ઓછી હોવા છતાં જૈન કોમ એક મોટી, ઉદાર અને શાંતિ પ્રિય છે એ દ્રષ્ટિએ એના માનની ખાતર પણ એક અથવા બે દિવસો જનરલ હોલી ડે તરીકે મંજુર કરે એ ગવર્નમેન્ટનું કર્તવ્ય છે. ગવર્નર સાહેબે આ સંબંધી પોતાથી બનતું કરવાનું વચન આપ્યું હતું.

આ ઉપરાંત સિંધ ગવર્નરે મુનિમંડળીના કચ્છ તરફના વિહાર માટે એમની સાથે જનાર ગૃહસ્થોની મંડળીને માટે જોઇતી અને બની શકતી તમામ સગવડો કરી આપવા પોલીસ ખાતાને ભલામણ કરી હતી. તેને કારણે મુનિરાજ શ્રી. જયંતવિજયજીને અને પછીના વર્ષે મુનિરાજ વિદ્યાવિજયજીને કચ્છ જવા માટે ઘણી જ અનુકુળતા મળી હતી.

## શ્રી. હિંમાશું વિજયજી સ્મારક

હિંમાશુવિજયજી જેવા ચારિત્ર્યવાન વિદ્વાન સાધુનો હાલા ખાતે સ્વર્ગવાસ થયો એ સૌને માટે દુ:ખનો વિષય હતો–એમના સ્વર્ગવાસને બીજે દિવસે તેમના સ્મારક ફંડની શરૂઆત થઇ હતી. હાલાના સંઘે પોતાના તરફથી શ્રી. હિમાંશુ વિજયજીની એક દેરી અને પાદુકા રાખીને સ્મારક કાયમ રાખવાનું જાહેર કર્યું હતું.

કરાચીમાં આવ્યા પછી ત્યાં પણ સ્મારક પ્રવૃત્તિ ઉપાડવામાં આવી–શ્રી. હિમાંશુ વિજયજી ગ્રંથમાળા શરૂ કરવી અને ઉજ્જૈનની શ્રી વિજય-

ધર્મસૂરિ જૈન ગ્રંથમાળાની ઉપગ્રંથમાળા તરીકે એને જોડી દેવી એવો નિર્ણય થયો. કરાચી સંઘે આ સ્મારક માટે રૂપિયા બે હજારની રકમ એકઠી કરી અને પાટડી મારવાડના એક ગૃહસ્થ શેઠ તારાચંદજી સાંકલજીએ રૂપિયા અગીઆરસો આપ્યા. મુંબઇથી પણ પંદરસો સોળસો રૂપિયાની રકમ ભેગી થઇ. તે ઉપરાંત અમદાવાદ, દેહગામ, સિરોહી બધેથી પણ રકમો આવી પહોંચી આમ એકંદરે સાત હજારનો ફાળો ભેગો થયો અને ગ્રંથમાળાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું અને એ દ્વારા શ્રી. હિમાંશુવિજયજીના પ્રગટ-અપ્રગટ લેખોએ પોતાના પોપચાં ઉઘાડી ગ્રંથાકારે પ્રસિધ્ધનો પ્રકાશ જોયો.

આ ઉપરાંત મુનિરાજે કરાચીના ટૂંકા વસવાટ દરમિયાન અનેકવિધ પ્રવૃત્તિઓમાં પોતાનો ફાળો નોંધાવ્યો હતો. જાણે કરાચીના સામાજિક અને ધાર્મિક જીવનમાં નવો પ્રાણ ન ફુંકાયો હોય ! જાણે કરાચીના આંગણે કોઇ અવધૂત પ્રજાને જાગૃત કરવા ન આવ્યો હોય ! જાણે કરાચીના ભાગ્ય ન જાગી ઊઠયાં હોય એમ કરાચીનું વાતાવરણ મુનિરાજ વિદ્યાવિજયજીની ધાર્મિક અને સામાજિક-અનેકવિધ પ્રવૃત્તિઓથી ગાજી રહ્યું હતું.

કરાચીના યુવાનોને જાગૃત કરવા માટે મુનિરાજ તરફથી રાતના ૯-૧૦ વાગતાં સુધી જ્ઞાનચર્ચા રાખવામાં આવતી. એમાં આજના યુવાન માનસના ધાર્મિક તેમજ સામાજિક વિચારો કયે માર્ગે જઇ રહ્યા છે એનો અભ્યાસ કરવાની મુનિરાજને તક મળી. અને એને અંગે એમને પ્રસંગોપાત તેમના કર્તવ્યનું ભાન કરાવવામાં આવતું. અને આને અંગે યુવાનોની પ્રવૃત્તિને વેગ આપવા માટે એક વકતૃત્વ વર્ગ શરૂ કરવામાં આવ્યો. આ વકતૃત્વવર્ગમાં યુવાનો ઉપરાંત વૃદ્ધો પણ રસ લેવા લાગ્યા. જૈનો ઉપરાંત જૈનેતર યુવાનોનાં પગલાં પણ પડવા લાગ્યાં. જ્યાં જ્ઞાનપુષ્પની ફોરમ લહેરાતી હોય

ત્યાં એની અનોખી સુવાસથી આકર્ષાઇ સૌ કોઇ દોડી આવે એ સ્વાભાવિક છે. મુનિરાજનાં જ્ઞાનની સુવાસ આખા યે દશાચીમાં મહેક મહેક મહેકી રહી હતી. સૌના હૈયાને મહેકાવી રહી હતી.

અને વક્તૃત્વવર્ગમાંથી યુવક પરિષદ બોલાવવાનો વિચાર જન્મ્યો અને એ પરિષદ બોલાવવા માટે તા. ૫ : ૨ : ૩૮ના રોજ 'જૈનયુવક સંઘ' ની સ્થાપના કરવામાં આવી. છતા એમા ' હોહાઇ ' અને ' ઝાકાવાડી ' આવા તક મુનિરાજની દૃષ્ટિ જોઇ શકી. અને એમને દુઃખ થયું. એને અંગે યુવકોની પ્રવૃત્તિ શિથિલ થઇ ગઇ. છતા એ યુવકસંઘની પ્રવૃત્તિ અવારનવાર ત્યાં ચાલુ હતી.

: ૬૮ :

## વિભુતિઓની જયંતીઓ



વિદ્યાવિજયજીને પોતાના પૂજ્ય ગુરૂદેવ વિજયધર્મસૂરિશ્વરજી માટે બેહદ ભક્તિભાવ છે એ વિષે આગળ વિસ્તારથી લખવામા આવ્યુ છે.

પોતે જે જે સ્થળે ચતુર્માસ કરે છે ત્યા ત્યાં ભાદ્રપદ માસના શુક્લ પક્ષમા વિશિષ્ટ પ્રકારની પ્રવૃત્તિઓ તેઓ આદરતા ભાદ્રપદ સુદ અગિયારસને દિવસે અકબર પ્રબોધક, જગતગુરૂ શ્રી હિરવિજયસૂરિજીની જયતી આવે છે. અને ભાદરવા સુદ ચૌદશના રોજ સ્વર્ગસ્થ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની પુણ્યતિથિ આવે છે

આજ કારણથી વિદ્યાવિજયજી પ્રતિવર્ષ શ્રાવણ વદ અગિયારસથી ભાદરવા વદ એકમ બીજ સુધીના દિવસો ધર્મ ક્રિયાઓમા તેમજ સામાજિક

પ્રવૃત્તિમાં વ્યતીત થાય એ રીતનો કાર્યક્રમ યોજે છે.

આજે તો જયંતીનો પવન ખૂબ વાયો છે. પણ જયંતી કોની હોય ? જેણે પોતાના દેશને કાજે પ્રાણની આહુતિ આપી હોય એવા રાષ્ટ્રવીરની, જેણે ધર્મને કાજે પોતાના સમગ્ર જીવનને ન્યોછાવર કર્યું હોય તેવા ધર્મવીરની અથવા તો જેણે પરાર્થે પોતાના જીવનનું સમર્પણ કર્યું હોય એવા કોઈ પરોપકારી મહાનુભાવની.

પણ આજે જગતની દૃષ્ટિ ટૂંકી થતી જાય છે. પ્રગતિના આ જમાનામાં પ્રગતિને નામે જગત પીછેહઠ કરી રહ્યું છે. સામાન્ય માનવીઓ ગુરુને ગાગડે ગાંધી બની પોતાની જાતની મહત્તા વધારવાના ફાંફાં મારી રહ્યાં છે. લાયકને લાયક સ્થાન આપવામાં જાણે એમને નાનમ લાગે છે. રખેને પોતાની ક્ષુદ્રતા ઉઘાડી પડી જશે એવી બીક રહે છે પણ જેઓ સાચા સેવક છે—રાષ્ટ્ર અને ધર્મના—પ્રજા અને પ્રભુના—તેમને માટે તો ઇશ્વરના આશીર્વાદ સદા ઊતરતા જ હોય છે. તેઓ તો એનો અમર સંદેશ લઈને જ જગતમાં આવ્યા હોય છે.

એવી જ મહાન વિભૂતિ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિ મહારાજ હતા. એમની જયંતી ભારે ધામધામથી જૈન પ્રજા, અને સમસ્ત પ્રજા ઉજવે એ પોતાની જાતને ધન્ય કરવા સરખી છે.

એમની પંદરમી જયંતી કરાંચી ખાતે સારી રીતે ઉજવવામાં આવી. તે ઉપરાંત તે સાથે અઠ્ઠાઇ મહોત્સવ પણ ઉજવવામાં આવ્યો. આ ત્રણે દિવસ જમશેદજી નસરવાનજી મહેતા, સાધુ ટી. એલ. વાસવાણી અને દુર્ગાદાસ એડવાનીએ અનુક્રમે પ્રમુખસ્થાન લીધું હતું.

આ પ્રસંગે જૈન જ્યોતિના તંત્રી ભાઇ ધીરજલાલ ટોકરશી શાહ

ખુશાલભાઇ વસ્તાચંદ, પંડિત લાલન, પં. લોકનાથ, વગેરેએ ઉપયોગી પ્રવચનો કર્યાં હતાં.

તે ઉપરાંત હીરાલાલ ગણાત્રા, બ્હેન પાર્વતી સી. એડવાની, પી. ટી. શાહ ડૉ. કે. બી. પટેલ, વગેરેએ પણ પોતાનું પ્રાસંગિક વક્તવ્ય રજૂ કર્યું હતું.

સોળમી જયંતી પણ ભરચક કાર્યક્રમથી ઉજવવામાં આવી હતી. આ પ્રસંગે અઠાઇ મહોત્સવ સાથે વિશેષતા શાંતિસ્નાત્રની હતી.

ત્રણ દિવસના કાર્યક્રમમાં કરાચીના મોડ મેયર હાતીમ અલવી, જમશેદ મહેતા, શેઠ શકરાભાઇ લલ્લુભાઇ એમણે અનુક્રમે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

આ પ્રસંગે પણ વક્તાઓનાં પ્રસંગોપાત વ્યાખ્યાનો યોજયાં હતાં. આ જયંતી પ્રસંગે કરાચીની કોઇપણ કોમના વક્તાઓને, વક્તૃત્વકલાની હરિફાઇમાં ઉતરવા નિમંત્રવામાં આવ્યા હતા. જુદી જુદી કોમોના પંદર જેટલા વક્તાઓએ હરિફાઇમાં ભાગ લીધો હતો અને એમાં ઉત્તીર્ણ થયેલાને ઇનામો આપવામાં આવ્યાં હતાં.

કરાચીના જાણીતા કીર્તનકાર ચુનીલાલ 'અંબારામ' વ્યાસે શ્રી વિજયધર્મસૂરિજીનું આખ્યાન ગદ્ય-પદ્યમાં બે દિવસ સુધી સંભળાવી શ્રોતાઓને અનોખો આનંદ કરાવ્યો હતો. આવી રીતે જુદા જુદા ભરચક કાર્યક્રમોથી સત્તરમી જયંતી પણ ઉજવાઇ હતી.

વિદ્યાવિજયજી કેવળ પોતાના ગુરુદેવની જયન્તી મનાવીને જ સંતોષ માનતા નથી ભારતમાં જે જે વિભૂતિઓ થઇ છે-એક અથવા બીજી

રીતે જેમણે જેમણે જગતનું કલ્યાણ કર્યું. કે-જગતને સન્માર્ગો બતાવ્યા છે, તે તમામ વિભૂતિઓની જયન્તીઓમાં ભાગ લેવો-તેમાં સાથ આપવો વાસ્તવિકતા બતાવવી એને પોતાનો ધર્મ સમજે છે. આજ એમના વિશાળ હૃદયનું પ્રમાણ છે. શ્રી કૃષ્ણ ભગવાન, મહાવીર સ્વામી, મહાત્મા કબીર અને જરથોસ્ત સાહેબની જયંતીઓ તેમજ ગણેશોત્સવની ઉજવણી વખતે પણ મુનિરાજ વિદ્યાવિજયજીએ હાજરી આપી અધ્યક્ષપદ સ્વીકાર્યું હતું અને પ્રત્યેક અવસરે પ્રાસંગિક પ્રવચનો કરી દરેકનાં જીવન અને કાર્યનું રહસ્ય સમજાવ્યું હતું.

આ ઉપરથી મુનિરાજના સર્વ ધર્મના અભ્યાસનો તેમ જ એમની વિશાળ ધર્મભાવનાનો આપણને ખ્યાલ આવી શકે છે.

ઇ. સ. ૧૯૩૭માં કૃષ્ણ જયંતી ઉજવાઇ તે પ્રસંગે મુનિરાજ વિદ્યાવિજયજીએ પ્રવચન કરતાં પોતાના મનનીય વિચારો દર્શાવ્યા હતાઃ

'કૃષ્ણ ભગવાનની જયંતી, માત્ર સભાઓ ભરીને વ્યાખ્યાનો કરીએ, એટલાથી સમાપ્ત થતી નથી. જેની જયંતી ઉજવાય, એના જીવનમાંથી કંઇક ગુણ લેવાય તો જ તે જયંતીની સફળતા કહેવાય. પ્રતિવર્ષે જયંતી ઉજવો છો, તમે તમારા જીવનનું અવલોકન કરો કે આટલાં વર્ષોમાં કયા અને કેટલા ગુણો સ્વીકાર્યા છે?

કૃષ્ણ ભગવાન બાલ્યાવસ્થાથી જ ગાયોના પૂજારી હતા. ગાયોને એમણે હિંદુસ્તાનનું મુખ્ય ધન માન્યું હતું. કૃષ્ણનો આજનો પૂજારી તેજ ગાયને 'ગાયમાતા' કહેવા સિવાય બીજી શી પૂજા કરે છે? આજનો હિંદુ શ્રીમંત મોટરો રાખવા મોટરગેરેજ બનાવશે અને મોટરોને સાચવવા માટે એક-બે નોકર પણ રાખશે, પણ ગાયને માટે તેને ત્યાં 'સ્થાન

નથી ને નોકર પણ નથી મળતો કે જે બાપ પોતાને અને પોતાનાં બાળકોને શુદ્ધ દૂધ આપીને શરીરે પુષ્ટ કરે છે. રસ્તામાં ગાય મળે તો ગાયના શરીર ઉપર હાથ ફેરવી આંખે લગાવે, ગાય સામી મળે તો તેના કપાળમાં કંકુનો ચાંદલો કરે; પણ ગાય વસુકી જાય અને દૂધ દેતી બંધ થાય તો બે પૈસા ગે આપ્યા સિવાય સીધી પાંજરાપોળમાં પધરાવે ? આ છે આપણી ગૌ પૂજા.

'આવી રીતે કૃષ્ણની ગીતાના ગુણ ગાનારાઓ ગીતામાં વર્ણવેલા યોગને કેટલો આદરે છે ?

મારી દૃષ્ટિએ કર્મયોગ વધારે શ્રેષ્ઠ છે. કર્મયોગથી માણસ ધર્મયોગી બની શકે છે. જ્ઞાનયોગી પણ બની શકે છે.'

ઇ.સ. ૧૯૩૮માં પ્રભુતત્વ પ્રચારકમંડળ તરફથી ઉજવાયલી કૃષ્ણજયંતી પ્રસંગે મુનિરાજ વિદ્યાવિજયજીએ પ્રમુખ તરીકે સુંદર પ્રવચન કર્યું હતુંઃ

'આજે કૃષ્ણલીલાના બહાના નીચે કૃષ્ણભકતો કૃષ્ણ ભગવાનની ભક્તિ કરી રહ્યા છે કે એક જાતનો સાંસારિક વિષયોનો પ્રચાર કરી રહ્યા છે ? આજે કૃષ્ણનું એક પણ ચિત્ર ગોપી વિનાનું તો નથી જ હોતું એ શું બતાવે છે.

હતી અને એમાં કબીરપંથના આચાર્ય મહંત સ્વામી શ્રી ભાવકૃષ્ણદાસજીના આગ્રહથી મુનિરાજ વિદ્યાવિજયજીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

એ પ્રસંગે ઉપસંહાર કરતાં એમણે જણાવ્યું હતું

' સંસારના પ્રત્યેક મહાપુરૂષના જન્મ પાછળ કંઈ ને કંઈ વિચિત્રતા અને કૌતુક રહેલાં હોય છે. આ રીતે કબીરસાહેબના જીવનમાં પણ કંઈક વિચિત્ર ઘટનાઓ હોય તો આશ્ચર્ય પામવા જેવું નથી આપણે તો જે મહાપુરૂષો ઉત્પન્ન થયા તેમનો સંદેશ શો છે ? તેઓ પોતાનું જીવન શી રીતે જીવ્યા ? જગતનાં કલ્યાણ માટે તેમણે શું કર્યું તે જ માત્ર ધ્યાનમાં રાખવાની જરૂર છે.

તા. ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૩૮ના રોજ પ્રભુતત્ત્વ પ્રચારક મંડળના આશ્રય નીચે પારસીઓના મહાન પયગમ્બર જરથોસ્તસાહેબનો જન્મોત્સવ મુનિરાજ વિદ્યાવિજયજીના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યો હતો. એ પ્રસંગે પણ મુનિરાજે પ્રેરક પ્રવચન કરી શ્રોતાઓને પોતાના જ્ઞાનનો લાભ આપ્યો હતો.

: ૬૯ :

## ગરીબોના સાથી



તા. ૨૪-૭-૩૭ ના રોજ મુનિરાજ વ્યાસપીઠ ઉપર વ્યાખ્યાન આપી રહ્યા હતા. હજારોની માનવમેદની એક ચિત્તે વાક્ધારા સમ સુધાની ઝડીઓ ઝીલી રહી હતી.

આજના પ્રવચનમાં કરાચીના જૈનોની ગરીમાઇનો ધ્વનિ પ્રવચન-દ્વારા રજૂ થયો. મુનિરાજે સંઘના મંત્રીને સૂચના કરી કે સીલબંધ પેટી મંદિરને દરવાજે મૂકાવવી અને તેમાં કોઇ પણ આર્થિક મુશ્કેલી ભોગવનાર જૈન ભાઇબ્હેન પોતાની સ્થિતિનું દર્શન કરાવતી ચિઠ્ઠી એમાં નાખી જાય. એને માટે આઠ દિવસની મુદત આપવામાં આવી. એમા એવી પણ ખાતરી આપવામા આવી કે કોઇની ખાનગી વાત બીજાને કહેવામાં આવશે નહિ.

મુનિરાજે આઠ દહાડા પછી જ્યારે પેટી ખોલાવી ત્યારે એમના

આશ્ચર્યની સીમા ન રહી. ચિઠ્ઠીઓનો એક મોટો ઢગલો એમની દૃષ્ટિગોચર થયો.

પ્રવચનમાં જ મુનિરાજે જણાવ્યું હતું :

'ભાઇબ્હેનો ! તમે જાણો છો કે હું સાધુ છું. કંચન કામિનીનો ત્યાગી છું. તમારી દર્દભરી અપીલના જવાબમાં હું શું કરી શકું એમ છું ? છતાં હું મારી જીભનો અને મારી કલમનો ઉપયોગ બનશે તેટલો કરીશ એટલી તો જરૂર ખાત્રી આપું છું.'

અને મુનિરાજને લાગ્યું કે આટલી બધી ચિઠ્ઠીઓ શું બતાવે છે ? માનવજીવનની કરુણ હાલતનું શું આ દુખદ પ્રતિક નથી ? જાણે એ ઢગલામાંના પ્રત્યેક કાગળમા પ્રાણ આવી મુનિરાજને પોતાની કથા ન કહેતો હોય! વગર વાંચે મુનિરાજે એના આર્તનાદો સાંભળ્યા. એમનું હૈયું કમકમી ઉઠ્યું. ગરીબાઇનો ગઝબ માનવીની આકાંક્ષાઓનો ભાંગીને ભૂકો કરી નાંખે છે-એના વિકાસને અવરોધે છે. ખીલતા કુસુમ સમાન કોમળ જીવનને અકાળે રુંગળાવી મારે છે.

આ દુ:ખીયારાઓની વહારે ચડવા માટે એક ગૃહસ્થે મુનિરાજને વચન આપ્યું હતું-માત્ર પત્રવ્યવહારથી-એનો મુનિરાજને પરિચય થયો ન હતો પ્રત્યક્ષ તો મળ્યા પણ ન હતા છતાં એ ગૃહસ્થને મુનિરાજ ઉપર અચળ શ્રદ્ધા બેઠી હતી.

એણે મુનિરાજને લખ્યું :

'આપ લખો તે ગૃહસ્થ ઉપર હું મદદ મોકલી આપવા તૈયાર છું. દુ:ખીને મદદ આપવી એ જ મારું પરમ કર્તવ્ય છે. વધુ રકમ માટે આજ્ઞા ફરમાવતા જાઓ.'

અજબ હતો એ ગૃહસ્થનો ભક્તિભાવ. મુનિરાજ પ્રત્યેની એની ભાવના અખંડ હતી. ગરીબોના બેલી થવા માટે એ પ્રાણ પાથરતો હતો. પ્રભુએ માનવીને લક્ષ્મી તો આપી હોય, પણ પૂર્વ ભવનાં પુણ્ય જાગ્યાં હોય ત્યારે જ એને આવી સદ્બુદ્ધિ સૂઝે છે. ત્યારે જ એ તિજોરીમાં કેદી બનેલી લક્ષ્મી ગરીબોની સેવા માટે સમર્પણ થાય છે. અને એવા એવા કોઇ વીરલા જ જીવનને ધન્ય કરે છે.

અને છતાં ય આજના જમાનામાં નજીવું દાન કરનાર પણ વર્તમાનપત્રને પાને પોતાનું નામ છપાય એ જોવા અત્યંત આતુર હોય છે. આજે જે થોડાઘણાં દાન થઇ રહ્યાં છે તેમાંનો મોટો ભાગ તો કેવળ કીર્તિની લાલસાને કારણે થઇ રહ્યો છે.

પણ આ દાન કરનાર ગૃહસ્થ નિસ્પૃહી હતો. એને નામની–કીર્તિની વાસના ન હતી. એના હૈયામાં તો સેવાની અચળ ભાવના હતી–ગુરૂદેવ પ્રત્યેની મમતા હતી–માનવતા હતી–સમર્પણના સંસ્કાર હતા.

માનવજાતનાં એ પરમ ઉપાસકને માનવતાએ સાદ દીધો અને એનું હૈયું જાગ્યું. મુનિરાજને લાગ્યું કે આવા મહાન માનવીનું નામ તો આપવું જ જોઇએ, પણ એ ત્યાગી પુરુષે નામ આપવાની મના કરી હતી. એવા પુરુષોને નામનાની પરવા નથી હોતી. એ તો કેવળ પોતાના ધર્મને જ ઓળખે છે. ફાંફાં મારવાથી કીર્તિ કદી મળતી નથી. નામની તખતી ચોડવાના મોહથી–બીજાની મહેનતનો યશ વિણ મહેનતે પોતાને નામે જમા કરાવનાર કેવળ મૃગજળની પાછળ ભમે છે. સુખ અને કીર્તિની લાલસામાં એ પોતાના પતનને નોતરે છે.

એ ઉદાર ગૃહસ્થ કરાચીના પોતાના એક ઓળખીતા દ્વારા અથવા કરાચીના સહાયક મંડળ ઉપર ગરીબોની રાહત માટે રકમો મોકલતો જ

ગયો. ને જે જે ભાઇને જે જે જાતની જરૂર હતી તે તમામ એણે પૂરી પાડી. એણે કેવળ કરાચીમાં જ નહિ પણ બહારગામથી પણ મદદ માટે પ્રાર્થના આવતાં ત્યાં પણ તપાસ કરાવી મદદ મોકલવા માંડી.

કરાચીના પ્રવાસ દરમિયાન મુનિરાજને ત્યાં કરાચીના ગરીબ જૈનો માટે એક ચાલીની તેમજ જૈન વીશીની આવશ્યકતા જણાઇ હતી. આજે તો આપણે જોઇ રહ્યા છીએ કરાચીના રંગરાગ જુદા પલટાઇ રહ્યા છે એનો ઇતિહાસ આજે નવો સર્જાઈ રહ્યો છે. ત્યાંના મોટા ભાગના હિંદુઓએ ત્યાંથી આજે વિદાય લીધી છે. ત્યાં આજે ક્રૂરતાના તાંડવ ખેલાઇ રહ્યાં છે.

કરાચીમાં મુનિરાજના નિવાસ દરમિયાન હોમ્યોપેથિક કૉલેજ, અને હુન્નરશાળાની સ્થાપના થઈ હતી જે પાછળથી ગૃહસ્થોની બેદરકારીથી બંધ થઈ હતી.

ઉપરાન્ત ઘણા યુવકોને ધંધે વળગાડવામાં આવ્યા હતા. ઘણી અસહાય બ્હેનોને મદદો આપવામાં આવી હતી. તેમજ ગરીબ વિદ્યાર્થીઓને અભ્યાસ માટે જોઇતી સગવડો કરી આપવામાં આવી હતી.

: ૭૦ :

# માંદગીને બિછાને



સં. ૧૯૯૪ ના ભાદરવા વદ પાંચમનો દિન હતો. આજે મુનિરાજ વિદ્યાવિજયજીની તબિયત અસ્વસ્થ બની છાતીમાં વ્યથા થવા લાગી.

એમની પાસે એમના શિષ્ય ચુનીલાલ શિવલાલ ગાંધી બેઠા હતા મુનિરાજે એ ભાઇને કહ્યું:

'ચુનીભાઈ! જરા છાતીએ બામ લગાવો' અને ત્યારબાદ એમણે વેદના અસહ્ય થવાને કારણે દાક્તરને બોલાવવાની સૂચના કરી.

થોડોક સમય વીત્યા પછી જ્યારે એમણે પોતાનાં લોચનો ખોલ્યાં ત્યારે સામે ત્રણ ત્રણ ડૉક્ટરો બેઠા હતા. ડૉ. મિસ્ત્રી, ડૉ. વિશ્વનાથ પાટીલ, ડૉ. ન્યાલચંદ દોશી અને એમની સાથે સંઘના આગેવાનો, ભાઈ ઓદરજી ખરાસ, સાધુઓ, હૈદ્રાબાદવાળા બહેન પાર્વતી અને બહેન ચંદ્રિકા વગેરે હાજર હતા. મુનિરાજે એક દૃષ્ટિ ફેંકતાં સર્વને જોઈ લીધાં.

જીવન માંદગીની એ અસહ્ય પળો વીતી ગઈ હતી. માંદગી, દુઃખ એ તો માનવીની કસોટી છે. અને પ્રભુમાં સાચી શ્રધ્ધાવાળા એ કસોટીની કારમી પળોમાંથી પસાર થઈ જાય છે. એમની જીવનનૌકા ડૂબું ડૂબું થતી સલામત રીતે કિનારે આવી પહોંચે છે.

મુનિરાજ વિદ્યાવિજયજીનું પણ જાણે એમ જ થયું. મૃત્યુના દૂત જાણે આવીને જતા રહ્યા. જાણે એમને લાગ્યું કે આ સાધુપુરુષની હજુ સંસારને જરૂર છે.

છતાં બિમારી ચાલુ જ હતી. મુનિરાજની જાણે એ કસોટી થઈ રહી હતી.

વૈદ કહેતા કે વાયુનો પ્રકોપ છે. રૂપચંદ જ્યોતિષી જોવા જ્યારે ને ત્યારે સાડાસાતની પનોતી કે ચોથો કે બારમો ચંદ્રમા બતાવતા.

કેટલીક ભોળા સ્વભાવની બહેનો કહેતી. 'મહારાજને નજર લાગી છે.'

તો કોઈ કહેતું: 'મારાજને કંઈ વળગ્યું છે.'

મુનિરાજ જેવી સંસારથી વિરક્ત વિભૂતિને વળી જ્યોતિષના જોષ શા જોવા હતા? એમને તે વળી નજર કેવી લાગવાની હતી? એમને

વળી વળગાડ કેવો ? આપણી અજ્ઞાનતાનું આ પ્રદર્શન ન હોય તો શું છે ?

સત્યને પારખતાં માનવજાત ક્યારે શીખશે? જો એ પરખ આવડી જાય તો માનવીને સ્વર્ગ એની પાસે જ જણાય,

મુનિરાજ જગતની અજ્ઞાનતા ઉપર હસતા. એમને લાગતું કે જગતમાં ઘણી અજ્ઞાનતા છે અને એ અજ્ઞાનતાને કારણે વહેમના વંટોળ વાઈ રહ્યા છે. જાણે જગત ઉપર મેલના થર જામી ગયા છે. સાચા જ્ઞાનરૂપી નીર સિવાય એ ધોવાય એમ નથી.

'મહારાજ! શિરો ખાવ.' અધુરામાં પૂરું એક ડાક્ટર આવીને બધી બારીઓ ઉઘડાવી નાખે, તો બીજો આવીને બંધ કરાવે.

આ બધા જુદા જુદા અભિપ્રાયોનું પ્રદર્શન જોઈ, બિમારીની વેદનામાં પણ કોઇ કોઈ વાર હાસ્ય સ્ફુરી આવતું. કોઇ વાર કંટાળો પણ આવતો છતાં મુનિરાજ જોઈ શકતા કે આ બધા જે કંઇ કરે છે તે પોતાના તરફના પૂજ્યભાવને અંગે કરે છે. સૌને પોતાને માટે મમતા છે. લાગણી છે, પૂજ્ય ભાવના છે.

સૌને લાગતું કે મુનિરાજ કેમ કરીને જલદી સારા થઇ જાય.

સૌએ મહારાજની સેવા સુશ્રુષા માટે સારો શ્રમ ઉઠાવ્યો અને એ સૌની મહેનત બર આવી. મહારાજશ્રીને આરામ થયો. દાક્તરોએ પણ માવજત કરવામાં બાકી રાખી ન હતી.

ડૉ. ન્યાલચંદ દોશીએ મુનિરાજની સુંદર સેવા બજાવી હતી. તેની કદર કરવા માટે શ્રી સંઘ તરફથી એમનો સત્કાર કરી માન આપવા એક મેળાવડો જૈન ઉપાશ્રયના હૉલમાં મુનિરાજ શ્રી. જયંતવિજયજીના પ્રમુખપણા નીચે યોજવામાં આવ્યો હતો.

આ સમયે વિદ્યાવિજયજી હજુ પથારીવશ હતા. તેથી તેમણે ડૉ. દોશીને આશીર્વાદ આપતો એક સંદેશો પાઠવ્યો હતો:

'મારી આ બિમારીમાં મને જે કંઇ દુઃખ થઇ રહ્યું છે તે બે બાબતનું છે. એક મારા નિમિત્તે ઘણાઓને ઉઠાવવી પડેલી તકલીફોનું અને બીજું મારે સેવવા પડેલા અપવાદોનું.

કેટલાક વર્ષોથી મારા મનમાં એમ થયા કરતું કે મારા નિમિત્તે

બીજાઓને તકલીફો ઓછી ભોગવવી પડે. એવી રીતે મારે મારું જીવન જીવવું. કારણ કે હું સેવા કરવા જન્મ્યો છું, સેવા કરાવવા નહિ.

પણ આવી બિમારી પ્રસંગે લાચારીથી મારા નિમિત્તે બીજાઓને ઊઠાવવી પડતી તકલીફો મારે જોવી પડી છે. 'અપવાદોનુ સેવન' એ પણ મારા માટે દુ:ખનું પરંતુ લાચારીનું કારણ બન્યું છે. જૈન શાસ્ત્રકારોએ અપવાદોનું વિધાન જરૂર કર્યું છે. અને તે ઉત્સર્ગની રક્ષાને માટે-ચાલતી ટ્રેઈને કોઈ અકસ્માત પ્રસંગે સાંકળ ખેંચ્યા વિના છુટકો નથી થતો અપવાદને હું સાંકળ ખેંચવાના સ્થાનમાં મૂકું છું. મારી આ બિમારીમાં જાણતાં કે અજાણતાં અનેકવાર સાંકળો ખેંચાણી હશે, પરંતુ તે મારે માટે અશક્ય પરિહાર હતો.'

: ૭૧ :

## વસમી વિદાય



કરાંચીની જનતાને મુનિમહારાજ વિદ્યાવિજયજી દ્વારા જે જ્ઞાન લાભ મળ્યો, ધર્મલાભ મળ્યો તે માટે તેમણે એમને માનપત્ર આપવાનો નિર્ણય કર્યો અને તે માટે તા ૨૯ મી જાન્યુઆરી ૧૯૩૯ ના રોજ સાંજે સાડાચાર વાગે ગુજરાતનગરમાં શિવમંદિર પાસેના મેદાનમાં પારસીઓના પ્રસિદ્ધ ધર્મગુરુ શમ્સ-ઉલ્-ઉલેમા,-ડૉક્ટર ધાલાના પ્રમુખપણા નીચે કરાચીના શહેરીઓની એક સભા મળી.

આ પ્રસંગે કરાચીના લગભગ તમામ મુખ્ય નાગરિકોની સહીથી મુનિરાજ વિદ્યાવિજયજીને માનપત્ર આપવામાં આવ્યું.

આ માનપત્રમાં મુનિરાજની કરાચીની સેવાઓનો પ્રશંસનીય રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે*

* જુઓ પરિશિષ્ટ આઠમું.

હાથી દાંતથી મઢેલી એક ચંદનની પેટીમાં મૂકી આ માનપત્ર મુનિરાજને આપવામાં આવ્યું હતું.

વાતાવરણમાં આજ આનંદ આનંદ છવાઇ ગયો.

સૌને લાગ્યું કે આજે કરાચી ધન્ય બન્યું છે. આવા મુનિરાજ વારંવાર ક્યાં કરાચીને આગણે આવવાના છે? એમણે કરાચીને જે જ્ઞાન-સંદેશ આપ્યો છે તે ન ભૂલાય એવો છે.

સભામાં માણસો તો માતા ન હતા. જાણે માનવમહેરામણ ન ઉલટયો હોય! માનવની ભરતી આવે ત્યાં તો એવાં જ પુર ચઢે!

મુનિરાજ જેવા સાધુ એ ચંદનની પેટીને શું કરે? એ તો રહ્યા પરિવ્રાજક–ત્યાગમૂર્તિ.

શ્રી. હીરાનાથ ગણાત્રાએ એ પેટીનું લીલામ કરવાની દરખાસ્ત રજૂ કરી અને શ્રી ખરાસે રૂપીઆ ૧૦૧ માં એ પેટી ખરીદી લીધી. આ રકમ જીવદયાના કાર્યમાં ખર્ચવા માટે નક્કી થયું.

આ પ્રસંગ કરાચીના ઇતિહાસમાં અદ્દભુત હતો. કરાચીને આંગણે કોઇ જૈન સાધુપુરૂષનુ આવુ અપૂર્વ સન્માન થવાનો આ પહેલો પ્રસંગ હતો.

આવનારા સર્વ કોઇનાં મન જીતી લીધાં છે, અને પોતાના શુધ્ધ આચાર અને વિચાર વડે પોતાના સતત કામ અને ઉપદેશ કાર્ય અને નાના મોટા સર્વને નિખાલસતાથી અને નિરાભિમાનથી મળવા બેટવાના ક્રમ વડે તેમણે પ્રત્યેકના ઉપર તેમના હૃદયની મહત્તાની છાપ પાડી છે.

આવા પુરુષોને લીધે જ જગતનો ક્રમ નિર્ભર છે, એવી અસર ઉપજાવી છે. પોતે જૈન ધર્મના આચાર્યપદે બિરાજવા છતાં ઇતર ધર્મ અને ધર્મીઓ પ્રત્યે હમેશાં સદ્દભાવ જ દાખવ્યો છે.

આવો પુરૂષ એક જૈનધર્મનો આચાર્ય છે એમ કોઈ શા માટે કહે! તેઓ હિંદુ ધર્મના અથવા આગળ વધીને કહીએ કે જગવ્યાપી જીવદયા ધર્મના આચાર્યનાં સ્થાન અને માનને યોગ્ય છે. અને તેવા પુરૂષની મહત્તાની કરાચીવાસીઓએ કરેલી કદરમાં અમે નરી યોગ્યતા જોઇએ છીએ. આવા ઉચ્ચારશી શુદ્ધ ચારિત્ર્યવાન ઉન્નત વિચારવાન અને માનવ-પ્રેમી તથા જીવદયા પ્રેમીના સન્માન અને કદરનશીનીના સાથી બનીએ છીએ અને પ્રભુ પાસે ચાહીએ છીએ કે વિદ્યાવિજયજી જેવાની જીવનપ્રણાલી અને કાર્ય ઇતર મહારાજો અને ધર્મોપદેશકો માટે દૃષ્ટાંતરૂપ થઇને અનુકરણ યોગ્ય બનો *

અને આમ કરાચી ખાતેનું કર્તવ્ય પૂર્ણ કરી તેઓ કચ્છના વિહારે નીસરવા તૈયાર થયા.

તા. ૧૮ મી ડીસેમ્બર ૧૯૩૯ નો એ દિવસ હતો. સવારના સાડા-આઠ વાગ્યા હતા, મુનિરાજ વિદ્યાવિજયજી અને એમના બંને શિષ્યોએ કરાચીના જૈન દેરાસરના ઉપાશ્રયમાંથી કચ્છ—ભૂજના વિહારે જવા પગલાં પાડયાં.

* હિતેચ્છુ તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૩૯

આ દૃશ્ય ખરેખર અદ્દભૂત હતું અવર્ણનીય હતું—નયન મનોહર હતું.

હજારોની વિશાળ માનવમેદની આ સાધુ પુરૂષને વિદાય આપવા આવી હતી. સૌના હૈયાને આજે પોતાનો સ્વજન પરદેશ જતો હોય એટલું દુઃખ થતું હતું. વાતાવરણમાં જાણે કરુણાનો ઘેરો રંગ છવાઇ રહ્યો હતો.

અને સરઘસ શરૂ થયું. બેન્ડના સુંદર સરોદો વચ્ચે જૈન સ્વયંસેવક દળના બંદોબસ્ત સાથે મોટા માનવસમુદાયે પ્રયાણ આદર્યું. પારસી કોલોનીમાં સૌ આવી પહોંચ્યા. મુનિરાજના પારસી શિષ્ય એદલ ખરાસને આંગણે તો આજે આનંદ માતો ન હતો. ગુરુદેવની પધરામણી થઇ હતી.

'વધામણી ! વધામણી ! વધામણી
આજ હો ! આનંદની વધામણી'

એમ શ્રી ખરાસનું આખું યે કુટુંબ આનંદસાગરમાં ઝોલા ખાતું હતું. શ્રી ખરાસે સરઘસમાં સાથે આવેલાઓને બુંદી સેવ જમાડી અકેક શ્રીફળની ભેટ આપી.

બીજે દિવસે મુનિરાજ ગુજરાતનગર પધાર્યા. ત્યાં શિકારપુરી શેઠ રાધેકીસનના બંગલે ત્રણ દિવસો ગાળ્યા અને ત્યાં પણ પોતાનાં પ્રવચન દ્વારા એમણે સૌને સદ્બોધ આપ્યો. અહીં જૈનસંઘના પ્રમુખ શેઠ છોટાલાલ ખેતસીભાઇએ મહારાજશ્રીને આપવાનું માનપત્ર* વાંચી સંભળાવ્યું. આ સભાનું પ્રમુખસ્થાન કરાચીના પારસી મેયર રૂસ્તમજી ખુરશેદજીએ સ્વીકાર્યું હતું.

* જુઓ પરિશિષ્ટ નવમું.

ત્યારબાદ તા. ૨૩ ૧૨-૩૯ના રોજ સવારથી એમણે વિહાર શરૂ કર્યો. આ પ્રસંગે પાંચસો સ્ત્રીપુરુષ અને બાળકો પહેલા મુકામ સુધી-ત્રણ માઇલ દૂર લાંધી સુધી સૌ કોઇ પગપાળા મુનિરાજ સાથે આવ્યાં હતાં.

બાદ મહારાજશ્રીના આશીર્વાદ લઈ સૌ કોઇ રવાના થયા હતા.

આમ મુનિરાજ વિદ્યાવિજયજીએ કરાચીની ભૂમિને પ્રણામ કર્યા અને ભૂજ જવા માટેનો વિહાર શરૂ કર્યો.

## : ૭૨ :

# કચ્છના કિનારે



વંકી કચ્છ તણી ધરતી, ને વંકી ભાષા ભણકાર,
ડો–દરિયાવાહિની વંકી સરિતા, વંક પહાડ તણી ઝણકાર;
સરવર જ્યાં સલિલે છલકંત,
મરવી કચ્છધરા ગુણવંત,

—દુલેરાય કારાણી

મલીરથી રવાના થતી વખતે મુનિરાજ વિદ્યાવિજયજી સાથે બે સાધુઓ, કેટલાક સ્વયંસેવકો, નોકરો, લોરીવાળા અને સિપાઇઓ એમ સૌ મળી શુમારે પચીસેક માણસોની ટુકડી હતી.

માર્ગમાંના કુદરતી દશ્યોનું અવલોકન કરતાં નવો નવો અનુભવ મેળવતાં અને માંસાહારીઓને બની શકે તેટલો બોધ આપી અહિંસાના માર્ગે વાળતાં મુનિરાજની આ મંડળી વિહાર કરી રહી હતી.

મલીર છોડયા પછી લાંધી, પીપરી, ગગરગોઠ, હાબેજી, ઘાથે, ગુંજો, ઠઠ્ઠા, સિંધુનો કાંઠો, સુજાવલ, દડી, મીરપુર, બઠોરો, ખોરવાહ, શેઠ મુલ્લાંખુરેન, તરાઈ, બદીન, લોહારી, કઠણુ, લાલા, જો પતન અને રહેમકી બજાર-આમ પ્રવાસ કરતાં કરતાં–આત્માનો આનંદ અનુભવતાં અનુભવતાં મુનિરાજનું મંડળ કચ્છના કિનારે પોષ સુદ ૭ ના રોજ આવી પહોંચ્યું.

મુનિરાજ વિદ્યાવિજયજીની મંડળી મલીરથી ઠઠ્ઠા આવી. ઠઠ્ઠા છોડયા પછી સાત માઇલ દૂર આવેલી સિંધુ નદી ઊતરવાની હતી. કરાચીવાળા શ્રી એદલ ખરાસે પહેલેથી ત્યાં આવી બંદોબસ્ત કર્યો હતો. એટલે જંગલમાં પણ મુનિમંડળને જરા ય મુશ્કેલી નડી ન હતી.

ત્યાંથી મુનિરાજ બદીન આવ્યા. કરાચી અને હૈદ્રાબાદથી સિંધી ભાઇબ્હેનો તો અહીં સુધી ધર્મલાભ લેવા આવતા હતા. શ્રદ્ધા એ અજબ વસ્તુ છે. એની જ્યોત સદા જેનાં અંતરમાં પ્રગટે છે એનું જીવન સાર્થક થાય છે. મુનિરાજના ત્યાગભાવે કરાચી અને હૈદ્રાબાદના ભાઇ બ્હેનો ઉપર ન ભુંસાય એવી છાપ પાડી હતી. તેઓ એમનો ભક્તિભાવ દર્શાવવા બદીન સુધી આવી પહોંચ્યા હતા.

સિંધ સરકારે મુનિમંડળીને માટે જેમ પોલીસની વ્યવસ્થા કરી હતી તેમ, પબ્લીક વર્કસ ખાતાના બંગલાઓની પણ વ્યવસ્થા કરી હતી.

છતાં કોઈ કોઈ મિજાજી અફસરનો પણ અનુભવ થયો.

અને એમનો મિજાજી દમામ જોઇ મુનિમંડળ હસી પડતું.

પણ જ્યારે એ ક્ષુદ્ર જીવોને બધી વિગતની જાણ થતી ત્યારે એ

સૌ પાણી પાણી થઇ જતા. અને મુનિરાજની સેવા માટે પ્રાણ પાથરવા તૈયાર થતા.

અને જનતા તો ભાવની ભૂખી છે. લોકોને જાણ થાય કે મુનિમંડળી આવી છે કે બિચારા ત્યાં દોડતા આવે. મીઠાઇ લાવે, પતાસા લાવે, કેટલાક રોકડ રકમ સાદર કરે.

મુનિરાજ વિદ્યાવિજયજી કહેતા : 'પૈસા અમે લેતા નથી '

આ સાંભળી લોકોને નવાઇ લાગતી. મીઠાઈ અને પતાસાં ગરીબોને વહેંચાવી દેવામા આવતા.

મુનિરાજના ઉપદેશની જબરી અસર થતી. કેટલાક તો પ્રવચનો સાંભળી માંસાહારનો ત્યાગ કરતા.

બીન મુનિરાજ પાસે આવ્યા. થોડાક વાર્તાલાપ થતાં એમનો પરિચય થયો. ધર્મચર્ચા થઇ.

એક જણે મુનિરાજને પૂછયું :

' आप हाथ देखते है ? '

મુનિરાજે ઠંડે કલેજે જવાબ દીધો

' नहि मैं हाथ नहि देखता, मुंह देखता हुं. '

બિચારા ઝંખવાણા પડી ગયા. મુનિરાજે કહ્યું: 'ભાઇઓ' તમારે હાથ બનાવવાની શી જરૂર છે ? જેને ખુદા ઉપર અકીન હોય તે કોઇને હાથ બતાવે ? કુરાને શરીફમાં ફકીરોને હાથ બનાવવાનું ફરમાન છે ?

મુનિરાજના આટલા શબ્દો એમને માટે બસ હતા.

એકે કહ્યું ' આપની વાત મુનિરાજ ! સાચી છે. '

બીજો બોલ્યો: 'ધૂર્ત સાધુઓ આવાં બહાનાં નીચે જગતને છેતરે છે.'

ત્રીજાએ જવાબ આપ્યો ' લોભિયા હોય ત્યા ધૂતારા ભૂખે ન મરે એ વાત સાચી છે. '

મસનમાનોના મક્કાશરીફ તરીકે ઓળખાતા ' બુહારી ' થઇ મુનિમંડળ કંઢણુ આવી પહોંચ્યું.

આ આખું યે ગામ માંસાહારી. હાડચામનું જાણે માળખું ન હોય એવો લંબુશ સાધુ મુનિરાજ પાસે આવી પહોંચ્યો હાથમાં કમંડળ અને ખભે ઝોળી લટકાવેલી હતી. ભૂખના દુઃખથી એ રિબાઇ રહ્યો હતો. માંસાહારી મુલકમાં તો એવી જ વલે થાયને ! એની મુઝવણનો પાર ન હતો.

વિદ્યાવિજયજીના સ્વયંસેવકોએ એને ભોજન કરાવ્યું અને રાતભર પોતાની સાથે રાખ્યો. બાવાજીનો આનંદ માતો ન હતો.

મુનિમંડળ ત્યાંથી રવાના થયું એટલે આ બાવાજી પણ એની સાથે સાથે રવાના થયો. રસ્તામાં એને મરડો થયો અને એની સ્થિતિ ગંભીર થવા લાગી. ખાવડા ખાતે આવ્યા ત્યારે બાવાજીને છુટો કર્યો.

આભારની લાગણી વ્યક્ત કરતા બાવાજી રવાના થયા.

આસ પોષ સુદ ૭ ને બુધવારે આખુંયે મુનિમંડળ કચ્છના કિનારે–રહેમકી બજારે આવી પહોંચ્યું.

વિદ્યાવિજયજી જ્યાં જ્યાં પ્રવાસ કરે ત્યાં ત્યાંનો ઇતિહાસ, ભૂગોળ અને સમાજ દર્શન એ ત્રણનો અભ્યાસ કરવાની એમની ભારે જીજ્ઞાસા.

બિચારા સ્વયંસેવકો અને નોકરો પાણી વિના મોંવકાસી રહ્યા હતા.

ચતુર્ભુજભાઇ નામના એક ગૃહસ્થે કહ્યું :

'એમ હાથ જોડીને બેસી રહેવાથી શું વળવાનું છે ? એક બીજને સાથે લઇને લોરીમાં ચાલો.'

અને એ ઉપડયા તે બારએક વાગે પાણી લઇને આવ્યા.

પાણી લેવા જતાં આવતાં એમને પારાવાર મુસ્કેલી નડી. બીજા દહાડાની મુસાફરી તો વળી રણમાં થવાની હતી. એટલે તે માટે પાછા તે લોકો સાંજે પાણી ભરવા ગયા તે છેક મોડી રાતે આવ્યા.

સવારે સૌએ મુકામ ઉપાડ્યો અને રણની જમીન ઉપર મીઠાના થર જાણે જામી ગયા હતા ચોગરદમ પશુ, પંખી–કે ઝાડપાન કાંઇ જ જોવા ન મળે. આવી મુસ્કેલીભરી મુસાફરી કરતાં મુનિમંડળ ભીંડીઆરા આવી પહોંચ્યું અને ત્યાંથી પોષ વદ ૪ ને રવિવારના રોજ તેઓએ કચ્છના પાટનગર ભૂજમાં અપૂર્વ સત્કાર સાથે પ્રવેશ કર્યો.

: ૯૩ :

## કચ્છના પાટનગરમાં



**કરાચી** છોડતી વખતે દાક્તરો અને સ્નેહીમંડળે મુનિરાજને એક વર્ષ માટે આરામ લેવા માટે વિનંતિ કરી હતી.

પણ આરામ કોને માટે હોય? મુનિરાજને આરામ કેવો? એમને તો પ્રવૃત્તિમાં જ નિવૃત્તિ લાગે છે. જનતાની સેવામાં જીવનનું શ્રેય ભાસે છે. બીજાનાં કલ્યાણમાં જ સદા તેઓ પોતાનું કલ્યાણ માને છે.

મુનિરાજ વિદ્યાવિજયજી ભૂજ જઈ પહોંચે તેના બે દિવસ પહેલાં જ વડોદરાના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ કચ્છના મહારાજકુમાર તેમજ બીજા અધિકારીઓ ઉપર પત્ર લખી વિદ્યાવિજયજીનો પરિચય કરાવી લીધો હતો.

મુનિરાજને **ભૂજ** આવતાં જ આ વાતની જાણ થઈ. લજામણીના છોડ માફક એમનું હૈયું શરમના સંકોચથી સંકોચાઈ ગયું.

અને ભૂજમા સૌ કોઇ એમની પાસે ધર્મ લાભ લેવા તત્પર બની ગયું.

વિદ્યાવિજયજી જ્યારે કાશી ખાતે શ્રી યશોવિજય પાઠશાળામાં સંસ્કૃત શીખતા હતા ત્યારે એમના ગુરુદેવ સાથે શ્રી મોહનવિજયજી નામના એક મુનિરાજ રહેતા.

એ વાત ઉપર અત્યારે પાત્રીસ વર્ષના પડદા પડી ચૂકયા હતા. આટલે લાંબે સમયે પણ એવા વયોવૃદ્ધ મુનિરાજનાં દર્શનનો લાભ લેવાનો જાણે કુદરતી જ સંજોગ હોય એમ લાગ્યું. ભૂજમા પ્રવેશતાં જ એ સાધુપુરૂષના દર્શન થયા.

અને એમનાં દર્શને કાશીપાઠશાળાનો એ ભૂતકાળ જાગૃત થયો.

અને સ્મરણો તાજાં થતાં ગુરુદેવની તેજસ્વી મૂર્તિનું સ્મરણ પણ થયું. જેમને ચરણે બેસી પોતે ધર્મનો કક્કો ઘુંટયો હતો-જેમનો કૃપા-પ્રસાદ પામી પોતે આત્માનો ઉત્કર્ષ સાધ્યો હતો-જેમની છત્રછાયામા પોતે જ્ઞાનનાં તેજ ઝાલ્યા હતાં-જેમની પાસે પોતે ધર્મની દીક્ષા લીધી હતી એવા પૂજ્ય ગુરુદેવ સાથેના સર્વ જીવન પ્રસંગો હૃદય ફલક ઉપર જાણે રમવા લાગ્યાં.

અને ભૂજમા ચાલીસ દિવસ મુનિરાજ વિદ્યાવિજયજી અને મુનિરાજ શ્રી. મોહનવિજયજી બને સાથે જ રહ્યા.

ભૂજમાં 'નાતના વડા' તરીકેના એક પ્રસિદ્ધ સ્થળે નગરશેઠ માણેકચંદ પાનાચંદ, જાધવજી પાનાચંદ, દેવચંદ કાનજી અને એવા બીજા જૈન સેવાસમાજના સભ્યોએ મુનિરાજના પ્રવચનો ગોઠવવાની વ્યવસ્થા કરી.

ચોવીસે દિવસ પ્રવચનો થતાં જ રહ્યાં. રોજ હજારોની માનવમેદની ભગવતી વાગીશ્વરીનું વરદાન પામેલા મુનિરાજની મધ જેવી વાણીનો લાભ લેવા ઉલટવા લાગી. મુનિરાજની વાણી સાંભળવા જૈનો ઉપરાંત જૈનેતરો પણ એટલો જ રસ લેતા.

એ અરસામાં કચ્છમાં વિહરતા સ્થાનકવાસી સંપ્રદાયના વિદ્વાન મુનિ શ્રી દેવચંદજી સ્વામી સાધુમંડળ સાથે ભૂજ આવી પહોંચ્યા. જૈન સંપ્રદાયની નજરે મૂર્તિપૂજક અને સ્થાનકવાસી બંને સંપ્રદાયના સાધુઓના એક જ વ્યાસપીઠ ઉપરથી પ્રવચનો થવાં લાગ્યાં. ખરેખર એ આશ્ચર્યજનક ઘટના હતી.

ભૂજના રાજકર્મચારીઓ દીવાન સાહેબ. ટી. ડી. રાણા, મહેસુલ ખાતાના વડાશ્રી પંડ્યા, પોલીસ ખાતાના વડા શ્રી કોઠાવાળા, ન્યાયાધીશ શ્રી યશશ્ચંદ્ર, વડા તબીબી અમલદાર ડૉ. જાદવજી, હિસાબી ખાતાના વડા શ્રી મોતીભાઈ મહેતા વગેરેએ મુનિરાજની પ્રવૃત્તિઓમાં ખૂબ સાથ આપ્યો હતો.

ભૂજમાં મુનિરાજનાં પગલાં પડે માત્ર એક જ દિન થયો હતો. બીજે દહાડે કચ્છ રાજ્યના ખાનગીખાતાના વડા અમલદાર શ્રી હીરાચંદ સંઘવી દ્વારા શ્રી વિજયરાજજી સાહેબે મુલાકાત માટે મુનિરાજને નિમંત્ર્યા. અને તા. ૩૧ મી જાન્યુઆરીના રોજ મુનિરાજને એમની મુલાકાત થઈ. શ્રી વિજયરાજજીએ એક કલાક જ્ઞાનચર્ચા કરી અને ત્યાં જ આગામી ચોમાસું ભૂજ ખાતે જ કરવાની વિનંતિ કરી–આગ્રહ કર્યો.

ભૂજની આવી પરિસ્થિતિ દરમિયાન મુનિરાજ વિદ્યાવિજયજીએ શ્રી મોહનવિજયજીના સમાગમનો પણ લાભ લીધો.

કરાચીમાં એમણે પોતાના શિષ્ય પૂર્ણાનંદવિજયને દીક્ષા આપી હતી.

તાઃ ૬ ઠી માર્ચ ૧૯૪૦ના રોજ જૈન સંઘની સારી ધામધૂમ સાથે પૂર્ણાનંદવિજયજીને વડી દીક્ષા આપવામાં આવી.

ભૂજમાં ચાતુર્માસ કરવાનું તો નક્કી થયું હતું. ચાતુર્માસ બેસવાને હજુ વાર હતી. એટલે એ સમય કચ્છનાં બીજાં ગામોમાં વિચરવાનો વિચાર મુનિરાજે કર્યો.

: ૭૪ :

## ભૂજથી વિદાય



૭મી માર્ચ ૧૯૪૦ ના દિને ભૂજ ખાતે ચાલીમ દિવસના નિવાસ પછી મુનિમંડળ ભદ્રેશ્વર જવા માટે રવાના થયું.

અને ભદ્રેશ્વર આવતાં ત્યાંની રમણીયતાએ, મંદિરનાં આકર્ષણે, શાંત વાતાવરણે મુનિરાજનાં ચિત્તને ત્યાં સ્થિર થવા માટે સાદ પાડયો.

ફાગણ સુદ ત્રીજથી પાંચમ સુધી અહીં લોકોનો ભારે મેળો ભરાયો લોકો ધારતા કે આ વખતે દુષ્કાળના કારણે મેળામાં બહુ ઓછા લોકો ભાગ લેશે.

પણ માનવીની ધારણા ઓછી જ ગણિતનો હિસાબ હોય છે? જેમ તીડ પડે એમ માનવો ઉતરી પડયાં. મેળામાં અજબ રંગ જામ્યો.

મેદાનના એક સુંદર મંડપમાં મુનિરાજના પ્રવચનો ગોઠવવામાં આવ્યા.

રાય અને રંક, વિદ્વાનો અને અભણ-કોઇપણ જાતના ભેદભાવ વિના મુનિરાજનાં પ્રવચનોની મોજ માણવા લાગ્યા, આખું કચ્છ ફરવાથી પણ મુનિરાજને જૈન સમાજના ભાઇઓનો જે પરિચય ન થાત તે એમને આ મેળાએ કરાવ્યો.

કચ્છ બહારથી આવતા સાધુઓને કચ્છના લોકો 'પરદેશી સાધુ' તરીકે ઓળખે છે.

મુનિરાજ વિદ્યાવિજયજી, કચ્છી લોકોની દૃષ્ટિએ 'પરદેશી સાધુ' હતા. અહીં વિદ્યાવિજયજીએ કચ્છની પ્રજાનાં હૃદયની વિશાળતા અનુભવી. ત્યાંના 'દેશી સાધુઓ'ના સંપર્કમાં પણ આવ્યા. પણ એ સંપર્ક દરમિયાન મુનિરાજે શું જોયું ? ત્યાંના 'દેશી સાધુઓ'ના દિલની સંકુચિતતા.

મેળાની પૂર્ણાહુતિ બાદ પણ મુનિરાજ પંદર દિવસ ભદ્રેશ્વર ખાતે જ રોકાયા. ભદ્રેશ્વરમાં ધર્મ લાભ લેવા આવતા શ્રીમદ રાજચંદ્રજીના ભકત શ્રી. પુનશીભાઈ જ્ઞાનચર્ચામાં સારો રસ લેતા.

મહાવીર જયંતીનો દિવસ નજીક આવી રહ્યો હતો. વિદ્યાવિજયજીને લાગ્યું કે 'મહાવીર જયંતી' નો દિવસ આખા રાજ્યમાં જાહેર તહેવાર તરીકે મંજૂર થાય તો કચ્છની જૈન પ્રજાના આનંદનો પાર ન રહે. ગામેગામ તે દિવસે મહાવીર સ્વામીની જયંતી ઊજવાય અને વાતાવરણ શુધ્ધ બને અને મુનિરાજે એ સંબંધી કચ્છના મહારાવશ્રીને પત્ર લખી માગણી કરી. પરિણામે આ માગણી સ્વીકાર્યાનો તાર ધર્મપ્રેમી દીવાનશ્રી રાણાસાહેબ તરફથી મળ્યો અને જૈનોના આનંદનો પાર ન રહ્યો.

આખરે માંડવીના સંઘ તરફથી શેઠ નાગજી પુરુષોત્તમ, શેઠ પોપટલાલ લક્ષ્મીચંદ આદિએ વિનતિ કરતાં મહાવીર જયંતી પ્રસંગે માંડવીમાં રહેવાનો નિર્ણય થયો.

કચ્છના કંઠી પ્રદેશમાં મુનિરાજનો પ્રવાસ શરૂ થયો. આ પ્રદેશને 'કચ્છના સ્વર્ગ'ની ઉપમા આપી શકાય. આ પ્રદેશના દરેક ભાગમા હજુ ધર્મભાવના જાગૃત રહી છે. ભદ્રેશ્વર છોડયા પછી લુણી, ગોયરસમા, બારોઇ, મુંદ્રા, ભૂજપુર, દેશલપુર, મોટીખાખર, નાનીખાખર, બીદડા, કોડાય અને માંડવી અને તે પછી નાગલપુર, નવાવાસ. રાયણ, કોડાય, તલવાણા, મોટાઆસંબીયા, દુંહીસરા અને સુખપુર આ બધા ગામોનું પરિભ્રમણ મુનિમંડળે આદર્યું.

કંઠીના પ્રત્યેક ગામમાં ઉત્સાહી કાર્યકર્તાઓનો ઉત્સાહ અપૂર્વ હતો. મુંદ્રામાં નાનાલાલ ગલાનચંદ, મોટી ખાખરમાં શેઠ રણશી દેવરાજ, ને શામજી નેણશી, નાની ખાખરમાં શેઠ પ્રેમજી લધાભાઈ, દેસલપુરમા ટોકરશી ભવાનજી, ને મગનલાલ ઉમરસી, ભૂજપુરમાં શાહ આણંદજી દેવશી, શેઠ વેલજી મેઘજી, ને શેઠ પૂંજાભાઈ ઠાકરશી. બીદડામાં શેઠ કલ્યાણજી માવજી વગેરેના ઉત્સાહને લીધે પ્રવચનોની પ્રવૃત્તિ સારી થઇ હતી.

: ૭૫ :

## માંડવીમાં મહાવીર જયંતી



માં ડવીમાં મુનિમંડળ સત્તર દિવસ રોકાયું હતું. ત્યાંના ધનકમંડળે અપૂર્વ ઉત્સાહ દર્શાવ્યો હતો

માંડવીમાં મહાવીર જયંતી અદ્‌ભુત રીતે ઉજવાઇ હતી. પંદરથી સત્તર હજાર માણસોએ સભામાં હાજરી આપી હતી. અને એટલા બધા માણસોનો ભોજન પ્રબંધ માત્ર ગણત્રીના જ કલાકોમાં થાય એ ખરેખર પ્રભુની જ કૃપાનું ફળ હતુ. આ સભાનું પ્રમુખસ્થાન કચ્છના વર્તમાન નરેશ શ્રી વિજયરાજજીએ સ્વીકાર્યું હતું.

મુનિરાજ વિદ્યાવિજયજીનાં વ્યક્તિત્વનો પ્રતાપ એ જ્યાં જ્યાં સંચરતાં ત્યાં ત્યા અજબ રીતે પડી જતો. લોકો એમની પાછળ અંજાઇ જતા-ઘેના થતા.

શુ ? એ કોઇ જાદુગર છે ? એમ કોઈ સવાલ પૂછે તો એના જવા. બમાં આપણે જરૂર કહી શકીએ કે એ જાદુગર નહિ–મહાન જાદુગર છે. ધર્મની સિદ્ધિની સાધના દ્વારા માનવીના મનનો મેલ ધોઈ નાંખવાનો જાદુ એ જાણે છે. એ કીમિયાગરે હજારો માનવીઓનાં હૈયાને પાપને પથેથી પુણ્ય ભણી વાળ્યાં છે.

**માંડવી**થી વિહાર કરવાની તૈયારી ચાલતી હતી ત્યાં **માંડવી**ની પાંજરાપોળની એક કાર્યવાહક સમિતિએ **માંડવી**ની આદર્શ પાંજરાપોળ માટે જનતાને ઉપદેશ કરવા માટે મુનિરાજ વિદ્યાવિજયજીને નમ્ર નિવેદન કર્યું.

મુનિરાજ તો પ્રજાના સેવક. પીડિતોનો આર્તનાદ આવે અને એ માટે તત્પર ન થાય એ કેમ બને ? સભા યોજવામાં આવી.

ફાળા માટે ઉપદેશ કરવાથી આ સભામાં ઘણી ઓછી હાજરી થશે એમ ઘણા લોકોને લાગ્યું.

પણ ઈશ્વરનો સંકેત કંઇ જુદો હતો. મુનિરાજે પોતાની લાક્ષણિક શૈલીએ પ્રવચન કર્યું. પીડિત.લોકોની વહારે ધાવા જનતાને વિનંતિ કરી. કરુણાથી છલોછલ ભરેલાં મુનિરાજનાં પ્રવચને દરેકના હૈયાને પીગળાવી નાખ્યું. અને હૈયાની એ વેદના આંસુ બનીને પ્રત્યેક માનવીની આંખમાંથી ટપકવા લાગી. સભામાં બેઠેલા માનવી પાસે–જેની પાસે જે કંઈ રકમ હતી તે ફેંકવા માંડી. જેની પાસે કાંઈ જ ન હતું તેણે પોતાનાં નામ નોંધાવ્યાં. કલ્પનામાં ય ન આવે એવી હજારોની રકમ માત્ર અડધા કલાકમાં ઊભી થઈ ગઇ.

આજ અરસામાં કચ્છના મહારાવશ્રીને આંગણે પોરબંદરના

મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી મહેમાન તરીકે પધાર્યા હતા.

તેમણે એક દિવસ પોતાના એ.ડી.સી. દ્વારા મુનિરાજને મળવાની ઇચ્છા વ્યક્ત કરી અને ત્યાંની જૈન ધર્મશાળામાં પોતાના મંત્રી સાથે પધાર્યા. તેમણે વિદ્યાવિજયજી પાસે એક કલાક ધર્મોપદેશ સાભળ્યો. આમ રાજેન્દ્રો પણ સાચા ધર્મેન્દ્રો પાસે પોતાનું મસ્તક ઝૂકાવવામાં પરમ આનંદ માને છે.

માંડવીના આગેવાનોમાં શેઠ નારણજી પુરૂષોતમ, શેઠ કલ્યાણજી ધનજી, પોપટલાલ લક્ષ્મીચંદ, વીકમસી પટેલ વગેરેએ જયંતીના ઉત્સવમાં અને દરેક કાર્યોમાં ખૂબ ઉત્સાહથી ભાગ લીધો.

ત્યાંથી મુનિરાજ કોડાયમાં આવ્યા. ચોરાસી વર્ષની વયના બુઝર્ગ પોતે હોવા છતાં પોતાને જુવાન તરીકે ઓળખાવતા જૈનોના પ્રસિદ્ધ વિદ્વાન પંડિત લાલન ત્યાં પધાર્યા હતા. મુનિરાજ સાથે રહેવામાં એમણે ખૂબ આનંદ થયો.

જ્યારે વિશિષ્ટ ગુણ ધરાવતી વ્યક્તિઓ એકબીજાને મળે છે ત્યારે હૈયામાં અનહદ આનંદ થાય છે. કહ્યું છે કે :—

'જ્ઞાનીસે જ્ઞાની મીલે, કરે જ્ઞાન કી બાત.'

એ વાત સાવ સાચી છે.

અહીં એક માસ સુધી વ્યાખ્યાનો ચાલુ રહ્યાં.

એક સમયે કચ્છનું કાશી ગણાતા આ કોડાય ગામમાં જ્ઞાનપ્રવૃત્તિઓ ખૂબ થતી. સારામાં સારા પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોના બે ભંડારો હજુ આ ગામમાં છે.

કોડાયની ભાવિક પ્રજાએ ૫ દિન લાવનની વર્ષોની સગાઝમેનાની કદરદાની તરીકે મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીના પ્રમુખપદે એક સમારંભ યોજી એમને સારી રકમની એક થેલી અર્પણ કરી.

અહીંના પટેન મગનનાન તથા રવજીભાઈ વગેરેએ પણ મુનિમંડળની સારી સેવા બજાવી હતી.

કોડાયથી મુનિરાજની મંડળી આસ બીયા ગયા.

: ૭૬ :

## વિદ્યાર્થી પરિષદ



મુનિરાજ વિદ્યાવિજયજી જે સમયે કંઠીમાં વિહાર કરી રહ્યા હતા, તે વખતે ભૂજના વિદ્યાર્થીઓ 'અખિલ કચ્છ વિદ્યાર્થી સંમેલન' ભરવાના હિલચાલ કરી રહ્યા હતા.

એક દિવસ રાયસિંહ રાઠોડ માસ્તરે કહ્યું 'ગુરુજી! વિદ્યાર્થી સંમેલન ભરવાનો નિર્ણય થઇ ગયો છે અને આપે ભૂજમાં આવી વિદ્યાર્થીઓના ઉત્સાહમાં વૃદ્ધિ કરવી પડશે '

ત્યારબાદ વિદ્યાવિજયજી આસંબીયા આવ્યા હતા. ત્યાં વિદ્યાર્થી સંમેલનના સંચાલકોનું એક પ્રતિનિધિમંડળ મુનિરાજને મળ્યુ અને પ્રમુખપદ લેવા માટે તેમણે એમને આગ્રહપૂર્વક વિનંતિ કરી.

વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓમાં મુનિરાજ વિદ્યાવિજયજી હમેશા રસ લે છે. શારીરિક અસ્વસ્થતા હોવા છતાં વિદ્યાર્થીઓની પ્રવૃત્તિને ઉત્સાહને

જેમ મળે તો દષ્ટિએ એમણે વિનતિનો સ્વીકાર કર્યો. અને આઠ મી જુને સવારે આઠ વાગે ભૂજ મુકામે આવી પહોંચ્યા.

મુનિરાજ તો દ્રષ્ટા છે, જ્ઞાની છે, ધર્માચાર્ય છે. આજે અનેક શિષ્યોનાં વૃંદો એમની ધર્મ ભાવના, અને જ્ઞાનનો લાભ લઇ રહ્યાં છે. પોતે ગુરૂપદે હોવા છતાં પોતાની જાતને એક વિદ્યાર્થી માને છે.

અને જગતની નિશાળના વિદ્યાર્થી તરીકે આવો મહાજ્ઞાની પુરૂષ, પોતાનું જીવન ગાળે એ ઓછા ગૌરવની વાત છે? એમાં જ જ્ઞાનીનાં જ્ઞાનની, ધર્મપુરૂષના ધર્મની મહત્તા છે.

અને મુનિરાજને વિદ્યાર્થી પ્રત્યે ખૂબ આદર છતાં મુનિરાજ જાણતા કે વિદ્યાર્થીઓના ઉત્સાહમાં ભરતી આવતા યે વાર નહિ અને ઓટ આવતાં યે વાર નહિ.

શિસ્તપાલનનો ગુણ દરેક વિદ્યાર્થીમાં હોવો જોઇએ તેનો અભાવ મોટા ભાગના વિદ્યાર્થીઓમાં જોવામા આવે છે.

મુનિરાજને લાગ્યું કે દેશના વિદ્યાર્થીવર્ગમાં શિસ્તપાલનનો ઘણો અભાવ છે. એમના પોતાનાં માથા કર્તવ્યનું ભાન નથી. આવા વિદ્યાર્થીઓ દેશનું શું દળદર ફીટવાના છે ?

અને છતા એમણે બંને પક્ષો વચ્ચે સમાધાન કરવાના ઘણા પ્રયત્નો કર્યા અને એમા એમને ફત્તેહ મળી. સાડા ત્રણ વાગે સમાધાન થયું. આ સમાધાનના કાર્યમા માંડવીના ભાટિયા બાલાશ્રમના ગૃહપતિ કલ્યાણભાઈ છાયાએ સારો સહકાર આપ્યો હતો.

ભૂજ વિદ્યાર્થી સંઘના આશ્રય નીચે સંમેલનનું કાર્ય બે દિવસ ચાલ્યું.

મુનિરાજને આ બે દિવસ દરમિયાન કેટલાક વિદ્યાર્થીઓની મલીન વૃત્તિનો ખ્યાલ આવી ગયો. એમણે એ વિદ્યાર્થીઓમાં લોભ, ઇર્ષા અને ખોટો મમત જોયો.

સંમેલનના પ્રમુખપદેથી મુનિરાજે એક મનનીય પ્રવચન આપ્યું હતુ. ખરેખર એ આપ્યું પ્રવચન વિદ્યાર્થીઓએ બોધ લેવા લાયક છે. *

* જુઓ પરિશિષ્ટ દસમું

: ૭૭ :

# ભૂજમાં ચાતુર્માસ



ચાતુર્માસ શરૂ થાય તે પહેલાં 'સદન વાડી અને 'વાંઢાય'ની બે કેળવણી સંસ્થાઓની મુલાકાત લેવાનો વિદ્યાવિજયજીને મોકો મળ્યો. 'સદનવાડી' સંસ્થાના સંચાલક—એના પ્રાણસમા પ્રભુલાલ ધોળકીઆ ઘણા વખતથી મુનિરાજને પધારવા માટે વિનંતિ કરતા હતા.

સરસ્વતી મદનમાં રાષ્ટ્રભાષા હિંદીને પણ સારૂં સ્થાન આપવામા આવ્યું હતું. હિંદી પરીક્ષામાં પસાર થનાર વિદ્યાર્થીઓને 'પ્રમાણપત્રો' આપવાનો મેળાવડો મુનિરાજ વિદ્યાવિજયજીના પ્રમુખપણા નીચે યોજવામાં આવ્યો. અને વાતાવરણમાં અજબ રંગ જામ્યો.

આ સ્થળની પાસે જ વાંઢાયનું ગુરૂકુલ છે. એના કુલપિતા બાવા ઉષ્ધવદાસજી છે. મુનિરાજે જોયું કે આ સંસ્થામાં આડંબરનું પ્રાધાન્ય ઘણું છે.

મુનિરાજને લાગ્યું કે દેશના વિદ્યાર્થીવર્ગમાં શિસ્તપાલનનો ઘણો અભાવ છે. એમના પોતાનાં સાચા કર્તવ્યનું ભાન નથી. આવા વિદ્યાર્થીઓ દેશનું શું દળદર ફીટવાના છે?

અને છતાં એમણે બંને પક્ષો વચ્ચે સમાધાન કરવાના ઘણા પ્રયત્નો કર્યા અને એમાં એમને ફત્તેહ મળી. સાડા ત્રણ વાગે સમાધાન થયું. આ સમાધાનના કાર્યમાં માંડવીના ભાટિયા બાલાશ્રમના ગૃહપતિ કલ્યાણભાઈ છાયાએ સારો સહકાર આપ્યો હતો.

ભૂજ વિદ્યાર્થી સંઘના આશ્રય નીચે સંમેલનનું કાર્ય બે દિવસ ચાલ્યું.

મુનિરાજને આ બે દિવસ દરમિયાન કેટલાક વિદ્યાર્થીઓની મલીન વૃત્તિનો ખ્યાલ આવી ગયો. એમણે એ વિદ્યાર્થીઓમાં લોભ, ઇર્ષા અને ખોટા મમત જોયો.

સંમેલનના પ્રમુખપદેથી મુનિરાજે એક મનનીય પ્રવચન આપ્યું હતું. ખરેખર એ આખું પ્રવચન વિદ્યાર્થીઓએ બોધ લેવા લાયક છે. *

---

* જુઓ પરિશિષ્ઠ દસમું

હું તો વંડામાં જ ભાષણ કરીશ. પહેલાં સવા માસ રહી ગયો ત્યારે પણ વંડામાં જ મેં પ્રવચનો કર્યાં હતાં ને?'

ડોસીમાએ કડક થઇ ને કહ્યું :
'ના, એમ ન થાય!
મુનિરાજે જવાબ આપ્યો :

'મા! થાય કે ન થાય એ તો મારે મારા ગુરૂને પૂછવાનું રહ્યું. તમારે આ બાબતમાં કંઇ કહેવાનીજરૂર નથી.'

અને એટલું સાંભળતાં જ લાકડી ટેકતાં ટેકતાં અને બડબડાટ કરતાં કરતાં ડોસીમા રવાના થયાં.

પાછળથી મુનિરાજને જાણ થઇ કે આ માજી અને એમની બીજી ત્રણેક મદદનીશ સ્ત્રીઓ ભુજમાં જ્યારે કોઈ તપાગચ્છના સાધુ ચોમાસુ કરે છે ત્યારે તેઓ પોતાનો કબજ જમાવી દે છે જેથી કોઇ પણ સાધુ એમના વિચારથી જરાયે આઘો પાછો ન થાય. વધારેમાં તો મુનિરાજને એ પણ જાણવા મળ્યું કે તપાગચ્છના ખાસ ખાસ અગ્રેસર શ્રાવકો પણ આ ડોશીમા અને એમની ચેલીઓની મરજી જાળવીને જ બધું કરે છે. આ વખતે પણ તપાગચ્છના કેટલાક શ્રાવકો આ 'નારીવૃંદ'ના વિચારોને ચકાવે ચડ્યા અને વ્યાખ્યાન વંડામાં ન થાય તો સારૂ એવી ઇચ્છા એમણે પણ વ્યક્ત કરી.

શ્રી વિદ્યાવિજયજી જાણતા હતા કે આ લોકો વંડામાં વ્યાખ્યાન શા માટે નથી ચાહતા? મુખ્ય કારણો તો એ હતાં કે જૈન સાધુ ઉપાશ્રયની ચાર દિવાલોથી બહાર વ્યાખ્યાન આપી જ ન શકે, એવી એમની માન્યતા અને બીજુ એ કે વંડા જેવા પ્રસિધ્ધ સ્થાનમાં વ્યાખ્યાન થાય, તો

મુનિરાજને લાગ્યું કે આ સંસ્થામાંથી ઉધ્ધવદાસ જતા રહે તો એનું શું થાય? અને એમણે પોતાના સ્વભાવ પ્રમાણે પ્રવચનમાં એ વસ્તુનો જ સહજ નિર્દેશ પણ કર્યો.

ત્યારબાદ થોડા દિવસે એમને ખબર પડી કે બાવાજીને વૈરાગ્ય થવાથી પસાર થઈ ગયા. વળી પાછું થોડા સમયે એમ પણ જાણવામાં આવ્યું છે કે બાવાજી પાછા આવ્યા છે અને એક મઢુલી બાંધી ઉપલક દૃષ્ટિએ ગુરૂકુલ ઉપર દેખરેખ રાખે છે.

ચાતુર્માસ કરવા માટે મુનિરાજ અને એમની મંડળી ભૂજ ખાતે આવી પહોંચી. મુનિરાજ પોતાનાં પ્રવચનો દ્વારા જનતાને જ્ઞાનનાં અમૃત પાઈ રહ્યા હતા.

એક દહાડો સાંજ પડી રહી હતી. એક અપંગ વૃદ્ધ ડોસીમા બે લાકડીના ટેકાથી હળવે હળવે ચાલતાં મુનિરાજ પાસે આવ્યાં અને વંદના કરીને બોલ્યાં :

' સાહેબજી ! આપ ચોમાસામાં વ્યાખ્યાન ક્યાં કરશો ? '

મુનિરાજે જણાવ્યું : ' વંડામાં. '

માજીના હૈયામાં જાણે ધરતીકંપનો ધક્કો ન વાગ્યો, જાણે કે એમને માથે બોમ્બ ન તૂટી પડ્યો હોય તેમ એમની વેદનાનો તો પાર જ ન રહ્યો.

એમણે કહ્યું : ' અરે રે ! મહારાજ ! વંડામાં તે વ્યાખ્યાન થાય ? આ લાખ કોરીનો અપાસરો શું કામ બન્યો છે ? '

મુનિરાજે જણાવ્યું : ' જે માટે બન્યો હશે તે ભોગવશે. માજી !

વિમાન દ્વારા ભૂજ આવ્યા હતા. ગુજરાત કાઠિયાવાડ અને કચ્છના જુદા જુદા તાલુકાઓમાંથી ઘણા લોકોએ આ મહોત્સવમાં ભાગ લીધો હતો.

દિવાળીનાં દિવસમાં, ઘર ઘર દીવા થાય;
ફટાકડા ફટ ફટ ફૂટે, બાળક બહુ હરખાય.

એ કવિતાનું પહેલું ચરણ બરોબર છે પણ ફટાકડા ફુટતાં જોઇ બાળક હરખાય છે એ બીજું ચરણ ઘણા સમયથી વિદાય માગી લે છે. તેને બદલે લખવું જોઇએ:

'ફટાકડા ફોડો નહિ, એમાં પાપ ઘણાં ય.'

મુનિરાજે પણ અહીં શાળાઓ અને કન્યાશાળાઓમાં જઇ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને ફટાકડા નહિ ફોડવાનો સદ્બોધ આપ્યો.

આ પ્રવૃત્તિનું શુભ પરિણામ આવ્યું અને જાણે ભૂજમાંથી ફટાકડાનો મોહ અલોપ થયો.

ભૂજના ભૂષણરૂપ સેવાભાવી કાર્યકર્તાઓ નગરશેઠ સાકરચંદ પાનાચંદ, તુલસીદાસ મૂળજીભાઇ શેઠ, તથા રાયસિંહ કાનજી રાઠોડ જેવા નિસ્વાર્થી ભાઇઓ મુનિરાજના સમાગમમાં આવતાં મુનિરાજના હૈયામાં એમના સેવાભાવની સારી પ્રતીતિ થઈ.

કચ્છમાં નવરાત્રિ અને દશેરાના દિવસે પશુવધ થતા. મુનિરાજની કચ્છ ખાતે હાજરી હોવાથી મુંબઈની જીવદયા મંડળીએ મુનિરાજ તેમ જ કચ્છના મહારાવશ્રી ઉપર પત્રો લખ્યા, તાર કર્યા.

હિંસાની આ પ્રવૃત્તિ કોઇ પણ સંજોગોમાં અટકવી જોઇએ એમ તેઓ સૌ માનતા અને તેમાંયે મુનિરાજની હાજરી હોવાને કારણે આ

સ્ત્રી-પુરુષોની ભીડ જામે અને પ્રભાવનામાં પતાસા, નાળીએર, વધારે ખપે માટે ઉપાશ્રય સારો કે જ્યાં પાંચ પચાસ માણસથી વધારે આવી જ ન શકે અને તે પણ જૈન વાણિયા જ. પણ વિદ્યાવિજયજી ને વાણિયાઓની પ્રભાવનાની દરકાર જ ક્યાં હતી? એવી લાલચથી લોકોને વ્યાખ્યાનમાં ખેંચી લાવવાની વિદ્યાવિજયજીને જરૂર નહોતી. એમની વાણી જ એવી અપૂર્વ પ્રભાવના હતી કે જે તે સ્વીકારવા ધર્મ કે નાત જાતના ભેદ વિના તમામ લોકો દોડી આવતા.

અને મુનિરાજના પ્રવચનો વંડામાં શરૂ થયાં. રોજ હજારો માનવીઓ-સ્ત્રીપુરુષો એનો લાભ લેવા ઉમટતાં.

જે લોકોને આ વંડામાં વ્યાખ્યાન સાંભળવા આવતાં અભડાઇ જવાનો ભય લાગતો તેઓનાં પગલાં પણ ધીમે ધીમે આ બાજુ પડવાં લાગ્યાં.

મુનિરાજની આ શુભ પ્રવૃત્તિમાં મહારાવશ્રી, મહારાજ કુમારશ્રી, દિવાન સાહેબ અને બીજા અધિકારીઓએ સારો સહકાર આપ્યો હતો.

ચાતુર્માસ માટેનું નિમંત્રણ જ શ્રી વિજયરાજજી સાહેબે મુનિરાજને આપ્યું હતું. રાજવીને માથે તો રાજકાજનાં અનેક કાર્યોનાં રોકાણ-ચિંતા જવાબદારી હોય છે. Uneasy lies the head that wears the crown. છતાં પણ તેઓશ્રી એમાંથી પણ સમય કાઢી વખતોવખત મુનિરાજને ઓપાસી લાભ ઉઠાવતા

આ ચાતુર્માસ દરમિયાન વિદ્યાવિજયજીના ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજનો અગ્રકમો 'પુણ્યતિથિ' મહોત્સવ કરાચીના ભૂતપૂર્વ મેયર શ્રી રૂસ્તમ સીધવાના પ્રમુખપદે ઉજવાયો હતો. તેઓ એક ખાસ

: ૯૮ :

## કચ્છના અન્ય ગામોમાં

ભૂજથી વિહાર કરીને વિદ્યાવિજયજી અને એમની મંડળી 'માકપટ' પ્રદેશમાં આવી પહોંચી. ભૂજથી નખત્રાણા સુધીનો પ્રદેશ 'માકપટ' ને નામે ઓળખાય છે. સુખપર, માનકુવા, સામત્રા, મંજલ મંગવાણા, ભડલી, વિથોણ, અંગીઆ અને નખત્રાણા, આટલાં ગામોમાં બબ્બે ત્રણ ત્રણ દિવસ રોકાતાં રોકાતાં વિહાર આગળ વધતો હતો. દરેક ગામમાં જનતાએ સારો ઉત્સાહ દર્શાવ્યો હતો.

માનકુવામાં શ્રી મેઘજીભાઇ, ચાંપશીભાઇ, ભવાનજી રાઘવજી, મંજલમાં, આણંદજી અને દેવચંદ, ભડલીમાં કુંવરજી અને ચાંપશીભાઇ, વિથોણમાં પ્રાગજીભાઇ, પુરૂષોતમભાઇ, અંગીઆમાં વેલજીભાઇ ડુંગરશી અને નખત્રાણામાં બેચર શેઠ, પુરૂષોતમ શેઠ વગેરે આગેવાનોએ સારો ધર્મલાભ લીધો હતો.

કાર્ય આસાનીથી થઇ જશે એમ સૌને લાગતું, પણ કચ્છના તે વખતના મહારાવશ્રી અને તેમનું સમગ્ર કુટુંબ ધર્મપ્રેમી હોવા છતાં જ રી ચાલતી આવતી રૂઢિઓમા માનનાર હોઈ એવા રિવાજોને એ વળગી રહ્યા હતા. એટલે કંઇ જ થઇ શકે એમ ન હતું. લોકો તો મુનિરાજ ઉપર આક્ષેપો કરવા લાગ્યા. પણ એમણે એટલુ ન વિચાર્યું કે મુનિરાજથી આ બાબતમાં શું થઇ શકે?

ભૂજની સ્થિરતા દરમિયાન કચ્છના વાગડ અને બીજા પ્રાંતોના દુષ્કાળથી પીડાયેલા માનવીઓ માટે મુનિરાજે કરાચીના નાગરિકોને એક વિનંતિ કરી હતી. તેના જવાબમાં જમશેદ મહેતા, એદલ ખરાસ, ડુંગરશી ધરમશી સંપટ, શેઠ મોહનલાલ કાલિદાસ વગેરેએ રૂપીઆ બે હજાર મોકલ્યા હતા. મોમ્બાસાથી ભાઈ મગનલાલ જાદવજી દોશીએ પણ પોતાના તરફથી એક હજાર રૂપિયા મોકલ્યા હતા.

કચ્છના સૌ ભાઇઓને મુનિરાજ પ્રત્યેનો પોતાના હૈયાનો ઉમળકો–મમતા દર્શાવ્યા.

તા. ૧૯ મી નવેમ્બર ૧૯૪૦ ના રોજ કચ્છરાજ્યના વડા ન્યાયી અમલદાર ડૉ. જાદવજીના પ્રમુખપણા નીચે એક સમારંભ યોજવામાં આવ્યો. મુનિરાજે સૌનું કલ્યાણ વાંછી અંતરના આશીર્વાદ આપ્યા. આ પ્રસંગે કચ્છના દિવાન સાહેબથી માંડીને સર્વ અમલદારોએ મુનિરાજને એક 'આભાર પત્ર'* આપીને પોતાની સહૃદયતાનો પરિચય કરાવ્યો હતો.

---

*જુઓ પરિશિષ્ટ અગિયારમું.

એ મુશ્કેલીઓથી ડરી જતા નથી. તેઓ તો એનો સામનો કરી એના ઉપર વિજય મેળવે છે અને એ રીતે જનતાનું કલ્યાણ કરે છે. મહાવીર, બુધ્ધ, વિવેકાનંદ, શંકરાચાર્ય કે દયાનંદ સરસ્વતી—એવા મહાપુરૂષોના માર્ગમાં કયાં ફૂલ બીછાવાવાં હતાં? એમના માર્ગોમાં કંટક પથરાયા હતા છતાં તેઓએ એ કંટકને પણ ફૂલ બનાવ્યાં હતાં. વિષને પણ અમૃત બનાવ્યાં હતાં. અને પોતાની માનવતા દ્વારા પશુતાના પૂજારીઓને સાચા માનવ બનાવ્યા હતા.

મુનિરાજ વિદ્યાવિજયજી પણ હમેશાં પોતાના વિચારોમાં મક્કમ રહે છે ઘણા વિચારપૂર્વક કરેલા એમના નિર્ણયો અંતિમ હોય છે–એમાં સત્ય અને નીતિ હોય છે. એની પાછળ ધર્મ અને તેના પરિશીલનનું બળ હોય છે. એમાં શ્રદ્ધા અને સેવાના સિંચન હોય છે.

તેઓ હમેશા પોતાનાં પ્રવચનો દ્વારા શ્રોતાઓને ભાર દઇને જણાવે છેઃ

'ઇશ્વરને પ્રાર્થના કરતાં કહો કે હજારો વિઘ્નો, હજારો નિંદકોની નિંદાઓ અને હજારો આફતોને સહન કરવાની મને શકિત આપો.' જુઓ તમારો આત્મા કેટલો ઉન્નત બને છે. વિરોધીઓ સામે વિરોધ ન કરો. નિંદકો સામે નિંદાઓ ન કરવી. આત્માની સાક્ષીથી તમારા અંતરાત્માના અવાજ પ્રમાણે તમે તમારૂં કાર્ય ધપાવે જાઓ, વિજય જરૂર મળશે.'

ચાર માસ સુધી અબડાસાનો વિહાર થયો. તેરા, નળિયા, જખૌ, લાલા, પરજાઉ, વાડાપધ્ધર, કોઠારા, સાયરા, સુથરી, ડુમરા, વરાડીયા, સાંધવ, ભાનાડા—આ બધા પ્રદેશોની જનતાનો ભકિતભાવ અપૂર્વ હતો.

ત્યારબાદ કોટડા અને વિમોટી થઈ માગશર વદ પાંચમે મુનિમંડળ અગડાભાની ભૂમિ તેરામાં આવી પહોંચ્યું. ત્યાંથી નળિયા થઈને જખૌ આવ્યાં.

જખૌના ઝગડામાં મુનિરાજ વિદ્યાવિજયજીને ખૂબ અનુભવ થયો. તેઓ ત્યાં ગયા ત્યારે પૂર્ણ શ્રદ્ધાથી સૌએ લવાદનામું લખી આપ્યું. બે બે વર્ષના મંદિરના ઝગડાનો અંત આવ્યો. કેટલાક મુનિરાજને એમ પણ કહેતા 'મહારાજ' તમારે વળી આવા ઝગડામાં પડવાનું શું કામ?'

અમુક સાધુઓએ કેટલાક લોકોને ચડાવ્યા એટલે તેઓ પણ બોલવા લાગ્યા:

'અરે! એ તો તપગચ્છના સાધુ. નમે અંચળગચ્છના. મંદિર અંચળગચ્છના શ્રાવકનું બનાવેલું—તપગચ્છના સાધુને તે વળી ફેંસલાનું કામ સોંપાતું હશે?'

એટલું જ નહિ પણ મુનિરાજની નિંદા પણ કરવા લાગ્યા.

પણ ભર્તૃહરિએ કહ્યું છે તેમ મુનિરાજને નિંદા શી ને સ્તુતિ શી? કૂવાના દેડકાથી સાગરનાં માપ શે' મપાય? વામન મનના માનવી મુનિરાજના હૃદયની વિશાળતા ક્યાંથી પિછાની શકે? હીરાની કિંમત તો સારો ઝવેરી જ કરી શકે.

જગતમાં એ તો અનાદિકાળથી બનતું આવ્યું છે—સારા કાર્યનો વિરોધ હંમેશા થતો આવ્યો છે પણ અંતમાં તો સચ્ચાઈનો વિજય છે.

સુકાર્યોમાં હંમેશાં મુશ્કેલીઓ આવ્યા જ કરે છે પણ સાધુપુરુષો

• જુઓ પરિશિષ્ટ બારમું

એ મુશ્કેલીઓથી ડરી જતા નથી. તેઓ તો એનો સામનો કરી એના ઉપર વિજય મેળવે છે અને એ રીતે જનતાનું કલ્યાણ કરે છે. મહાવીર, બુધ્ધ, વિવેકાનંદ, શંકરાચાર્ય કે દયાનંદ સરસ્વતી—એવા મહાપુરૂષોના માર્ગમાં કયાં ફૂલ બીછાવાયાં હતાં? એમના માર્ગોમાં કંટક પથરાયા હતા છતાં તેઓએ એ કંટકને પણ ફૂલ બનાવ્યાં હતાં. વિષને પણ અમૃત બનાવ્યાં હતાં. અને પોતાની માનવતા દ્વારા પશુતાના પૂજારીઓને સાચા માનવ બનાવ્યા હતા.

મુનિરાજ વિદ્યાવિજયજી પણ હમેશાં પોતાના વિચારોમાં મક્કમ રહે છે ઘણા વિચારપૂર્વક કરેલા એમના નિર્ણયો અંતિમ હોય છે—એમાં સત્ય અને નીતિ હોય છે. એની પાછળ ધર્મ અને તેના પરિશીલનનું બળ હોય છે. એમાં શ્રદ્ધા અને સેવાના સિંચન હોય છે.

તેઓ હમેશા પોતાનાં પ્રવચનો દ્વારા શ્રોતાઓને ભાર દઇને જણાવે છે·

'ઇશ્વરને પ્રાર્થના કરતાં કહો કે હજારો વિઘ્નો, હજારો નિંદકોની નિંદાઓ અને હજારો આફતોને સહન કરવાની મને શકિત આપો.' જુઓ તમારો આત્મા કેટલો ઉન્નત બને છે. વિરોધીઓ સામે વિરોધ ન કરો. નિંદકો સામે નિંદાઓ ન કરવી. આત્માની સાક્ષીથી તમારા અંતરાત્માના અવાજ પ્રમાણે તમે તમારૂં કાર્ય ધપાવે જાઓ, વિજય જરૂર મળશે.'

ચાર માસ સુધી અબડાસાનો વિહાર થયો. તેરા, નળિયા, જખૌ, લાલા, પરજાઉ, વાડાપધ્ધર, કોઠારા, સાયરા, સુથરી, ડુમરા, વરાડીયા, સાંધવ, ભાનાડા—આ બધા પ્રદેશોની જનતાનો ભકિતભાવ અપૂર્વ હતો.

નળિયામાં ત્યાંના મંદિરનો શતાબ્દિ મહોત્સવ હોવાથી પુનઃ મુનિમંડળી ત્યાં આવી. અને ત્યાંથી જશાપર, સિંધોડી, રાપર, વાંકુ, અરિખાણા થઇ સુથરી આવ્યા અને ત્યાંથી સાંધણ, હાલાપર, કોટડી, પોલડિયા થઇને મંજલ રેલડિયા ખાતે મુનિરાજ આવી પહોચ્યા.

તેરામાં પંડિત પુરશોત્તમદાસ, વૈદરાજ કૃષ્ણદાસ, ડૉ. જીવરાજ, પટેલ કુંવરજી, જખૌમાં પંડિત રઘુનાથ શાસ્ત્રી, વાંકુમાં દેશળભાઇ, હાથીભાઇ, આરિખાણામાં હીરજીભાઇ, સુથરીમાં ચોરાસી વર્ષની ઉંમરના ' બાપા ' તરીકે ઓળખાતા શેઠ ખીમજી ભગત વગેરે મુનિરાજના સમાગમમાં આવ્યા એટલું જ નહિ પણ એમણે સારો ધર્મલાભ લીધો.

કલીકટ જેટલે દૂરને સ્થળે રહેતા દાનવીર શેઠ નાગજી પુરૂષોત્તમ તરફથી હજારોના ખર્ચે કોટડીની પાસેના પોલડિયાના જંગલમાં પશુઓ માટે વિશાળ મકાનો તૈયાર કરવામાં આવ્યાં છે. તે મકાનોનો એક ઉદ્‌ઘાટન સમારંભ સં. ૧૯૯૭ ના માર્ગશીર્ષ વદ ૧૨ ના રોજ ઘણો ભવ્ય રીતે ઉજવાયો હતો. આ સમારંભમાં પ્રાસંગિક વ્યાખ્યાનો પણ થયાં હતાં.

: ૭૯ :

## ગામડાની ગોદમાં (મંજલ)



મુનિરાજનો વિચાર ગુજરાત કાઠિયાવાડના વિહારે જવાનો હતો. પણ ભાવિના ભૂગર્ભમાં શું છે એ કોણ કહી શકે ?

વિદ્યાવિજયજીની શારીરિક પ્રકૃતિ અસ્વસ્થ હતી. અવારનવાર કરાચીની બિમારીના થોડા થોડા હુમલા થયા કરતા હતા. આવા સંજોગોમા કોટડીના ઉપાશ્રયમાં માંડવીના દાનવીર શેઠ નાગજી પુરુષોત્તમ વગેરે સાથે ચોમાસા વિષે વાતચીત થઈ રહી હતી. ત્યાં મંજલ રેલડિયાથી એક કુટુંબે આવી વિનંતિ કરી. .

ગામમાં પચીસેક જૈનોનાં ઘર છે.

આ ગામડામાં ન મળે વૈદ્ય કે દાક્તર; ન મળે બજાર કે ચોક. એક જગાએ ઊભા રહીને સાદ પાડો તો આખું ગામ એ સાંભળી શકે. આખા ગામને માટે પાણીનું સાધન એક માત્ર તળાવ. તે પણ નાનું અને ગરમીમાં સુકાઇ જાય. ગામથી બહાર જવું હોય તો મોટો પહાડ ઉતરવો પડે.

આ નાનકડા ગામમાં પ્રવૃત્તિ પણ શી થાય ? સવારમાં મુનિરાજનું પ્રવચન ચાલતું પણ એ સાંભળવા ભાગ્યે જ આઠ દસ માણસો આવતા.

એક તો મૂળે નાનકડું ગામ અને તેમાં અભણ પ્રજા. મંજલનું ચાતુર્માસ તો મુનિરાજે શારીરિક આરોગ્ય માટે સ્વીકાર્યું હતું. પણ મુનિરાજને અહીં પણ આરામથી બેસી રહેવું મુનાસીબ ન લાગ્યુ. એમણે ' મારી કચ્છ યાત્રા ' નામનો ગ્રંથ લખવાની અહીં શરૂઆત કરી.

મુનિરાજે પોતાના ગુરુદેવ વિજયધર્મસૂરિ મહારાજની ૧૯ મી જયંતી અહીં ઉજવવાનું નક્કી કર્યું. પણ આ નાનકડા ગામમાં જયંતીનો કાર્યક્રમ શો રાખવો એ પ્રશ્ન ઉદભવ્યો.

અહીંના વતની શેઠ લાલચંદના બે પુત્રો જીવરાજ અને લખમીચંદ મુંબઈથી આ અરસામાં આવ્યા હતા. તેઓ ઉત્સાહી અને ચબરાક હોઇ આજકાલની પધ્ધતિ પ્રમાણે સભાઓ ભરવાના અનુભવી હતા.

મંજલની સામે જ દેખાતા નારાયણપુરના અગ્રેસરો લાલજીભાઇ ઠાકરશી, મીઠુ પરેખ રંગૂનથી તાજા જ આવેલા. ત્યાંની જીવદયા મંડળીના કાર્યકર્તા લીલાધર તથા તેમના મિત્ર

ચીયાસરવાળા પુનશીભાઇ વગેરે મંડળીનો એવો તો સરસ સુમેળ જામ્યો કે ન પૂછો વાત. આ બધાના સહકારથી આ નાનકડું ગામ ગાજી ઊઠ્યું. વાતાવરણમાં આનંદોત્સાહ છવાઇ ગયો. કચ્છના અનેક ગામોમાંથી લગભગ બે હજાર માનવીઓ આ નાનકડા ગામમાં જયંતી મહોત્સવનો આનંદ માણવા ઊતરી આવ્યાં. ત્રણ દિવસ સુધી વાતાવરણમાં રંગ જામ્યો. જૂદા જૂદા વક્તાઓનાં પ્રવચનો થયાં. આજુબાજુના છોકરાઓના ખેલો, વ્યાયામના પ્રયોગો, કન્યાઓના ગરબા આદિ કાર્યક્રમ પણ સુંદર રીતે રજૂ થયો.

આ મંગલ પ્રસંગે ભાગ લેવા આવેલા સૌ અતિથિઓનું સ્વાગત પણ સારી રીતે કરવામાં આવ્યું હતું. જયંતીના આ કાર્યક્રમમાં રોહા જાગીરના જાગીરદાર ઠાકોર સાહેબ શ્રી. હમ્મીરસિંહજી બહાદુરે પોતાના યુવરાજ અને અમલદારો સાથે પધારી સભાનું પ્રમુખસ્થાન લઇ પ્રસંગને દીપાવવામાં સુંદર ફાળો આપ્યો હતો.

અને જે આશયથી મુનિરાજે આ નાનકડા ગામનો નિવાસ કર્યો હતો તે શરીરસુધારણાનો આશય ફળ્યો. મુનિરાજની સતત પ્રવૃત્તિ ચાલુ હોવા છતાં અહીંનું ચાતુર્માસ આરોગ્યની દૃષ્ટિએ પણ લાભદાયી નીવડ્યું. કચ્છ ખાતે મુનિરાજનું વજન ૪૫ રતલ ઘટી ગયું હતું તેમાં અહીંના ચાતુર્માસ દરમિયાન ૨૪ રતલનો ઉમેરો થયો.

રતનબ્હેન જેવાં સેવાભાવી બ્હેને પોતાનાં વતનમાં ચાતુર્માસ કરાવી વિદ્યાવિજયજીના સાનિધ્યનો ધર્મલાભ પોતાના વતનવાસીઓને સારો અપાવ્યો. રતનબ્હેનની ગુરૂભક્તિ અપૂર્વ હતી. એમની ઇચ્છા પોતાને ખર્ચે પગપાળા પાલીતાણાની યાત્રા કરવાની થઇ.

મુનિરાજ વિદ્યાવિજયજીને સિધ્ધાચળની યાત્રાએ ગયે લગભગ પા સદી વીતી ચૂકી હતી. ફરી એની યાત્રા કરવાની મનમાં મહેચ્છા થયા કરતી. ત્યાં રતનબ્હેને સંઘ કાઢવાની વાત કરી.

અને દરિયાવ દિલના રતનબ્હેને પોતાના કુટુંબીઓ તેમજ સ્નેહીઓ સાથે એક સંઘ કાઢયો કાર્તિક વદ ત્રીજના રોજ આ સંઘે પાલીતાણાના પ્રવાસે જવા માટે પ્રસ્થાન કર્યું.

મંજલથી પાલીતણાનો માર્ગ ઘણો વિકટ છે. મુસાફરી પણ મેંકડો માઇલની કરવાની હતી. સાધુઓ તો જાણે પગપાળો વિહાર કરવા માટે ટેવાયલા હતા પણ સંસારીઓને પણ એમની સાથે ખેંચાવાનું હતું. શિયાળાની સીસકારીઓ બોલાવની ઠંડી તો કહે કે મારું કામ અને તેમાં કચ્છના નિર્જળ પહાડી મુલકમાંથી પસાર થવાનું.

વીસેક પુરૂષો અને સાત બ્હેનોનો આ સંઘ શ્રદ્ધાથી આગળ વધ્યો. માર્ગમાં આસપાસનાં ગામડાંના ઘણા ભાઇબ્હેનો મુનિરાજના વિહારની વાત સાંભળતાં દર્શન માટે દોડી આવતાં. એટલું જ નહિ પણ મુનિરાજને પોતપોતાને ગામ રોકવા વિનંતિ કરતા.

સામાન્ય રીતે આજે આપણે સાંભળીએ છીએ–અનુભવીએ છીએ કે પ્રજામાંથી ધર્મશ્રદ્ધા ઓછી થતી જાય છે. ધર્મભાવના ભૂંસાતી જાય છે પણ હજુ ગામડાંઓમાં–ત્યાંના વનનીઓમાં શ્રદ્ધાની જ્યોત ઝગી રહી છે. માત્ર દીવાને સતેજ રાખવા માટે એમાં જેમ તેલ પૂરવાની જરૂર છે તેમ આવા ગ્રામવાસીઓની શ્રદ્ધાને સતેજ કરવા માટે ધાર્મિક પ્રવચન રૂપી તેલની જરૂર છે.

મંજલ છોડયા પછી મુનિરાજના સંઘે કોટડી, ભોજાય, ઉણુનોર,

નાના રતડિઆ, રોરડી, વાંઢ, નાના આમબિયા, પૂનડી, તુ મડી, બેરાજા, પત્રી, છસરા, ભદ્રેશ્વર, વનાડિયા, દેવળિયા, અ જાર, વરસામેડી, ચીરઇ, ભચાઉ, વેંધ, સામખીયારી, લાકડિયા, કટારિયા, ચિત્રોડ, ગાગોદર, કાનમેર, ગોલીચોળ ને કિસ્મીર બેટનો વિહાર ર્યો

અને આમ પ્રજાહૃદયની ભાવનાનો પરિચય કરતા કરતા મુનિ રાજનો સ વ લગભગ બે મહિને ટીકર આવી પડોચ્યો આ ટીકર કચ્છ વાસીઓ માટે કાઠિયાવાડ–પ્રવેશના એક દ્વાર તરીકે ઓળખાવી શકાય.

: ૮૦ :

## પાલીતાણાનાં પવિત્ર ધામમાં



શ્રીમાન કલ્યાણચંદજી મહારાજની વિનંતિને માન આપી વિદ્યાવિજય મહારાજ અને એમની સાધુ મંડળી પાલીતાણા જતાં સોનગઢ આવી પહોંચી હતી. ત્યાં તેમનો મુકામ ચારિત્રાશ્રમમાં રાખવામાં આવ્યો હતો. સ્વ. શ્રી ચારિત્રવિજયજીએ આ સુંદર આશ્રમ સ્થાપ્યો હતો. આ સંસ્થાની દેખરેખ શ્રી કલ્યાણચંદજી મહારાજે કરેલી. અહીં કાનજી સ્વામીનો પણ એક આશ્રમ છે. કાનજીસ્વામી એક સ્થાનકવાસી જૈન સાધુ હતા. પરંતુ તેમણે નહિ સાધુમાં કે નહિ ગૃહસ્થમાં એવી સ્થિતિ આદરી સોનગઢમાં એક મઠ ઉભો કર્યો છે. તેમના સિધ્ધાન્તો પણ કહેવાય છે કે જૈન ધર્મના મૂળ સિધ્ધાન્તોથી બહુ દૂર જાય છે. લોકવ્યવહારને ન ગણકારી સ્ત્રી પુરુષોનાં ટોળાં ત્યાં જમા થાય છે. શ્રી વિદ્યાવિજયજી પોતાની મંડળી સાથે કાનજી સ્વામી પાસે ગયા. અને કેટ-

લીક ધર્મ ચર્ચા કરી. જે જે પ્રસંગે કાનજી સ્વામી નિરુત્તર બની જતા ત્યાં ત્યાં તેઓ જણાવતા કે આ વાત સમજવી કઠિન છે અને એમ કહી તે પ્રસંગને ટાળી દેતા

પાલીતાણામાં મુનિરાજ વિદ્યાવિજયજીનુ બાદશાહી સ્વાગત કરવામાં આવ્યું. રાજા અને પ્રજા બંનેનો ઉત્સાહ અપૂર્વ હતો. દીવાન સાહેબ સામૈયામાં આવ્યા હતા.

ત્યાં મુનિરાજનું પ્રવચન યોજવામાં આવ્યું. પાલીતાણાનરેશ કદી પણ કોઇ આચાર્ય કે સાધુના પ્રવચનમાં હાજરી નહોતા આપતા પણ વિદ્યાવિજયજી પ્રત્યે સન્માન જાગતાં તેમણે પહેલી જ વાર મુનિરાજનાં પ્રવચનમાં હાજરી આપી અને ધર્મલાભ લીધો.

પાલીતાણામાં આવ્યા બાદ મુનિરાજ વિદ્યાવિજયજી અને પ્રજાની સાથે કચ્છથી પધારેલા શ્રી દેવચંદ્ર સ્વામી વગેરેએ સાથે મળીને લગભગ બધી ધર્મશાળાઓમાં ફરીને ઘણાખરા મુનિરાજોની મુલાકાત લીધી પણ સાધુઓમાં જોઇએ તેવી ધર્મભાવના જણાઈ નહિ.

પાલીતાણા એ તો જૈનોનું પરમ ધર્મતીર્થ ગણાય. આવાં તીર્થોની મહત્તા સાધુઓ નહિ સમજે તો કોણ સમજશે? સાધુઓ તો પ્રજાના માર્ગદર્શક છે. આવા પવિત્ર સ્થળે સાધુ સાધ્વીઓ વિના પ્રયોજને લાંબો સમય પડયા રહે એ ઈષ્ટ નથી. લોકસાહિત્યમાં એક સુંદર ચરણ છે:

"જોગી તો ભમતાં ભલા"

એ વાત સાવ સાચી છે. જેવી રીતે પાણી બંધિયાર રહેવાથી ગંધાઈ ઊઠે છે તેવી રીતે જોગી–સાધુનું પણ છે. એક સ્થળે રહેવાથી જાણે એમની

બુધ્ધિને કાટ ન લાગી જતો હોય તેમ વાતાવરણની મલીન અસર નીચે આવી જતાં વાર નથી લાગતી.

ખાસ કરીને આવાં તીર્થસ્થાનોનો નિવાસ જાળવવો બહુ જ કઠણ થઇ પડે છે. તીર્થસ્થાનોમાં ન હોય ત્યાથી ષડ્‌રિપુ આવીને ઉભા રહે છે. પરિણામે સાધુની સાધુતા રહેતી નથી. આમાથી બચે છે કોણ? સંયમનો દંડ હાથમા લઇ વિહાર કરનાર. પછી તો માયા, મોહ, મત્સર, મમતા, ક્રોધ અને કામ જેવા સૌ પ્રલોભનો એનો સયમદંડ જોતાં જ દૂર ભાગી જાય છે.

લગભગ આ તીર્થસ્થાનમા અઢીસો ત્રણસો સાધુ સાધ્વી તો જાણે પડયાં પાથર્યાં જ રહે છે.

આ વિષે મુનિરાજ વિદ્યાવિજયજીએ અહીં આવતાં પહેલાં ઘણી દુઃખદ ઘટનાઓ સાંભળી હતી પણ અહીં આવ્યા પછી તો એ બધું પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતા એમને કેટલાક કહેવાતા સાધુઓ માટે ઘણું દુઃખ થયું.

આવા સાધુઓ શા માટે આખી સાધુસંસ્થાને બદનામ કરવા તત્પર થતા હશે? આવા જ સાધુઓને કારણે આજે સંસારીઓને સાધુઓ પરથી શ્રધ્ધા ઊઠતી જાય છે. તેઓ પોતાના કર્તવ્યનો માર્ગ ચૂકી ગયા છે.

જીવનસંદેશ છે. એના પગ એ એની મોટર છે. સંયમ એ એનો ધર્મદંડ છે.

પાલીતાણામાં સાધુઓને પેટનો ખાડો પૂરવા કંગાલપણે ગૃહસ્થો તરફથી ચાલતાં રસોડામાં બટકતા જોઈ મુનિરાજના દિલમાં અનુકંપા થઈ.

તે ઉપરાંત કોઇ કોઇ વેપધારી સાધુઓએ આચરેલા છૂપાં પાપોની કલેજા કંપાવતી દુઃખકથાઓ પણ વિદ્યાવિજયજીના સાંભળવામાં આવી. ખરેખર યાત્રાનાં પવિત્ર ધામોમાં આવા અનાગારની લીલા ખેલાય એ શું બનાવે છે? આ ઘટના ઘણી કરૂણ છે, શોચનીય છે—શરમ ભરેલી છે.

तीर्थ क्षेत्रे कृतम् पापम।
वज्रलेपो भविष्यति॥

આ વાત જો સૌ સમજતા થાય તો આપણા તીર્થક્ષેત્રોની પવિત્રતા જળવાશે અને જો તીર્થક્ષેત્રોની પવિત્રતા જળવાતી થશે તો જ એની મહત્તા વધશે.

પણ પાલીતાણામાં તો ધર્મના સ્તંભ ગણાતા સાધુઓ 'બાઈ આપોને! બાઈ આપોને! અમુક આપોને!' વગેરે આજીજી કરતા જોવામાં આવે છે.

પરિણામ એ આવ્યું કે ત્યાંના કહેવાતા કેટલાક સાધુ–સાધ્વીઓ ખળભળી ઊઠ્યાં. એમને લાગ્યું કે અમારા કાર્યને અવરોધનાર આ કોણ પાક્યો ? રાજ્ય અને રાજ્યના કર્મચારીઓ પણ ચમકી ઊઠ્યા. આ શું ?

ધર્મશાળાની કોટડી કોટડીએ, રસ્તામાં–ગમે ત્યાં આના બેઆના ઊઘરાવતા આવા વેષધારી સાધુ–સાધ્વીઓ ધર્મને નામે આજે શું કરી રહ્યા છે ?

પાપી પેટનો ખાડો પૂરવા માટે ભીખ માગી રહ્યા છે. વાસનાઓને તૃપ્ત કરવા માટે અનાચાર આદરી રહ્યા છે. સાધુનાં ઉપકરણો અને પુસ્તકો એક પાસેથી લઇ બીજાને વેચી રહ્યા છે અને એ વસ્તુ પુનઃ વ્યાપરીને ત્યાં જઈ યાત્રાળુને વેચાઇ રહી છે. આવા શ્રાવક વ્યાપારીઓ અને સાધુ દલાલોના સોદા જોઈ મુનિરાજ વિદ્યાવિજયજીનું હૈયું કંપી ઊઠ્યું.

એ ઉપરાંત કહેવાતા મોટા મોટા આચાર્યોની પોલ પણ આ પ્રખર સાધુ પુરુષે બહાર મૂકી દીધી. ધર્મભૂમિમાં–તીર્થસ્થાનમાં આવી ઉજમણાં શા માટે કરવામાં આવે છે ? એમાં વિધવાઓનો શંભુ મેળો શા માટે મળે છે, શ્રીમંત વિધવાઓને ભોળવી એની મિલ્કતો જ્ઞાનને બહાને–ધર્મને નામે–શા માટે પડાવવામાં આવે છે, નાનાં શિશુઓને ચેલા બનાવી, એના માબાપોને લક્ષ્મીની લાલચો, કેવી રીતે અપાય છે એ બધી ઘટનાઓ ઉપર મુનિરાજે પ્રકાશ પાડ્યો.

અને પાલીતાણાની ધર્મશાળાઓમાં આજે શા ધંધા ચઇ રહ્યા છે ? ધર્મશાળાનો સાચો અર્થ આજે કોણ સમજે છે ? એ ધર્મશાળાઓ

અધર્મશાળાઓ બની ગઇ છે. એ ધર્મશાળાના મુનિમો યાત્રાળુઓ પાસેથી કેવી યુક્તિ-પ્રયુક્તિથી પૈસા પડાવે છે ? તેઓ સાધુ-સાધ્વીઓને એ ધર્મશાળાઓમાં મહિનાઓ કે વર્ષો સુધી કેમ રહેવા દે છે ? યાત્રાળુઓ પાસેથી મુનિઓએ ઉપાર્જિત કરેલા દ્રવ્યમાં કહેવાય છે કે ધર્મશાળાના માલીકો કેવો ભાગ રાખે છે ? મુનિઓના અનેક પાપોની વાતો બહાર પડવા છતાં ધર્મશાળાના માલીકો શા માટે એ જડ ઘાલી બેઠેલા જુલમગારોને દૂર નથી કરતા ? વગેરે અનેક બાબતો મુનિરાજ વિદ્યાવિજયજીએ જાહેર કરી.

અને સાચા સાધુનું તો સદા યે એ જ કર્તવ્ય છે કે અધર્મને દૂર કરવો અને ધર્મના સંસ્થાપન માટે પોતાના પ્રાણ પાથરવા.

તેમણે તો એટલે સુધી જાહેર કર્યું કે જો જૈનસમાજ આ અધમ સ્થિતિનો લોપ કરવા માટે પ્રયત્ન ન કરે તો પાલીતાણાના રાજ્યે એ ધર્મશાળાઓ ઉપર પોતાનો અધિકાર જમાવવો જોઇએ.

કચ્છના પ્રવાસમાંથી સ્થાનકવાસી સંપ્રદાયના પ્રસિદ્ધ સાધુ શ્રી દેવચંદજી આદિ ચાર સાધુઓ વિદ્યાવિજયજીની સાથે જ હતા. પાલીતાણાના પ્રવાસ દરમિયાન પણ તેઓ તેમની સાથે મંદિરોમાં દર્શને જતા હતા એટલું જ નહિ પણ ચૈત્યવંદન પણ કરતા હતા. જુદા જુદા સંપ્રદાયના સાધુઓને આમ એક સાથે નિહાળી લોકોને આશ્ચર્ય થતું. લોકોને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક પણ હતું. એક ટોળાએ મોં ઉપર મુહપત્તિ બાંધી હોય ને બીજી ટોળી હાથમાં મુખપત્તિ રાખે એ વાત લોકોને કુતૂહલભરી લાગવા માંડી.

કચ્છથી કાઠિયાવાડ સુધીના પ્રવાસમાં આ સમગ્ર સાધુઓ કોઈ

વખત મંદિરમાર્ગીના ઉપાશ્રયમા મુકામ કરતા તો કોઈ વખત સ્થાનકવાસીના ઉપાશ્રયમા ઊતરતા. સંપ્રદાયના દુરાગ્રહીઓને આ વાત મુદ્દલે ગમતી ન હતી. પણ જ્યારે વિદ્યાવિજયજી એમને સાચી હકીકત સમજાવતા ત્યારે તેમની ભ્રમણા દૂર થતી અને સત્ય સમજાતા સૌ કોઈ આદર્શ સાધુઓના એ આદર્શ વિહારની પ્રસંસા કરતું.

પાલીતાણામા જૈન શ્રાવિકા શાળામાં મુનિરાજ વિદ્યાવિજયજીએ મુલાકાત દરમિયાન સુંદર પ્રવચન* આપ્યું હતું.

---

* જુઓ : પરિશિષ્ટ તેરમું

: ૯૧ :

# પોરબંદરનું ચાતુર્માસ



લાઠી ઠાકોરસાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજી તરફથી એક પ્રતિનિધિમંડળ વિદ્યાવિજયજી અને એમની સાધુમંડળીને લાઠી પધારવા માટે પાલીતાણા વિનંતિ કરવા આવ્યું હતું એટલે પાલીતાણાથી સૌ સાધુઓ લાઠી પધાર્યા. ત્યાં ઠાકોર સાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજીએ સારી ઉદારતા દર્શાવી. લાઠીના છ દિવસના મુકામ દરમિયાન રાજ્યકુટુંબે વિદ્યાવિજયજીના ધર્મબોધનો સારો લાભ લીધો હતો. મંજીરાના મંજુલ રણકાર કરી ગુજરાતને પોતાની લલિત કવિતા ગાઈ સંભળાવનાર સ્વ. કવિ લલિતજી સાથે પણ વિદ્યાવિજયજીએ સાહિત્યચર્ચાઓ તેમજ જ્ઞાનગોષ્ટિ કરી હતી.

લાઠીમા વિદ્યાવિજયજીના જાહેર પ્રવચનો રાખવામાં આવ્યાં હતાં અને તેમા જનતાએ સારો રસ લીધો હતો.

પોરબંદરના ના. મહારાણા સાહેબે કચ્છ-માંડવીમાં વિદ્યાવિજયજી મહારાજને પોરબંદર આવવા માટે ભાવભર્યું નિમંત્રણ આપ્યું હતુ એ મુજબ આ વંદનીય સાધુપુરૂષનાં પગલાં કાઠિયાવાડની ધરતી ઉપર પડતાં પોરબંદરના મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી તરફથી તેમજ ત્યાંની પ્રજા તરફથી આગ્રહ થતા વિદ્યાવિજયજી અમરેલી થઈ ગિરનારની યાત્રા કરી પોરબંદર પધાર્યાં.

પોરબંદરનાં રાજકુટુંબે મહારાજશ્રી તરફ ખૂબ પ્રેમભાવ દર્શાવ્યો. મહારાણા તેમજ જનતા-એમ બંને તરફથી ચોમાસું પોરબંદર ખાતે કરવાની વિનંતિ થઈ.

સામાન્ય રીતે જૈન સાધુઓને ચાતુર્માસ કરવા માટેની વિનંતિ જૈનો જ કરે છે. પણ મુનિરાજ વિદ્યાવિજયજીની બાબતમાં તો હંમેશાં એવું જ બનતું આવ્યું છે કે લગભગ ઘણે સ્થળે રાજા-પ્રજા તરફથી, જૈન-જૈનેતરો તરફથી જ ચાતુર્માસ કરવાની વિનંતિ થતી રહી છે અને તેમાં યે જૈનો તો એમના પ્રત્યે ભકિતભાવ દર્શાવે છે પણ જૈનેતરો પણ વિશેષ ભકિત-શ્રધ્ધા દર્શાવે છે-માને છે અને એમનો ઉપદેશ પણ ઝીલે છે.

પોરબંદરનું ચાતુર્માસ ઘણુ જ સફળ નિવડયુ. અહીં અનેક સાર્વજનિક પ્રવૃત્તિઓ થઇ જાણીતા લોકસાહિત્યકાર શ્રી રાયચુરાભાઇ અને શ્રી મેરૂભા ગઢવીના, તેમજ કરાચીના કબીરપંથના આચાર્ય શ્રી બાલકૃષ્ણ સ્વામીનાં પ્રવચનો શ્રી વિજયધર્મસૂરિજીની જયન્તી પ્રસંગે યોજાયાં.

પ્ર ન એમ પરમ માધપુરૂની સાનતાના સન્માન કરી ગયા હતા

આ મેળાવડામા મૌ ના મહારાણી સાહેબ યુવરાજશ્રી તથા સૌ યુવરાનીશ્રી એમ સમસ્ત રાજકુટુ બે હાજરી આપી હતી એટલુ જ નહિ પણ હિંદુ, મુસલમાન, પારસી સર્વ કોમના આગેવાન પ્રતિષ્ઠિત પુરૂષોએ પણ આ અપૂર્વ ઉત્સવમા ભાગ લઇ પોતાનો ભક્તિભાવ દર્શાવ્યો હતો

પોરબદરના વિહાર દરમિયાન સમસ્ત રાજકુટુ બે અવારનવાર વિદ્યાવિજયજીના પ્રવચનોમા પધારી તેમજ રાજમહેલમા નિમ ત્રણ આપી જ્ઞાનચર્ચા દ્વારા સારો લાભ લીધો હતો

આ સમયે કોગ્રેસના આદોલન ચાલી રહ્યા હતા સ્વતત્રતાનો વાયુ સમસ્ત ભારતવર્ષમા ફુ કાઇ રહ્યો હતો પોરબદર જેવા શાન્તિપ્રિય અને ઉદાર રાજ્યમા મનેના તોફાનોથી વિદ્યાવિજયજીને ભારે દુ ખ થયુ. લાઠી માર અને તે પછી થયેલી નાગરિકોની ગિરફતારીને અગે રાજા પ્રજા વચ્ચે જે વૈમનસ્ય ઉભી થઈ ત દૂર કરાવવા વિદ્યાવિજયજી મહારાજે ખૂબ પરિશ્રમ ઊઠાવ્યો

પોરબંદરના જૈન સંઘે આ ચાતુર્માસ દરમિયાન ખૂબ લાભ લીધો.

ઉત્સવો થયા, મહોત્સવો થયા અને તપસ્યાઓ પણ થઇ. ખૂબ ધામધૂમ મચી રહી. આ પ્રસંગોએ અહીંના જૈનસંઘે દ્રવ્ય ખર્ચવામાં પણ દિલની સારી ઉદારતા દર્શાવી હતી.

પોરબંદરના જૈનેતર મહાનુભાવોએ પણ વિદ્યાવિજયજી જેવા સાધુપુરૂષની તન મન અને ધનથી સારી સેવા બજાવી હતી.

અને તેમણે સૂચવેલા કાર્યો પાર પાડવામાં રાજરત્ન શેઠ નાનજીભાઇ કાલિદાસ, રાજરત્ન શેઠ મંચેરજી હીરજીભાઇ વાડિયા, શેઠ કલ્યાણજી મોનજી, શેઠ હરકિશન ખુશાલદાસ, શેઠ ગોપાલજીભાઈ, શેઠ દેવચંદભાઇ કેશવજી, શેઠ ઋષભદાસ ધર્મશી, શ્રી. માલદેવભાઈ રાણા, શેઠ રૂગનાથ-ભાઇ મૂલચંદ, શેઠ ગુલાબચંદ રતનશી વગેરે મહાનુભાવોનો કાળો મુખ્ય હતો.

ચાતુર્માસ ઉતરે, વિહાર કરવા અગાઉ, પોરબંદરની સમસ્ત પ્રજા તરફથી વિદ્યાવિજયજીને એક સન્માનપત્ર આપવાનો અદ્ભુત મેળાવડો યોજાયો હતો હતો. આ મેળાવડામાં સમસ્ત રાજકુટુંબની પણ પધરામણી થઇ હતી. મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી આ સભાના પ્રમુખ હતા. સ્ત્રી પુરૂષોની મેદનીથી મંડપ ચીકાર ભરાયો હતો. મુનિરાજને આપવાનું માનપત્ર રાજરત્ન શેઠ મંચેરશા વાડિયાએ વાંચ્યું હતું. * મહારાણા સાહેબે પ્રમુખસ્થાનેથી એક મનનીય અને મુનિમહારાજ

* જુઓ પરિશિષ્ટ ચૌદમું.

પ્રત્યે ભક્તિભાવ દર્શાવનારું પ્રવચન આપ્યું હતું. *

અને પોરબંદરથી વિદ્યાવિજયજીએ વિદાય લીધી એ દૃશ્ય પણ અપૂર્વ હતું. એ કડોની માનવમેદની એમને વિદાય આપવા માટે ઉમટી હતી, અને પાંચસો સ્ત્રીપુરુષોનો સંઘ તો ઠેઠ ખરેજ સુધી વિદાય આપવા માટે આવ્યો હતો. પોરબંદરના યુવરાજ સાહેબ પણ ત્યાં પધાર્યા હતા. અને ત્યાં મહેરોના દાંડિયા રાસનો એક ભવ્ય મેળાવડો પણ યોજવામાં આવ્યો હતો.

* જુઓ પરિશિષ્ટ પંદરમું

: ૮૨ :

## શંખેશ્વર

●

પોરબંદરથી માંગરોળ, ધોરાજી, ગોંડલ, રાજકોટ, મૂળી, વઢવાણ વગેરે સ્થળે થઈ વિદ્યાવિજયજી મહારાજ પોતાની મંડળી સાથે શંખેશ્વર આવ્યા. દરેક સ્થળે જનતાએ અપૂર્વ ઉત્સાહ દર્શાવ્યો. મુનિમહારાજના જાહેર પ્રવચનો થયાં તેમજ દરેક સ્થળે યુવકો સાથે જ્ઞાન-ચર્ચાઓ થતી ગઈ.

આપણા યુવાનો પોતાનો ધર્મ સમજે, એમને વિદ્યાવિજયજી જેવા નિસ્વાર્થ સેવાભાવી સાધુનુ માર્ગદર્શન મળે તો સમાજના યુવકોનાં ચારિત્ર્ય વિશુદ્ધ બને અને દેશની તેઓ મહાન સેવા બજાવી શકે.

ધોરાજીના વિહાર વખતે ધોરાજીમાં ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો અને એ મંડપમાં મુનિમહારાજનાં અનેક પ્રવચનો યોજવામા

આવ્યાં હતાં. વકીલ મોહનલાલ ચીનાઈ અને બીજા આગેવાનોએ મહારાજશ્રીની વિદ્વતા અને વકતૃત્વકળાનો જનતાને સારો લાભ અપાવ્યો હતો.

ગોંડલમાં સાક્ષર શ્રી. ચંદુલાલ પટેલના પ્રયાસથી અનેક વ્યાખ્યાનો થયાં હતા તેમજ સ્વ. મહારાજા સાહેબે મહારાજની મુલાકાત લઇ ધર્મોપદેશ સાંભળ્યો હતો.

આજ પ્રમાણે રાજકોટમાં પ્રવૃત્તિઓ થઇ હતી. રાજકોટમાં અનેક પ્રવચનો થવા ઉપરાન્ત નામદાર ઠાકોર સાહેબ અને રાજકુટુંબે મહારાજશ્રીને મહેલમાં અનેકવાર પધરાવી સારો લાભ લીધો હતો. રાજકોટના જૈનસંઘે ચોમાસા માટે આગ્રહપૂર્વક વિનંતિ કરી હતી. જૂનું શંખેશ્વર તો જૈનોનું જાણીતું ને માનીતું પવિત્ર તીર્થસ્થળ છે. મુનિરાજ વિદ્યાવિજયજીએ અહીંની યાત્રા પ્રથમવાર કરી. આ ભવ્ય અને પાવનકારી તીર્થની યાત્રા વિષે વિદ્યાવિજયજીએ પોતે પોતાનો સ્વાનુભવ જણાવ્યો હતો :

'મને આ તીર્થમાં જે આનંદ થયો તેવો આનંદ બહુ જ ઓછા તીર્થોમાં થયો છે. મંદિરમાં જઇ પ્રભુનાં દર્શન કરતાં અને પ્રાર્થના કરતાં હું ખૂબ રડી પડ્યો હતો આટલો રોમાંચકારી ભાવ ભાગ્યે જ અન્ય કોઈ સ્થળે મને ઉદ્ભવ્યો હશે.'

આવા પવિત્ર તીર્થધામોએ હજુ આપણી શ્રદ્ધાને ટકાવી રાખી છે. જે સ્થળે જતાં જ આત્મા પ્રસન્નતા અનુભવે-શારીરિક અને માનસિક સંતાપ દૂર થાય, નવું ચેતન જાગે, તે સ્થળો જ સાચાં પ્રભુધામો છે. એ પ્રભુધામો માનવીને પ્રભુ પ્રત્યે આકર્ષે છે. એના હૈયાને વિશુદ્ધ બનાવી શાંતિ બક્ષે છે-ધર્મનો સાચો રાહ દર્શાવે છે.

આ તીર્થધામમા અમદાવાદના કેટલાક ગૃહસ્થો મુનિરાજના પરિચયમા આવ્યા અને તેમણે અમદાવાદ પધારવા માટે એમને આગ્રહ કર્યો.

શિવપુરીના શ્રી વીરતત્વ પ્રકાશક મંડળની સમિતિના પ્રમુખ શેઠ ધીરજલાલ અને ઉપપ્રમુખ શેઠ કાંતિલાલ બકોરદાસ પણ આજ અરસે વિદ્યાવિજયજીને મળ્યા અને સંસ્થાના વિકાસ વિષે એમની વચ્ચે છૂટથી વિચારોની આપ લે થઈ

: ૮૩ :

## અમદાવાદને આંગણે

❀

શંખેશ્વરથી ભોયણી, કડી, કલોલ, થઈ ઉવારસદ આવ્યા. અહીં મહારાજશ્રીના ગુરુભાઈ દેવેન્દ્રવિજયજી હતા. તેમણે અપૂર્વ ભાવ બતાવ્યો. શ્રી દેવેન્દ્રવિજયજીના પ્રભાવથી પ્રભાવિત આખા ગામે વિદ્યાવિજયનું અનોખું સ્વાગત કર્યું, અને એમના પ્રવચનોનો લાભ લીધો. ત્યાંથી તેઓ દેહગામ આવ્યા હતા

અમદાવાદમાં મુનિસમ્મેલન મળ્યું તે વખતે મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો એ વાતથી અમદાવાદના જૈનો સુપરિચિત હતા. પરંતુ મંડોની માફક મુકરર કરેલા ઉપાશ્રયોમાંથી ત્યાં વસેલા સાધુઓને નારાજ કરી વિદ્યાવિજયજીને વિનંતિ કરી અમદાવાદ લઈ જવાની હિંમત કોણ કરે ?

કોને અમદાવાદ મ ઘના ધર્મવીર સ્વ શેઠ સારાભાઈ ડાહ્યા

ભાઈના પુત્ર શેઠ રમણલાલ, શેઠ અચુભાઈ નથુભાઈ, કાગળના વ્યાપારી શેઠ મણિભાઈ વખતચંદ વગેરે ગણ્યાગાંઠયા સજ્જનોની વિનંતિથી વિદ્યાવિજયજી ચોમાસા અગાઉ અમદાવાદ ગયા. પાંચકૂવા પાસે પાંચ-સાત સદ્ગૃહસ્થોએ એમને આવકાર્યા.

મહાવીર સ્વામીના મંદિરથી નગરશેઠ વિમળભાઈ સાથે થયા અને વિદ્યાવિજયજીને ઉજમબાઈની ધર્મશાળામાં લઈ જવામાં આવ્યા. પ્રથમ દિવસે તો દસ-પંદર માણસોએ જ એમના પ્રવચનનો લાભ લીધો. પણ બીજે દિવસે શ્રોતાઓની સંખ્યા બસો સુધી પહોંચી ગઈ. અને પછી તો દિન પ્રતિદિન એમાં વધારો થતો ગયો.

ત્યાર બાદ તો દરેક મહોલ્લા તરફથી વિનંતિ થવા માંડી. મંડપો રચાવા લાગ્યા. સારા યે અમદાવાદના ઉપાશ્રયોનાં પ્રવચનો બંધ થયાં. મુનિરાજ વિદ્યાવિજયજીના પ્રવચનો સાંભળવા માટે માનવસાગર ઉમટવા લાગ્યો. વિદ્યાવિજયજીએ પ્રસંગ જોઈ પોતાના પ્રવચન દરમિયાન શિવપુરીની સંસ્થા માટે ઉપદેશ કર્યો અને રકમો ભરાવવી શરૂ થઈ ગઈ.

હાથીખાના, શામળાની પોળ, દેવીવાડાની પોળ, આંબલીની પોળનો ઉપાશ્રય, શાહીબાગ, જસવંત નગર એમ જુદે જુદે સ્થળે મુનિરાજનાં પ્રવચનો થતાં ગયાં અને રકમો ભરાતી ગઈ. એકંદર બેતાલીસ દિવસ સુધી લાગલાગટ મુનિરાજ વિદ્યાવિજયજીની પ્રવચનમાળા ચાલી. તેમાં છેલ્લા દસેક દિવસમાં શિવપુરીની સંસ્થા માટે ત્રીસ-બત્રીસ હજારનો ફાળો ભરાઈ ગયો.

સાચા સંત પુરુષોની શક્તિ અગાધ હોય છે. એ વાત તો એમના પરિચયમાં આવનારાં જ સમજી શકે છે. અને એવા સંતો જ જગતને

સાચો શાહ બનવી શકે એમ છે.

જે અમદાવાદમાં એમનાં પ્રવચનના પ્રથમ દિવસે દસ-પંદર ભાવિકોએ હાજરી આપી હતી એ જ અમદાવાદમાં હજારોની માનવમેદની એમનાં પ્રવચનોનો લાભ લેવા લાગી એ શું બતાવે છે?

ઉત્તરોત્તર જનતાની ખાતરી થતી ગઇ કે સંસારનું હિત આવા જ સાધુઓ દ્વારા થવાનું છે. એ બતાવે છે તે માર્ગ સત્યનો છે-જ્ઞાનનો છે-ધર્મનો છે.

અને વધારે પ્રભાવ પડવાનું મુખ્ય કારણ તો જેવું ઉચ્ચારણ તેવું આચરણ. જીવનમાં પોતે સત્ય, જ્ઞાન અને ધર્મનાં જે તત્ત્વો ઊતર્યાં હતા તે જ તત્ત્વો તેઓ જનતાને સમજાવી રહ્યાં હતાં-બોધી રહ્યા હતા.

શિવપુરીની સંસ્થામાં અભ્યાસ કરનાર મુનિરાજના કેટલાક શિષ્યો અત્યારે અમદાવાદમાં હતા. તેઓ પૈકી પં. રતિલાલ દીપચંદ દેસાઇ અને બાલાભાઈ વીરચંદ દેસાઈ (જયભિખ્ખુ) આદિ મુખ્ય હતા. તેમણે વિદ્યાવિજયજીની પ્રવૃત્તિમાં સારો સહકાર આપ્યો.

આ જાણીતા સાહિત્યકારો શિવપુરી સંસ્થાના રત્નો છે એ જ્યારે અમદાવાદની જનતાએ જાણ્યું ત્યારે તેમને સંસ્થા માટે માન ઉત્પન્ન થયું. અને એ રીતે સૌ સંસ્થાના પરિચયમાં આવ્યા. પ્રસંગોપાત પં. રતિલાલ દેસાઇ વિદ્યાવિજયજીનાં પ્રવચનો દરમિયાન શિવપુરી સંસ્થા માટે જનતાને વિનંતિ કરી એ સંસ્થાનું મહત્ત્વ સૌને સમજાવતા હતા.

આપણામાં કહેવત છે કેઃ

'હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ'

પણ જેમ એ હીરાનાં તેજથી સૌ કોઈ એના પ્રત્યે આકર્ષાય છે તેમ સાચી સેવા કર્તવ્યનિષ્ઠ ભાવે કરનાર મુનિરાજ પ્રત્યે જનતા આકર્ષાવા લાગી. અમદાવાદની જનતાએ–હજારો જૈનોએ વિદ્યાવિજયજીને અમદાવાદમાં ચાતુર્માસ કરવા માટે વિનંતિ કરી હતી. પણ દેહગામમાં ચાતુર્માસ કરવાનું નક્કી થઈ ગયું હતું એટલે તે માટે અમદાવાદથી દેહગામ જવા તેઓ રવાના થયા હતા.

શિવપુરીની જ્ઞાન પરબ માટે વિદ્યાવિજયજીની વિનંતિને માન આપી જે ફાળો ભરાવવામાં આવ્યો હતો તેમાં શેઠ રમણલાલ સારાભાઈ, શેઠ કલ્યાણજીભાઈ, શેઠ પૂંજાભાઈ દીપચંદ, શેઠ શકરાભાઈ લલ્લુભાઈ, શેઠ કેશવલાલ લલ્લુભાઈ, શેઠ મણિલાલ વખતચંદ, શેઠ બચુભાઈ નથ્થુભાઈ, ઝવેરી મૂલચંદ આશારામ વૈરાટી, શેઠ ડાહ્યાલાલ રતનચંદ, નગરશેઠ વિમલભાઈ મયાભાઈ, શેઠ પૂંજાભાઈ ભૂલાભાઈ (શાહપુર), શેઠ ચંદુલાલ તારાચંદ ઝવેરી વગેરેનો મુખ્ય ફાળો હતો.

: ૮૪ :

## દશ વર્ષે પાછા દેહગામમાં



ત્યાંથી વિદ્યાવિજયજી દેહગામ આવ્યા. સંવત ૧૯૮૯નું ચાતુર્માસ મુનિરાજે દેહગામમાં કર્યું હતું. ત્યારબાદ મેવાડ, મારવાડ, સિંધ, કચ્છ, અને કાઠિયાવાડમાં નવ નવ વર્ષ સુધી પરિભ્રમણ કરી એ પરિવ્રાજક આજ પુનઃ દેહગામની ધરતી ઉપર પગ મૂકતા હતા. દેહગામની જનતાએ પોતાના સાચા સ્વજનનું સુંદર સ્વાગત કર્યું અને ચાતુર્માસ દેહગામમાં કરવાનો નિર્ણય થયો. દેહગામમાં મહાવીર જયંતી મહોત્સવ સારી રીતે ઉજવાયો. આ ઉત્સવ પ્રસંગે વિદ્યાવિજયજીના કરાચીવાળા પારસી શિષ્ય શ્રી એદલજી ખરાસ સકુટુંબ આવ્યા હતા અને તેમના પ્રમુખપણા નીચે એ મહોત્સવ-સમારંભ ઉજવાયો હતો.

આખું યે ચાતુર્માસ આનંદપૂર્વક વ્યતીત થયું. વિદ્યાવિજયજીના

સદુપદેશથી અને શ્રી. ફૂલચંદ હરિચંદ દોશીના પ્રયાસથી અહીં બાલ-મંદિરની સ્થાપના થઇ. તે ઉપરાંત પુણ્યશ્લોક વિજયધર્મસૂરિ મહારાજની જયંતીનો મહોત્સવ પણ મોટા સમારંભ દ્વારા ઉજવવામાં આવ્યો.

આ પ્રસંગે અમદાવાદ અને બીજા સ્થળોનાં બે હજાર ભાવિકોએ પધારી લાભ લીધો હતો. વડોદરાથી 'શારદા' માસિકના તંત્રી શ્રી. રાયચુરાભાઇ, શ્રી ભરતરામ મહેતા તથા શ્રી ચંદુલાલ વગેરેએ પણ આ મહોત્સવની સફળતામાં પોતાનો ફાળો નોંધાવ્યો હતો.

અને આ મહોત્સવનું પ્રમુખસ્થાન ગુજરાતના સુપ્રસિદ્ધ નવલકથા-કાર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ શોભાવ્યું હતું.

આ પ્રસંગે વિદ્યાવિજયજી બિમાર હતા. પણ હજારો લોકો એમના વ્યાખ્યાનથી વંચિત રહે એ એમને દુઃખકર લાગ્યું. તેથી ડૉક્ટરોની મના હોવા છતાં તેમણે સભામાં હાજરી આપી ખાસ પ્રવચન આપ્યુ હતુ.

: ૮૫ :

## માળવાની ધરતી ઉપર



શિવપુરીની સંસ્થા વિદ્યાવિજયજીને સાદ પાડી બોલાવી રહી હતી. જેમ બને તેમ જલદી શિવપુરી જવાય તો સારું કારણ કે શિવપુરીનાં વિદ્યામંદિરને પોતે વધુ પ્રગતિશીલ કરવા ચાહતા હતા. તે માટે તેમણે ગુજરાત છોડી ત્યા જવા માટે વિચાર નક્કી કર્યો. પરંતુ સાદરાથી કેટલાક ગૃહસ્થો દેહગામ આવ્યા ને સાદરા પધારવા માટે વિદ્યાવિજયજીને વિનંતિ કરી.

અને પધારનાર ગૃહસ્થોનાં હૈયાંની મમતા જોઈ તેઓ પોતાની સાધુમંડળી સાથે સાદરા પધાર્યા. આ પ્રથમ, સંવત ૧૯૯૦ નું ચોમાસું એમણે સાદરામાં કર્યું હતું. આજ બીજી વાર લગભગ દસ વર્ષના ગાળા પછી તેઓ પોતાની વહાલી જન્મભૂમિમા પાછા ફરતા હતા.

વતનગામીઓનો ઉત્સાહ તો માતો ન હતો. કારણ કે મુનિરાજ

વિદ્યાવિજયજીએ પોતાની જનની અને જન્મભૂમિનાં નામ દીપાવ્યાં હતાં. વતનને માટે તો તેઓ ગૌરવરૂપ હતા. આજ એમની સાધુતાનાં તેજ સમસ્ત સંસારમાં ઝળહળી રહ્યાં હતાં. માનવીના મનનો મેલ ધોવાને તેઓ જ્ઞાનસુધાનો પ્રવાહ વહેવડાવી રહ્યા હતા.

માણસ જ્યાં પોતાના વતનની કુંજમાં આવે છે ત્યારે પોતાના સ્વજન સમાં સૌ ગામવાસીઓને જોઇ એને અપૂર્વ આનંદ થાય છે. અને તેમાં ય આ તો સાધુપુરુષ. માનવમાત્રનું કલ્યાણ વાંછનારા વતનનું કલ્યાણ વાંછે એમાં શી નવાઇ? માનવજીવનની શુદ્ધિ કરવી એ એમનું કર્તવ્ય પછી કેમ વતનવાસીઓ એમનો સત્કાર ન કરે?

થોડાક દિવસ પોતાના વતનમાં રહી તેઓ એક નાનકડા સંઘ સાથે તારંગા થઇ કેસરિયાજી–ઉદયપુર ગયા.

અમદાવાદના સંઘનો આગ્રહ ચાલુ હતો. ઇડર, વડાલી, તારંગા અને છેવટે ઉદયપુર સુધી કેટલાક ગૃહસ્થો વિનંતિ કરવા આવ્યા હતા. પણ મુનિરાજ વિદ્યાવિજયજીના ચિત્તને હવે શિવપુરીનો સાદ સંભળાઇ રહ્યો હતો. એટલે તેમણે આગેકૂચ કરવા માંડી.

આવી જ રીતે ઉદયપુરના સંઘે પણ એમને ઘણી વિનંતિ કરી. શેઠ રોશનલાલ ચતુરનું કુટુંબ સ્વ. વિજયધર્મસૂરિજીના અનન્ય ભક્તો માનું એક છે. તેમણે પણ ઘણો આગ્રહ કર્યો. ઉદયપુરના મહારાણા સાહેબે એમને પોતાના મહેલમાં ન્હોતરી ઉપદેશ સાંભળી ઉદયપુરમા રહેવા માટે વિનંતિ કરી પણ એમના આત્માને એક જ અવાજ સંભળ તો હતો :

'શિવપુરી ! શિવપુરી ! શિવપુરી !'

દેવરી માદડીમાં શેઠ ચંદનમલજી નાગોરીની આગેવાની નીચે સંઘે મુનિરાજનો સુંદર સત્કાર કર્યો.

નીમચમાં એક મંદિર અને મૂર્તિ માટે 'ત્રણ થુઈ ચાર થુઈ' નો ભયંકર ઝઘડો થયો હતો. પોલીસ બેઠી હતી. અદાલતમાં મુકદ્દમો ચાલતો હતો.

મુનિરાજ વિદ્યાવિજયજીને ધર્મને નામે થતા આવા ઝઘડાઓ પસંદ ન હતા. તેમની તટસ્થ વૃત્તિને કારણે બંને પક્ષોએ વિદ્યાવિજયજીને ચુકાદો આપવા માટેનું કાર્ય સોંપ્યું. મંદસોરમાં વાટાઘાટો થઈ એને અંગે વિદ્યાવિજયજીએ ખૂબ પરિશ્રમ લીધો. પણ પરિણામ કંઈ ન આવ્યું. ત્રણ થુઈવાળા ન માન્યા. ત્યાંના વણિકો ઝગડાનું સમાધાન થાય એમ ઇચ્છે પણ ચુકાદો પોતાની તરફેણમાં આવે તો જ માને. મારવાડીઓમાં કહેવત છે કે, 'બાપજી કહે તે સાચું પણ મારો ખીલો તો અહીં જ રહેશે.'

ત્યાંથી સીતામઉ, ઉન્હેળ વગેરે સ્થળોનો પ્રવાસ કરી સૌ મંડળી ઉજ્જૈન આવી.

: ८६ :

## ઉજજૈન



ઉજજૈનમાં મુનિ શ્રી ધર્મસાગરજીના ઉપદેશથી ચૈત્ર ઓળીનો ઉત્સવ થઇ રહ્યો હતો–દેવદ્રવ્યની ચર્ચામાં સ્વ. વિજયધર્મ-સૂરિજીના વિરોધ પક્ષમા ઉભા રહેનાર આચાર્ય સાગરાનદસૂરિ, એમના શિષ્ય પન્યાસ ચદ્રસાગરજી અને તેમના શિષ્ય ધર્મસાગરજી–ગુરૂ અને શિષ્ય બને અહીં હતા. મુનિ વિદ્યાવિજય તો સમયને ઓળખીને ચાલનારા અને સુધારક વિચારના. એમની વિચાર ભિન્નતા ઘણા વખતથી ચાલી આવતી

આ કારણે વિદ્યાવિજયજી તેમની પ્રવૃત્તિઓથી નિરાળા જ રહ્યા. સરાફાના સંઘ તરફથી વિદ્યાવિજયજીનું અદ્દભુત સ્વાગત કરવામા આવ્યુ.

એમના ઉપદેશથી અહીં મહાવીર જયંતી ઉજવાઇ. આ જયતી શ્વેતામ્બર, દિગમ્બર અને સ્થાનકવાસી–ત્રણે ફીરકાએ મળીને ઉજવી

એટલુ જ નહિ વરઘોડો, શ્વેતામ્બર, દિગમ્બરોનો સાથે જ કાઢી બંનેની વેદીઓ પણ સાથે કાઢી અને મૂર્તિપૂજકનાં સાધુ વિદ્યાવિજયજી અને સ્થાનકવાસીના સાધુ શ્રી ચોથમલજી બંનેએ એક જ પાટ ઉપર બેસી લગભગ દસહજારની માનવમેદની સમક્ષ પ્રવચનો આપ્યાં.

જે સંપ્રદાયો મંદિર અને મૂર્તિ માટે લડે, લડતા લડતા પ્રીવી કાઉન્સીલ સુધી જાય, તે સંપ્રદાયો એકબીજા સાથે હળીમળીને ભગવાન મહાવીરની જયંતી ઉજવે, મિશ્ર વરઘોડો કાઢે અને બંને સંપ્રદાયના સાધુઓ એક જ વ્યાસપીઠ ઉપર બેસી જનતાને પ્રવચનો દ્વારા પ્રબોધે એ ઘટના ખરેખર આશ્ચર્યકારક કહેવાય.

સાંપ્રદાયિકતાના જે વિષ ચઢયાં છે તેને ઊતારવામાં વિદ્યાવિજયજીની વિદ્યા-બુદ્ધિ-અભ્યાસ અને ઉદારતા કેટલું કાર્ય કરી શકે છે તેનું આ એક અનોખું અને જ્વલંત ઉદાહરણ છે. આવો પ્રભાવ-આવી કાર્યસરણી બહુ જ ઓછા સાધુઓમાં જોઇ શકાશે.

વિદ્યાવિજયજીની આ ઉત્તમ પ્રવૃત્તિ પેલા સાગરપક્ષીય સાધુઓને ન રુચિ. એમણે તો અહીંતહીં નિંદાઓ જ કર્યા કરી.

કબીરજીએ સાચું જ કહ્યુ છે કે :

> નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
> બિન સાબુ બિન પાનીસે, મેલ હમારા ધોય.
> કાહુકો ના નિંદિએ, સબકો કહીએ સંત;
> કરની અપની સો તીરે, ભજિયે શ્રી ભગવંત.

અપને કો ન સહરાઇએ, ઔર ન નિન્દિયે કોય;
અજહુ લાંબા કાલ હય, ના જાનૂ ક્યા હોય ?

સૌએ મહાત્મા કબીરની આ અમૃતવાણી અંતરમાં ઉતારવા સરખી છે.

લગભગ બાર વર્ષ પહેલાં વિદ્યાવિજયજીએ ઉજ્જૈનમાં ચાતુર્માસ કર્યું હતું. તે વખતે તેમણે 'શ્રી વિજયધર્મસૂરિ ગ્રંથમાળા' એ નામની એક ગ્રંથમાળા શરૂ કરી હતી. આ ગ્રંથમાળાના ઉત્સાહી મંત્રી શ્રી. દીપચંદજી બાંઠિયાએ નિસ્વાર્થવૃત્તિથી આ સંસ્થાની સુંદર સેવા કરી છે. બાર વર્ષના ગાળામાં સાઠ સાઠ જેવા ગ્રંથો સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, હિંદી, અંગ્રેજી અને સિંધી ભાષામાં પ્રસિદ્ધિનો પ્રકાશ જોઇ શક્યા છે.

વિદ્યાવિજયજીને પોતે સ્થાપેલી એ સંસ્થાનો આટલો સુંદર વિકાસ થયેલો જોઇ ઘણો સંતોષ થયો.

શિવપુરીની સંસ્થામાં સાત વર્ષ સુધી રહી મુનિરાજ વિદ્યાવિજયજી પાસે ગુજરાતી, હિંદી અને બંગાલી ભાષા ઉપરાંત જૈન તત્વજ્ઞાન અને સૂત્રોનો અભ્યાસ કરનાર જર્મન વિદુષી ભારતીય સાહિત્ય વિશારદા ડૉ. ક્રૌઝે ઉર્ફે સુભદ્રાદેવી, પી. એમ. ડી. પણ આ સમયે ઉજ્જૈનમાં હતાં.

તેમની અભિનાશ હતી પણ વિદ્યાવિજયજી જલદીથી શિવપુરી જવાન એમ ઇચ્છતા હતા

પરંતુ બંનેની ઇચ્છાઓ-ઇચ્છાઓ જ રહી. ઇંદોરના સંઘની વિનતિને માન આપી વિદ્યાવિજયજીને ઇંદોર જવુ પડયુ

' માણસ ધારે કંઇક, કંઇક કરે કિરતાર '

: ૮૭ :

# ઇંદ્રપુરીને આંગણે



**ઇંદોરના સંઘે મુનિરાજનું સ્વાગત કરી ઇંદોરમાં ચાતુર્માસ કરવાની ફરજ પાડી**

પ્રસંગોપાત કૉલેજ અને બીજા જાહેર સ્થળોએ મુનિરાજનાં પ્રવચનો યોજાવા લાગ્યાં તે ઉપરાંત દિનપ્રતિદિન ઉપાશ્રયમાં વ્યાખ્યાન થવા લાગ્યું. આ વ્યાખ્યાનમાં ત્રણથી ચાર હજાર માણસો લાભ લેવા લાગ્યા.

(૨) ઇંદોરના જાણીતા મીલ માલીક રાજ્યભૂષણ રાયબહાદુર શેઠ કનૈયાલાલ ભંડારીએ વિદ્યાવિજયજીનાં આ પ્રવચનો નોંધી લેવા માટે એક એક શીઘ્ર લિપિ ( short hand ) ના જાણકારને રોકયો હતો. ચાતુર્માસ દરમિયાનનાં બધા પ્રવચનો એણે અક્ષરશઃ ઉતારી લીધાં હતાં અને આ રીતે મુનિરાજની આખી યે વ્યાખ્યાનમાળાનો હસ્તલિખિત ગ્રંથ તૈયાર થઈ શકયો હતો. દોઢ હજાર હસ્તલિખિત પાનાનાં વિસ્તારમાં પથરાયલો એ ગ્રંથ છપાઇ ને પ્રગટ થતાં જનતાને એક ઉપયોગી ગ્રંથ મળશે એમાં જરા યે શંકા નથી.

તે ઉપરાંત શ્રી. વિજયધર્મસૂરિ મહારાજની જયંતી પણ ઇંદોરમાં સુંદર સમારંભ દ્વારા ઉજવવામાં આવી હતી. તેમાં આઠ દિવસનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. એ અઠવાડિયા પૈકી એક દિવસે સર્વ ધર્મ સંમેલનની યોજના કરવામાં આવી હતી. આ સંમેલન પ્રસંગે હિંદુ સનાતન, જૈન, પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન આદિ સર્વ ધર્મના વિદ્વાનોનાં ના પ્રવચનોએ ઇંદોરની જનતાને અલભ્યલાભ આપી અનોખી છાપ પાડી હતી.

આ જયંતી મહોત્સવ દરમિયાન જુદા જુદા દિવસના કાર્યક્રમો માટે રતલામના દિવાન શ્રી ત્રિભુવનદાસ જે. રાજા, રાયબહાદુર શેઠ કનૈયાલાલ ભંડારી, મુનિરાજ વિદ્યાવિજયજી વગેરે જુદા જુદા પ્રમુખોની વરણી કરવામાં આવી હતી.

ગુજરાતના હાસ્યરચના લેખક શ્રી જદુરાય ખંધડિયા પણ આ પ્રસંગે ઇંદોરમાં હતા અને તેમણે ઉત્સવમાં ભાગ લઇ હાસ્યરસની છોળો ઉછાળવામાં પોતાનો ફાળો આપ્યો હતો.

અમદાવાદની માફક ઇંદોરમાં પણ શિવપુરીની સંસ્થા માટે વિનંતિ કરવામાં આવતાં લગભગ પાંત્રીસ હજારનો ફાળો થયો હતો. આ ફાળામાં રાયબહાદુર શેઠ કનૈયાલાલ ભંડારીએ સાત હજારની ઉદાર રકમ ભરી હતી તે ઉપરાંત સિનેમાવાળા શેઠ ધન્નાલાલ મન્નાલાલે અઢી હજારની રકમ ભરી પોતાનો ફાળો નોંધાવ્યો હતો.

ઇંદોરનો ગુજરાતી સમાજ ખૂબ ઉત્સાહી, ઉદાર અને ધર્મપ્રેમી છે. હેમચંદ્ર કે. ની કંપનીવાળા ભાઈ મોહનલાલ લીલાચંદ, શેઠ નરસિંહદાસ કોલસાવાળા, શેઠ મોરારજી, શેઠ મંગળદાસ, શેઠ અમૃતલાલ, શેઠ દેવશીભાઇ, શેઠ શાંતિલાલ વગેરે કચ્છી, ગુજરાતી અને સૌરાષ્ટ્રીય ભાઇઓએ લીધેલી જહેમત ખરેખર પ્રશંસાપાત્ર છે. આ ગૃહસ્થોએ પણ શિવપુરી માટેના ફાળામાં સારી રકમો ભરી હતી એટલું જ નહિ પણ બીજાઓ પાસે પણ ભરાવી હતી.

મુનિરાજે નૂતનવર્ષને મંગળ દિવસે સૌ કાર્યકર્તાઓને શુભાશીષ આપી હતી.

ઉપરાંત રાયબહાદુર કનૈયાલાલ ભંડારી અને શેઠ મોહનલાલ લીલાચંદના ધર્મપ્રેમને અનુલક્ષીને શ્રી ભંડારીજીને 'જૈનધર્મ દિવાકર' અને શેઠ મોહનલાલને 'ધર્મરત્ન'ના પદથી વિભૂષિત કર્યા હતા.

છેવટે ઇંદોર છોડતા એક જાહેર મેળાવડામાં 'મધ્યભારત હિંદી સાહિત્ય સંમેલન' તરફથી રાયબહાદુર સરદાર કીબે પી. એચ. ડી ના પ્રમુખપણા નીચે મુનિરાજ વિદ્યાવિજયજીને એક માનપત્ર આપવામાં આવ્યું હતું. ×

× જુઓ પરિશિષ્ટ સોળમું

આ યોજના બાગલી રાજ્યના મેનેજર અને હિંદી સાહિત્યના પ્રખર ઉપાસક પં. રામનાથજી શર્માની ગુણાનુરાગતાને આભારી હતી.

ઇંદોરમાં આંખના ખાસ તબીબ તરીકે પ્રસિદ્ધ ડૉક્ટર પંડિત ઘણી જ જાણીતી વ્યક્તિ છે. ભારતવર્ષના ગણ્યાગાંઠ્યા આંખ માટેના ખાસ પ્રસિદ્ધ બે ત્રણ ડૉક્ટરો પૈકીના એ એક છે. તેઓ માત્ર ડૉક્ટર જ નથી પણ એક સાચા સર્જન છે. દયા અને ઉદારતાની તો તેઓ મૂર્તિ છે.

આ સુયોગ્ય તબીબનો લાભ લેવાનો વિચાર વિદ્યાવિજયજીના પારસી શિષ્ય એદલ ખરાસ અને કેટલાક જૈન ભાઈઓએ કર્યો અને તેમની પાસે વિદ્યાવિજયજીની ડાબી આંખના મોતિયાનું ઑપરેશન કરાવ્યું પણ એ નિષ્ફળ ગયું અને મુનિરાજની ડાબી આંખ સદાકાળને માટે બંધ થઈ ગઈ.

મુનિરાજ વિદ્યાવિજયજી દરેક પ્રસંગે સૌને કહે છે કે- 'નિમિત્ત કારણો ગમે તેટલાં સારાં હોય, છતાં જો ઉપાદાન કારણ ઠીક ન હોય, તો તે કાર્ય કદી સિદ્ધ થતું નથી.'

ડૉક્ટર પંડિતે આંખના નિષ્ણાત તબીબ તરીકે આંતરદેશીય ખ્યાતિ મેળવી છે. એણે હજારો આંધળાઓને દૃષ્ટિનાં દાન દીધાં છે. એ સેવાપરાયણ ડૉક્ટરની સેવા માટે બે મત જ નથી. એવા એક નિષ્ણાત ડૉક્ટરને હાથે થયેલું ઑપરેશન નિષ્ફળ બને એમાં ઉપાદાન કારણની અશુદ્ધિ સિવાય બીજું શું કહી શકાય ?

આમ જવાનું નિર્માણ થયું હોય ત્યાં એ વાત કોણ મિથ્યા કરી શકે ?

ઇંદોરના નિવાસ દરમિયાન સરદાર કીબે સાહેબ, કર્નલ ભાગવત, રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ શ્રી. સિંધિસાહેબ, ડૉક્ટર બોરડિયા, શ્રી હેમચંદ્ર ડે. આદિ ઘણા સજ્જનો મુનિરાજ વિદ્યાવિજયજીના પરિચયમા આવ્યા હતા ને તેમનાં જ્ઞાનનો તેમણે સારો લાભ ઉઠાવ્યો હતો.

## : ૮૮ :

## પુનઃ શિવપુરીમાં



ઈંદોરથી શિવપુરી આવવા માટે પ્રયાણ કર્યું. અઢીસો-પોણા ત્રણસો માઇલમાં હવે એવું કોઇ ગામ નહોતું કે ચોમાસા માટે આગ્રહ કરે.

દેવાસ એ માળવાના અનેક દેશી રાજ્યોમાંનું એક નાનું રાજ્ય છે. દેવાસ જ્યુનીયરના સ્વર્ગસ્થ મહારાજા સદાશિવરાવ ખાંસે સાહેબ વિદ્યાવિજયજીના પરમ ભક્ત હતા. ત્યાંના મહારાણી સાહેબ અને વર્તમાન મહારાજા પણ એમના પ્રત્યે સારો ભક્તિભાવ દર્શાવે છે. રાજમાતુશ્રીને જાણ થઈ કે તરત તેમણે વિદ્યાવિજયજીને પોતાના મહેલમાં પધારવા માટે નિમંત્રણ આપ્યું.

રાજમાતા અત્યારે ઘણાં બિમાર હતાં. એમણે વિદ્યાવિજયજી

પાસે આશીર્વાદ લીધો અને એમનો સદ્બોધ ભક્તિભાવથી સાંભળ્યો. દેવાસમાં મુનિરાજનાં બે ત્રણ જાહેર પ્રવચનો પણ યોજવામાં આવ્યા હતાં.

અહીંની હાઇસ્કૂલોનું વિદ્યાવિજયજીએ નિરીક્ષણ કરી વિદ્યાર્થીઓ અને શિક્ષકોને ઉપદેશની લ્હાણ આપી.

ત્યારબાદ દેવાસથી વિહાર કરી એક ગામડામાં મુકામ કર્યો. ત્યાં રાત્રે દેવાસના વર્તમાન મહારાણી સાહેબ અને વડોદરાના મહારાણી સાહેબ વિદ્યાવિજયજીનાં દર્શનાર્થે પધાર્યા. લગભગ દોઢ કલાક સુધી તેમણે શાંતિથી ધર્મોપદેશ સાંભળ્યો.

તનોડિયાના રાવજી સાહેબની વિનંતિથી તનોડિયા થઇ આગર, સારંગપુર, બ્યાવરા, ગુણા થઇ તા. ૧૯ મી જાન્યુઆરી ૧૯૪૫ ના રોજ વિદ્યાવિજયજી પોતાની મંડળી સાથે પોતાની પરમ પ્રિય ભૂમિ શિવપુરીને આંગણે પુનઃ પધાર્યા અને ગુરૂદેવના સમાધિ મંદિરમાં ગુરૂદેવની મૂર્તિનાં દર્શન કરી કૃતાર્થ થયા.

શિવપુરીથી વિદ્યાવિજયજીએ વિદાય લીધે આજ તેર તેર વર્ષનાં વહાણાં વાઇ ચૂક્યાં હતાં.

આજ તેઓ પોતાના પ્રાણ સમી સંસ્થામાં ઉમંગભેર આવી રહ્યા હતા. સમસ્ત શિવપુરી ગામે અને સંસ્થાના સચાલકોએ એમનું ભવ્ય સ્વાગત કર્યું

આજે શિવપુરીના નાગરિકોનો આનંદ સમાતો ન હતો. આજે સંસ્થાના કાર્યકર્તાઓનાં હૈયાં પ્રફુલ્લિત થયાં હતાં. આજે વિદ્યાર્થીઓ

પોતાના ગુરુનાં દર્શનથી પોતાની જાતને કૃતકૃત્ય માનવા લાગ્યા.

પ્રારંભિક પ્રવચન આપતાં વિદ્યાવિજયજીએ પોતાની પ્રાણપ્રિય સંસ્થાને જીવંત જોઇ આનંદ વ્યક્ત કર્યો. અને આ સંસ્થાને અનેક મુશ્કેલીઓમાંથી ઉગારનાર તેમજ વીસ વીસ વર્ષ સુધી નિર્લોભ રહી, સંસ્થાની અસાધારણ સેવા કરનાર સંસ્થાના સુપ્રીન્ટેન્ડન્ટ શ્રી સત્યનારાયણ પંડ્યા અને પ્રધાનાધ્યાપક પં. રામગોપાલાચાર્યજીને ધન્યવાદ આપતાં સંસ્થાની વીસ વીસ વર્ષ સુધી એકધારી અતુલ સેવા એમણે કેવી રીતે કરી છે, એનું વિસ્તારથી વર્ણન કર્યું. આ વર્ણનમાં એમના હૃદયના આશીર્વાદ તરી આવતા હતા.

જે જે કલ્પનાઓ મનમાં કરી હતી, જે જે સ્વપ્નાં જોયાં હતાં, તે તે કલ્પનાઓ ને સ્વપ્નોને મૂર્ત સ્વરૂપ આપવાનો સમય હવે આવી ગયો હતો.

ટૂંક સમયમાં જ એમણે આખી યે સંસ્થાની કાયાપલટ કરી નાંખી.

દીવો બુઝાવાની અણી ઉપર હોય ને જેમ એમાં તેલ પૂરાય, છોડ કરમાવાની તૈયારીમાં હોય ને જેમ એમા જલસિંચન થાય તેમ તેમણે જાણે સંસ્થાને અમૃતનાં છાંટણા છાટી દીધા.

રીતસર કક્ષાઓ ગોઠવાઇ નવો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો. અનુભવી શિક્ષકોનો ઉમેરો કર્યો. વિદ્યાર્થીઓ માટે નિયમો તૈયાર કર્યા.

અને આમ શિક્ષાલય અને છાત્રાલયમાં અનેકવિધ સુધારા વધારા કરી પોતે સંસ્થાના ઉત્કર્ષ માટે સેવેલાં સ્વપ્નોને સિદ્ધ કરવાના શુભ પ્રયાસો આદર્યા.

સાચો સંકલ્પ-વહેલો કે મોડો પણ ફળ્યા વિના રહેતો નથી. શુધ્ધ નિષ્ઠાથી કરેલુ કાર્ય કદી નિષ્ફળ જતું નથી વહેલું કે મોડું એનું શુભ પરિણામ જ આવે છે. માત્ર એ માટે કાર્ય કરનારાએ ધીરજ ધરવી જોઇએ કબીરજીએ કહ્યુ છે કે.

> ' ધીરે ધીરે રે મના, ધીરે સબ કુછ હોય,
> માલી સિંચે કેવરા, પર ઋતુ આવે ફલ જાય '

ગ્વાલિયર નરેશનો વિદ્યાવિજયજી પ્રત્યે નાની ઉમરથી ભકિત ભાવ હતો જ. વિદ્યાવિજયજીના પુન આગમનની વાત જાણી તેમને ઘણો આનંદ થયો. તેમાં ય જ્યારે તેમણે સંસ્થાના ઉત્કર્ષ વિષેની વિદ્યાવિજયજી ની ભાવના જાણી ત્યારે એમના આનંદમા ઓર વૃદ્ધિ થઇ.

અને એ ઉદાર ગ્વાલીઅર નરેશે વિદ્યાવિજયજીની માગણીને માન આપી, સંસ્થાના કૉમ્પાઉન્ડ પાસેનું એક સરકારી મકાન સંસ્થાના પુસ્તકાલય, વાચનાલય અને સંગ્રહાલય માટે અર્પણ કર્યું; એટલું જ નહિ પણ તા. ૨૭ મી ડિસેમ્બર ૧૯૪૬ના રોજ સ્વયં સંસ્થામાં પધારી પોતે બે અઢી કલાક સુધી શાંતિથી વિદ્યાવિજયજીનો સદુપદેશ શ્રવણ કર્યો. આ પ્રસંગે તેમણે વિદ્યાવિજયજીની સદ્‌ભાવનાઓ જાણી લેવા ઉપરાંત સંસ્થાનું પણ નીરિક્ષણ કર્યું અને તત્કાળ સંસ્થા માટે એક આવશ્યક ભવન પોતાના તરફથી બનાવવાનો હુકમ કર્યો. એટલું જ નહિ પરંતુ સંસ્થાને માસિક ત્રણસો રૂપિયાની ગ્રાન્ટ આપવી પણ શરૂ કરી.

સત્ય, દયા અને ધર્મના શુભ હેતુના મંડાણ ઉપર થયેલા કાર્યના ચણતરનો પાયો ઘણો મજબૂત હોય છે. અને એ મજબૂત પાયા ઉપર બાંધેલી ઇમારત સંગીન બને છે.

स्वस्ति प्रजाभ्य : परिपालयन्ताम
न्याय्येन मार्गेण महीं महीशा :।
गो ब्राह्मणेभ्य : शुभमस्तु नित्यम
लोका : समस्ता : सुखीनो भवन्तु ॥*

એવા પરમ સંતનો સમાગમ માનવીને પાપમાંથી ઉગારી પુણ્યને પંથે વાળે છે.

કવિવર ખબરદારે એક સ્થળે કહ્યું છે તે આપણે શ્રી વિદ્યાવિજયજી માટે પણ વિના સંકોચ કહી શકીએ:

'જાગી જાગી ઉરમાં જુગ જુગ કેરી જ્યોત જો !
જેનાં નયન નયનમાં ઝળકે દીપ અનંત :
જેને અંગે અંગ ફુવારા અમીના ફૂટતા,
એનાં દર્શન કરવા આવો જોગી સંત '

એવા એ પરમ પુરૂષના દર્શન કરવા એ પણ જીવનની લ્હાણ છે.

આ સંસ્થામાં શ્રી વિદ્યાવિજયજી મહારાજનું દૈનિક પ્રવચન એટલે રોજ નવી નવી વાતો, નવા નવા અનુભવો, નવી નવી શીખામણો, અને ગર્ભિત રીતે ગુન્હેગારોને સાવધાન કરનારી ચીમકીઓ. એમાં હાસ્યરસ હોય અને વૈરાગ્ય પણ હોય, એમાં ઉત્તેજનાઓ પણ હોય, અને કોઇના માથે બેસી જનારી પાઘડી પણ હોય.

માનવ કલ્યાણની અનુપમ ભાવનાથી શિવપુરીની આ અનોખી સંસ્થા આજ મોટી રહી છે.

---

* પ્રજાનું કલ્યાણ થાઓ, રાજાઓ ન્યાયને માર્ગે પૃથ્વીનું પાલન કરો, હંમેશાં ગાય અને બ્રાહ્મણનું ભલું થાઓ, અને સમસ્ત લોકો સુખી થાઓ.

વિદ્યાવિજયજી જીવનના ૭૨ વર્ષ પૂરાં કરી ચૂક્યા છે. આ નિમિત્તે આખા ભારતવર્ષના ભિન્ન ભિન્ન શહેરોના વિદ્યાવિજયજીના જૈન તેમજ જૈનેતર ભક્તોએ હીરક મહોત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો છે અને એને માટે શિવપુરીના કલેક્ટર શ્રી. વામનરાવ સાહેબ સૂર્યવંશીના પ્રમુખપદે એક સમિતિ નિમાયલી છે.

આ સમિતિની વિનંતિને માન આપી ગ્વાલીયરના શ્રીમંત મહારાજા સાહેબે આ હીરક મહોત્સવના 'સંરક્ષક' પદનો પણ સ્વીકાર કર્યો છે.

વિદ્યાવિજયજીની સાચી સાધુતા, અને સચ્ચરિત્રના પરિણામે જ આવા મોટા રાજા–મહારાજાઓ, વિદ્વાનો, શ્રીમંતો, ગરીબો સર્વ કોઇ એમના પ્રત્યે શ્રદ્ધાભર્યો ભક્તિભાવ દાખવે છે.

વિદ્યાવિજયજી આ સંસ્થાના ઉત્કર્ષ માટે હજુ પણ ઘણી ઊંચી ભાવનાઓ સેવી રહ્યા છે. આ સંસ્થાને ભારતીય સંસ્કૃતિ અને સંસ્કૃત વિદ્યાનું એક અદ્વિતિય કેન્દ્ર બનાવવાની તેમની ઉત્કંઠા છે–અભિલાષા છે અને તે માટે તેઓ અત્યંત પરિશ્રમ લઇ રહ્યા છે.

તાજેતરમાં જ આ સંસ્થાની મુલાકાત લેનાર મુંબઈના શ્રી. શેખમલ રાજમલ એના વિષે જણાવે છે:

"આજથી વીસ વર્ષ પહેલાં મુનિરાજશ્રી વિદ્યાવિજયજીમાં જે જોમ, શક્તિ, ઉત્સાહ અને વિદ્યાર્થીઓને તૈયાર કરવાની ધગશ હતી, તે આજે એમની ૬૧ વર્ષની ઉમ્મરે પણ જોતાં ખરેખર મને આનંદ થયો અને અત્યારે ભણતા વિદ્યાર્થીઓના ભાગ્યની સરાહના કરી. મહારાજશ્રી રાત્રે સાડા આઠ વાગે સૂવે છે અને બેથી અઢી વાગે નિયમિત ઉઠે છે. પોતાની પ્રતિક્રમણ અને બીજી ધાર્મિક ક્રિયાઓથી નિવૃત્ત થઈ સવારે ૭ વાગે નીચે આવી પોતાનું કાર્ય શરૂ કરે છે. દેવદર્શન. ગુરુવંદન કરી વિદ્યાર્થીઓના ખેલો જોવા માટે કોઈ કોઈ વાર ઉભા રહે છે. આ વખતે વિદ્યાર્થીઓનો ઉત્સાહ દ્વિગુણિત બને છે. શિક્ષકો શું કામ કરે છે! તેની તપાસ રાખવી, વિદ્યાર્થીઓનો અભ્યાસ વારંવાર તપાસવો, ઉચિત ફેરફારો કરવા, વિદ્યાર્થીઓ અને શિક્ષકોની ફરિયાદ સાંભળવી ઇત્યાદિ પ્રવૃત્તિ જેવી વીસ વર્ષ પહેલાં હતી તેવી જ આજે પણ છે. સમય ઉપર લેખનપ્રવૃત્તિ પ્રકાશિત થતાં પુસ્તકોનાં પ્રુફો જોવાં વગેરે કાર્ય ચાલુ છે. સંસ્થાના ઉત્કર્ષ માટે, સંસ્થાની આર્થિક ચિન્તા દૂર કરવા માટે તેઓ મૂકભાવે જે પ્રયત્નો કરી રહ્યા છે, એ ખરેખર સંસ્થાના સદ્‌ભાગ્યની નિશાની છે. કલેકટરથી લઈને સ્થાનિક તમામ ઓફીસરો તેમના ચરણમાં અવારનવાર આવી ધર્મચર્ચાઓ કરતા જ રહે છે. અને તેઓની ધર્મભાવનાને પરિણામે સંસ્થાને ગમે તેવી મોંઘવારી અને અપ્રાપ્યતાના સમયમાં પણ વિદ્યાર્થીઓ માટે દરેક વસ્તુ સુલભ બને છે.

: ૮૯ :

## વિદ્યાવિજયજીનું વ્યક્તિત્વ



મુનિરાજ વિદ્યાવિજયજીનો સ્વભાવ ઘણો મળતાવડો અને વિનમ્ર છે. જીવનમાં અનેક માનવીઓના સંપર્કમાં આવેલા વિદ્યાવિજયજી માનસશાસ્ત્રના પૂરા અભ્યાસી છે. માનવીના પ્રથમ પરિચયમાં જ એની શક્તિનું માપ તેઓ આંકી શકે છે, છતાં એમને લાગે કે આ માણસ વિશ્વાસપાત્ર છે, ધર્મ બોધ આપવા લાયક છે તો એને પોતે ખાસ એ માર્ગે ખેંચવા પ્રયત્ન કરે છે. બાકી આમ તો સમસ્ત માનવજાત પ્રત્યે એમની વૃત્તિ ઉદાર છે. પોતે માનવજાતનાં કલ્યાણમાં માને છે અને એમની ધર્મભાવના વિશાળ હોઈ સર્વ ધર્મના લોકોને એ પોતાના તરફ આકર્ષે છે.

કરવાની કોશીષ કદી કરી નથી. કારણ કે એ જાણે છે કે'

'સત્ય છુપે નહિ બાદલ છાયો.'

અને તેઓ પોતાના એ સિધ્ધાંતને જીવનભર વળગી રહેતા આવ્યા છે.

એમનામાં આવેલા સંકટને દૂર કરવાની કળા પણ અદ્ભુત છે. એમણે કેટલાક વિદ્યાર્થીઓ પાછળ હજારો રૂપીઆ ખર્ચી એમને ભણાવ્યા–ગણાવ્યા–લોહીનું પાણી કર્યું. જગતને એમની દ્વારા પોતે કંઇ વિશિષ્ટ આપી શકે એવી વૃત્તિ સેવી, પણ કેટલાકોમાં જાણે કે દૂધ પાઇને સાપ ઉછેરે એનું પરિણામ આવ્યું. દૂધ પાયેલો સાપ અંતે પાળનારને ડસ્યા વિના રહેતો નથી તેમ એમણે તૈયાર કરેલા વિદ્યાર્થીઓ પોતાને પાંખ આવતા ઊડી ગયા. ઊડી ગયા એટલું જ નહિ કેટલાકોએ મુનિરાજને હેરાન કરવામાં પણ કંઈ બાકી નથી રાખી.

પણ મુનિરાજનો સ્વભાવ તો સાગર જેવો ધીર ગંભીર. એમને તો ગુરૂ અને ઇશ્વરમાં જ અવિરતપણે પોતાનું મન પરોવી રહેવાનું. તેવાઓ માટે કોઇ કંઇ કહે ત્યારે તેઓ એમ જ કહે: 'ભાઇ તેઓ મારા છે. અને હું તેમનો છું. મેં મારો ધર્મ બજાવ્યો છે. તેઓને સાચું જ્ઞાન થશે ત્યારે પોતાની મેળે સમજશે. ગુરુદેવ વિજયધર્મસૂરિશ્વરજી મહારાજનો વિરોધ કરનારા બનારસ પાઠશાળાના વિદ્યાર્થી નીકળેલા, સામો મોરચો માંડી બેઠેલા, વર્ષો સુધી વિરોધી રહ્યા, પરંતુ સ્તુતિ અને નિંદા એ તો યશ નામ કર્મ ને અપયશ નામ કર્મનું પરિણામ છે. આત્મા ઉપર અજ્ઞાનતાનું આવરણ હોય ત્યારે માણસ પોતાનું કર્તવ્ય ભૂલી જાય છે. એ આવરણ દૂર થાય, એટલે સત્ય સૂઝે. એ જ વિરોધીઓ, આજે વિજયધર્મસૂરિ મહારાજના ગુણગાન કરે છે મતલબ કે આ તો બધા કર્મના ખેલ છે. એમાં ન રાચ-

વાનું હોય, ન દુખી થવાનું હોય આપણે આપણું કર્તવ્ય નિષ્કામવૃત્તિથી કરે જવું જોઇએ. આપણે તો સમસ્ત જીવો પર પ્રેમ જ રાખવો જોઇએ.

'હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જોને !
પરથમ પહેલું મસ્તક મૂકી,
વળતી લેવું નામ જોને !
× × ×
માથા સાટે મોંઘી વસ્તુ,
સાંપડવી નહિ સ્હેલ જોને !
મહાપદ પામ્યા તે મરજીવા,
મૂકી મનનો મેલ જોને !'
(પ્રીતમ)

એમ એમણે કર્તવ્ય ધર્મ નો વિકટ પથ સ્વીકાર્યો છે વિશ્વપ્રેમનો માર્ગ ગ્રહણ કર્યો છે. માનવતાના એ પરમ ઉપાસક બીજાના હૈયામાં પણ સદ્માનવતા સિંચન કરી રહે છે.

મુનિરાજનો તો સદા એવો જ સિધ્ધાંત છે કે સામો માણસ પોતાનું કર્તવ્ય ચૂકે–બેવફા બને, પોતાની સામે હુમલો કરે, વિરોધનો વંટોળ જગાડે પણ પોતે તો હંમેશા સ્થિર જ રહેવું કારણ કે એ જાણે છે કે

'જોર વિના સન્મુખ રહી, જો રવિના સન્મુખ,*
રહી ઊભો રજ નાખશે, પડે પડને મુખ'

મુનિરાજે તો પોતાનું બૂરું કરનારને પણ મદદ આપી ઠેકાણે પાડયા છે

* કવિ દલપતરામ

આગળ વધાર્યા છે એ જ મુનિહૃદયની મહાનુભાવિતા, એ જ મુનિહૃદયની સરળતા, એ છે મુનિહૃદયની ધર્મબુધ્ધિ

કોઇ કોઇ વખત એમના અકારણ વૈરી લોકો સામે એમના સાચા ભકતો કોપાનમાન થાય, ત્યારે તેઓ એમને એમ જ કહે છે – 'ભાઈ! વિરોધની સામે વિરોધ કરવો એનો અર્થ એ જ કે આપણે પણ તેમના જેવા થવુ? પછી આપણામા ને તેનામા ફરક શો?' તેઓ આવા પ્રસંગોમા પોતાના ગુરુ વિજયધર્મસૂરિના જીવનની ઘટનાઓ સામે ધરીને કહે છે. 'ગુરુદેવના વિરોધીઓ કયા ઓછા હતા?' તેઓ વળી કહે છે કે–'વિરોધ શક્તિનો હોય છે વ્યક્તિગત આપણે જો કઇ બગાડ્યુ ન હોય, છતા કોઇ વિરોધ કરે તો સમજવુ કે–એ ઇર્ષ્યાનુ પરિણામ છે'

મુનિરાજે પોતાના મન ઉપર અજબ સંયમ જમાવ્યો છે. ગમે તેવુ વાતાવરણ હોય, આસપાસ અનેક માનવો બેઠા હોય, ટોળ ટપ્પા ઉડતા હોય, મજાક ચાલતી હોય પણ મુનિરાજ પોતાને જે કાંઈ કામ કરવું હોય તે શાંત ચિત્તે કર્યા જ કરે છે. પછી એ લેખન હોય, મનન હોય કે નિદિધ્યાસન હોય.

એમની આ પ્રવૃત્તિમા એમને કદી કોઇ જાતનું વિઘ્ન આવ્યું નથી.

રાતનો સમય હોય, સામે પચીસ–પચાસ માણસો બેઠા ભજન ગાતા હોય, સંગીતથી રમઝટ જામી હોય, કાંસીજોડા ને ઢોલના અવાજો કર્ણગોચર થતા હોય તો પણ મુનિરાજ નિર્ણય કરે કે કઈ લખવુ છે તો એ લખી શકે છે. નિર્ણય કરે કે ગાવુ છે તો ગાઈ શકે છે.

જે માનવી જિતેન્દ્રિય છે—જેણે પોતાની તમામ ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો છે, તે પોતાનું ધાર્યું કરી શકે છે. પોતાના આત્માના અવાજ પ્રમાણે ઇંદ્રિયો ઉપર સામ્રાજ્ય ચલાવી શકે છે. એ માનવી માનવીમાંથી દેવ બને છે. સંસારનાં વાતાવરણમાં રહેવા છતાં એ સંસારથી પર છે—એવાને કાજે સંસાર જળકમળવત છે. એવા માનવીઓ જગતને ડગલે ને પગલે નથી જડતા. એ તો લાખોમાં એક હોય છે કે જેના ધર્મ સંસ્કાર જાગૃત થઈ જગતને જગાડવા કોશીષ કરે—જગતને કાજે પોતાના પ્રાણ સમર્પણ કરે—જીવનભર જગતની સેવા કરે.

'કાદવમાંથી કમળ બને કાંઇ, સોહાવતા સંસાર;
માનવતાની મધુરપ મ્હેકે, રીઝી રહે કિરતાર.
એવા છે સંસ્કાર,
જીવનમાં જાગે છે સંસ્કાર.'

ખરેખર મુનિરાજનું વ્યક્તિત્વ અસાધારણ છે—પ્રભાવશાળી છે.

મુનિરાજ વિદ્યાવિજયજી આટલો જીવનવિકાસ સાધી પ્રભાવકતા પ્રાપ્ત કરી શકયા છે ને પ્રાપ્ત કરી રહ્યા છે એનું મુખ્ય કારણ તો તેઓ પોતાના ગુરૂદેવની કૃપાનું ફળ જ માને છે. પરંતુ એમની સિદ્ધાન્ત દૃઢતાનુ પણ ખાસ કારણ છે. આપણે આ પ્રકરણના પ્રારંભમાં જોઇ ગયા તેમ વિરોધની સામે વિરોધ ન કરવો, ગમે તેવા વિરોધીને પણ અમી નજરથી જ જોવો, એ ક્ષમાનું શસ્ત્ર જેમ એમને સહાયભૂત થયું છે ને થાય છે, તેવી જ રીતે તેઓ કોઈપણ ભલી બૂરી ઘટના પ્રસંગે સમયની રાહ જોવા માટે ખૂબ ટેવાઈ ગયા છે. સુખદુઃખનો કોઈપણ પ્રસંગ કાયમને માટે રહેતો નથી. સુખનો—આનંદનો પ્રસંગ પણ સમયનાં વ્હેણ સાથે વહી જાય છે, તેમ દુઃખનો પ્રસંગ પણ સમયની સાથે અદૃશ્ય થઇ સુખરૂપમાં પલટાઈ જાય છે. આ અનુભવસત્ય ઉપર તેઓ ખૂબ જ છે.

અને એ જ કારણ છે કે ગમે તેવાં ચિંતાનાં–દુઃખનાં નિમિત્તો મળવા છતાં, તેઓ મસ્ત રહે છે. એ નિમિત્તોની અસર તેમના ઉપર બહુ જ ઓછી થાય છે.

સુખદુઃખના પ્રસંગોની અસર જીવન ઉપર નહિ થવા દેવામાં તેમની એક બીજી વિચાર–સરણી પણ ખૂબ મદદ કરે છે. તેઓ કહે છે:

'સંસારમાં જેટલી ઘટનાઓ બને છે, તે ત્રણ વિભાગમાં વિભક્ત કરી શકાય છે. કેટલીક ઘટનાઓ એવી બને છે કે–જેના નિમિત્ત આપણે પોતે હોઇએ અર્થાત્ આપણે સ્વયં કરીએ છીએ. ઈચ્છાપૂર્વક–ઈરાદાપૂર્વક આપણે તે કાર્ય કર્યું, એટલે આપણે હસતા વદને એનું પરિણામ ભોગવવા તૈયાર રહેવું જોઇએ. એમાં હાય–ઓય કરવા ની કંઈ જરૂર નથી.

કેટલાંક કાર્યો લાચારીથી આપણે કરવાં પડે છે. ઈચ્છા નથી છતાં એવી પરિસ્થિતિ ઉભી થાય છે કે મજબૂરીથી એ કાર્ય કરવુ પડે છે. લાચારીથી જે કાર્ય કરવું પડે, એની પાછળ અફસોસ કે દુઃખ માનવાની જરૂર જ ન હોય.

કમજોરીના–માનસિક કમજોરીના કારણે જ તે ધૈર્ય ખોઇ બેસે છે અને મુંઝાયા કરે છે.

વિદ્યાવિજયજી પોતાનામાં હજુ પણ કેટલીક કમજોરીઓ ભાળે છે, છતાં આપણે જોઇ શકીએ છીએ કે એમણે ઘણે અંશે વિજય મેળવ્યો છે. અને એ જ કારણસર તેઓ આત્મબળથી ઘણાં કાર્યોમાં સફળતા મેળવી શકે છે.

: ૯૦ :

## મુનિરાજના ગ્રંથો



ગામાનુ ગામ પાદવિહાર, નાનાં મોટાં દરેક ગામોમાં ધર્મોપદેશ, ધર્મચર્ચાઓ, સંસ્થાઓનું સંચાલન, રાજામહારાજાઓની મુલાકાતો અનેક બહારથી આવતા ઢગલાબંધ પ્રશ્નોના જવાબો આપવા આદિ અને પ્રવૃત્તિઓમાં રહેવા છતાં. શ્રી વિદ્યાવિજયજીએ અત્યાર સુધીમાં લગભગ ૪૦–૪૫ ગ્રંથો રચ્યા છે તેમાંના લગભગ પ્રત્યેક ડઝન જેટલા ગ્રંથો પ્રસિદ્ધ થયા હોઈ જનતાએ એ સર્વ ગ્રંથોને સારો આવકાર આપ્યો છે.

નામે હિંદી ભાષામાં પ્રગટ થઈ હતી. પોતે ગુજરાતી હોવા છતાં હિંદી ભાષા ઉપર અજબ કાબુ ધરાવે છે અને એક ગુજરાતીનું પ્રથમ પુસ્તક હિંદમાં પ્રગટ થાય એ શું બનાવે છે ?

ત્યારબાદ સં. ૧૯૭૭ મા એમના બે ગ્રંથો પ્રગટ થયા. પોતાના ગુરૂદેવનું જીવનચરિત્ર 'વિજયધર્મ સૂરિચરિત્ર' એ નામથી એમણે પ્રગટ કરી પોતાના પુણ્યશાળી ગુરૂદેવના સમગ્ર જીવનનો એમાં એમણે સત્યઘટનાત્મક રીતે પરિચય કરાવ્યો છે અને એ રીતે પોતાના સાચા ગુરૂદેવને એક નમ્ર શિષ્ય તરીકે અંજલિ આપી પોતાની જાતને કૃતકૃત્ય કરી છે. શ્રી. વિજયધર્મસૂરિજીનુ સૌથી પહેલવહેલું પહેલું ચરિત્ર લખવાનું સદ્ભાગ્ય તેમણે મેળવ્યું હતુ તે જ સાલમાં એમનું બીજુ પુસ્તક 'જૈન શિક્ષાદર્શન' પ્રગટ થયું હોઈ જૈન ધર્મના અનુયાયીઓ માટે એમા સુંદર માર્ગદર્શન છે. આ પુસ્તક એમના ગુરૂ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજના નિબંધનો અનુવાદ છે. આ નિબંધ કલકત્તામા ભરાએલી 'ભારતીય સર્વ ધર્મ પરિષદ'માં વાંચવામાં આવ્યો હતો.

'જૈન ધર્મ' એ 'જૈન ધર્મના' અનુયાયીઓ માટેનું પાઠ્ય પુસ્તક છે. 'જૈન ધર્મ' સબંધી મૌલિક સિધ્ધાંતોની અને અચાર-વિચારોની માહિતી મેળવવા ઇચ્છનાર જૈન કે જૈનેતર સૌને માટે આ અજોડ પુસ્તક છે. જૈન ધર્મના પારિભાષિક શબ્દોને નહિ જાણનાર પણ સરળતા પૂર્વક જૈન ધર્મના સિધ્ધાન્તો આ પુસ્તકથી જાણી-સમજી શકે છે. એ જ કારણ છે આ પુસ્તક ગુજરાતી ઉપરાંત હિંદી, સિંધી, ઉર્દુમાં પણ અનુવાદિત થયું છે, અને એની અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી છે.

આ પુસ્તકનો સિંધી અનુવાદ સિંધહૈદ્રાબાદવાળા બ્હેન પાર્વતી સી. એડવાની બી.એ.એ કર્યો છે.

આ નાનકડો ગ્રંથ જૈનધર્મના સિધ્ધાંતોની આરસી સમાન છે. એમાં એના વિદ્વાન લેખકે જૈનધર્મ વિષે સરળ ભાષામાં સંપૂર્ણ માહીતિ રજૂ કરી છે.

સિંધી ભાષામાં પ્રગટ થયેલા અનુવાદનું નામ 'નઈ જ્યોતિ' છે.

'જૈનધર્મ' પુસ્તકની પ્રસ્તાવનામાં વિદ્યાવિજયજીએ લખ્યું છેઃ

કોઇ એને બૌધ્ધ ધર્મની શાખા બતાવતું તો કોઈ ' બૌધ્ધ ' અને 'જૈન' ધર્મને એક સમજતું. કોઇ ભગવાન મહાવીરે ચલાવેલો ધર્મ બતાવતું, તો કોઇ પાર્શ્વનાથથી એની ઉત્પત્તિ બતાવતું.

આમ અનેક કલ્પનાઓ લોકો કર્યા કરતા પરંતુ જ્યારથી જૈન ધર્મનું સાહિત્ય જગતની સામે ઉપસ્થિત થયું અને ઐતિહાસિક શોધખોળ કરનારાઓને આની અતિ પ્રાચીનતાનાં પ્રમાણો મળ્યાં ત્યારથી સૌને એ સ્વીકારવું પડયું છે કે ખરેખરી રીતે જૈનધર્મ અતિ પ્રાચીન, પવિત્ર, સ્વતંત્ર અને આસ્તિક ધર્મ છે. '

આ પુસ્તકમાં, નવકાર, મંત્ર જૈનધર્મ, તીર્થંકર, મહાવીર સ્વામી, દેવ, ગુરૂ, ધર્મ, સમ્યકત્વ અથવા સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર્યસંયમ, જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બન્ધ, મોક્ષ, ૐ, અનાનુપૂર્વી, દયા, ગૃહસ્થધર્મ, ગૃહસ્થોનુ દિનકૃત્ય, ધ્યાન; લેશ્યા, પાંચકારણ, સ્યાદ્દવાદ, નય, સપ્તભંગી–એ વિષયોની સમજુતી એના વિદ્વાન લેખકે સરળતાથી આપી છે. અને એ રીતે આ ગ્રંથની મહત્તા વધારી છે.

' સૂરીશ્વર અને સમ્રાટ ' એ એક ઐતિહાસિક ગ્રંથ છે હોઇ લેખકના ઝીણવટભર્યા અભ્યાસ અને સંશોધન વૃત્તિની આપણને પ્રતીતિ કરાવે છે.

' જૈન સાધુઓએ ગુર્જર સાહિત્યની અનન્ય સેવા બજાવી છે એ વાત નિર્વિવાદ છે. એમાં આ પુસ્તકથી એક ઉપયોગી ગ્રંથનો ઉમેરો થાય છે.

'પ્રાચીન સમયમાં દેશકલ્યાણનાં કાર્યમાં ભાગ લેનારા જે જે જૈનાચાર્યો થઈ ગયા છે તેઓમાના હીરવિજયસૂરિ પણ એક છે. સોળમી

'જૈન ધર્મ' એ 'જૈન ધર્મના' અનુયાયીઓ માટેનું પાઠ્ય પુસ્તક છે. 'જૈન ધર્મ' સંબંધી મૌલિક સિધ્ધાંતોની અને આચાર-વિચારોની માહિતી મેળવવા ઇચ્છનાર જૈન કે જૈનેતર સૌને માટે આ અજોડ પુસ્તક છે. જૈન ધર્મના પારિભાષિક શબ્દોને નહિ જાણનાર પણ સરળતા પૂર્વક જૈન ધર્મના સિધ્ધાન્તો આ પુસ્તકથી જાણી-સમજી શકે છે. એ જ કારણ છે આ પુસ્તક ગુજરાતી ઉપરાંત હિંદી, સિંધી, ઉર્દૂમાં પણ અનુવાદિત થયું છે, અને એની અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી છે.

આ પુસ્તકનો સિંધી અનુવાદ સિંધહૈદ્રાબાદવાળા બ્હેન પાર્વતી સી. એડવાની બી.એ.એ કર્યો છે.

આ નાનકડો ગ્રંથ જૈનધર્મના સિધ્ધાંતોની આરસી સમાન છે. એમાં એના વિદ્વાન લેખકે જૈનધર્મ વિષે સરળ ભાષામાં સંપૂર્ણ માહીતિ ૨૯૮ કરી છે.

કોઇ એને બૌધ્ધ ધર્મની શાખા બતાવતું તો કોઈ ' બૌધ્ધ ' અને 'જૈન' ધર્મને એક સમજતું. કોઇ ભગવાન મહાવીરે ચલાવેલો ધર્મ બતાવતું, તો કોઇ પાર્શ્વનાથથી એની ઉત્પત્તિ બતાવતું.

આમ અનેક કલ્પનાઓ લોકો કર્યા કરતા પરંતુ જ્યારથી જૈન ધર્મનું સાહિત્ય જગતની સામે ઉપસ્થિત થયું અને ઐતિહાસિક શોધખોળ કરનારાઓને આની અતિ પ્રાચીનતાનાં પ્રમાણો મળ્યાં ત્યારથી સૌને એ સ્વીકારવું પડયું છે કે ખરેખરી રીતે જૈનધર્મ અતિ પ્રાચીન, પવિત્ર, સ્વતંત્ર અને આસ્તિક ધર્મ છે. '

'જૈન ધર્મ' એ 'જૈન ધર્મના' અનુયાયીઓ માટેનું પાઠ્ય પુસ્તક છે. 'જૈન ધર્મ' સબંધી મૌલિક સિધ્ધાંતોની અને આચાર-વિચારોની માહિતી મેળવવા ઇચ્છનાર જૈન કે જૈનેતર સૌને માટે આ અજોડ પુસ્તક છે. જૈન ધર્મના પારિભાષિક શબ્દોને નહિ જાણનાર પણ સરળતા પૂર્વક જૈન ધર્મના સિધ્ધાન્તો આ પુસ્તકથી જાણી-સમજી શકે છે. એ જ કારણ છે આ પુસ્તક ગુજરાતી ઉપરાંત હિંદી, સિંધી, ઉર્દુમાં પણ અનુવાદિત થયું છે, અને એની અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી છે.

આ પુસ્તકનો સિંધી અનુવાદ સિંધહૈદરાબાદવાળા બ્હેન પાર્વતી સી. એડવાની બી.એ.એ કર્યો છે.

આ નાનકડો ગ્રંથ જૈનધર્મના સિધ્ધાંતોની આરસી સમાન છે. એમાં એના વિદ્વાન લેખકે જૈનધર્મ વિષે સરળ ભાષામાં સંપૂર્ણ માહીતિ રજૂ કરી છે.

સિંધી ભાષામાં પ્રગટ થયેલા અનુવાદનું નામ 'નઇ જ્યોતિ' છે.

'જૈનધર્મ' પુસ્તકની પ્રસ્તાવનામાં વિદ્યાવિજયજીએ લખ્યું છે

'ભારતીય ધર્મોમાં જૈનધર્મનું સ્થાન પણ ઊંચુ છે. એની પ્રાચીનતા અને પવિત્રતામાં કોઇપણ વિદ્વાનને શંકા નથી. જ્યાં સુધી જૈનધર્મનું મૂળ સાહિત્ય સંસારની સન્મુખ નહોતું આવ્યું ત્યાં સુધી લોકો આ ધર્મને માટે કંઇ ને કંઈ કહેતા હતા. કોઈ એને બ્રાહ્મણ ધર્મની અન્તર્ગત બતાવતું તો કોઇ છ નાસ્તિક દર્શનોમાનું એક દર્શન બતાવતું.

કોઇ એને બૌધ્ધ ધર્મની શાખા બતાવતું તો કોઈ 'બૌધ્ધ' અને 'જૈન' ધર્મને એક સમજતું. કોઇ ભગવાન મહાવીરે ચલાવેલો ધર્મ બતાવતું, તો કોઇ પાર્શ્વનાથથી એની ઉત્પત્તિ બતાવતુ.

આમ અનેક કલ્પનાઓ લોકો કર્યા કરતા પરંતુ જ્યારથી જૈન ધર્મનું સાહિત્ય જગતની સામે ઉપસ્થિત થયું અને ઐતિહાસિક શોધખોળ કરનારાઓને આની અતિ પ્રાચીનતાનાં પ્રમાણો મળ્યાં ત્યારથી સૌને એ સ્વીકારવું પડયું છે કે ખરેખરી રીતે જૈનધર્મ અતિ પ્રાચીન, પવિત્ર, સ્વતંત્ર અને આસ્તિક ધર્મ છે.'

આ પુસ્તકમાં, નવકાર, મંત્ર જૈનધર્મ, તીર્થંકર, મહાવીર સ્વામી, દેવ, ગુરૂ, ધર્મ, સમ્યકત્વ અથવા સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર્યસંયમ, જીવ, અજીવ, પુણ્ય. પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બન્ધ, મોક્ષ, ૐ, અનાનુપૂર્વી, દયા, ગૃહસ્થધર્મ, ગૃહસ્થોનું દિનકૃત્ય, ધ્યાન; લેસ્યા, પાંચકારણ, સ્યાદ્વાદ, નય, સપ્તભંગી–એ વિષયોની સમજુતી એના વિદ્વાન લેખકે સરળતાથી આપી છે. અને એ રીતે આ ગ્રંથની મહત્તા વધારી છે.

આજના ધમાલિયા જીવનમા આટઆટલા પુસ્તકો વાચી, વિચારવા એની મનનનોંધો તૈયાર કરવી અને ઇતિહાસને સપૂર્ણ પણે વફાદાર રહી આવો અપૂર્વ ગ્રંથ સર્જવો એ કાર્ય કેટલુ વિકટ છે તે તો અનુભવી જ સમજી શકે

અને તેમા યે આટલા બધા ગ્રંથોના વાચન-મનન અને નિદિધ્યાસન માટે એકનો બરાબર સમય ટકવો-ધીરજ ધરવી અને જગતને નવ દર્શન કરાવવુ એ કાર્ય તો ખરેખર વિરલા જ કરી શકે શ્રી વિદ્યાવિજય જીએ આ ગ્રંથના સર્જન દ્વારા સમસ્ત ભારતવર્ષની પ્રજાની અદ્ભૂત સેવા કરી છે

આ ગ્રંથની હિંદી તેમજ અંગ્રેજી આવૃત્તિઓ પણ પ્રસિદ્ધ થઈ હોઇ વિદ્વાનોમા ખૂબ આદર પામી છે

આ ગ્રંથની પ્રસ્તાવના લખતા આપણા જાણીતા સાહિત્યકાર શ્રી કનૈયાલાલ મુનશી જણાવે છે

'બધુ જોતા આ પુસ્તક ગુજરાતી ઇતિહાસના નાનકડા સાહિત્યમા ઉપયોગી ઉમેરો કર્યા વિના રહેશે નહિ એમ હુ ધારુ છુ'

'વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી'-એ ગ્રંથમા મુનિરાજ વિદ્યાવિજયજીએ પોતાના ગુરૂદેવના જીવનનુ અતિમ અઠવાડિયુ કેવી રીતે પસાર થયુ એની નોધ આપી છે તે ઉપરાત એમના પૂ ગુરૂદેવના સ્વર્ગવાસ અંગેની કરૂણ પ્રશસ્તિઓનો પણ એમા સમાવેશ થાય છે

મુનિરાજ વિજયધર્મસૂરિજીની ખ્યાતિ દેશવિદેશમા અનેક સ્થળે ખૂબ હતી એમના સ્વર્ગગમનના સમાચાર સાભળી ઘણાને ખેદ થયો હતો

અને તેમણે શોકદર્શક તાર તેમજ પત્રો મુનિરાજ વિદ્યાવિજયજી ઉપર પાઠવ્યા હતા. પોતાના ગુરુદેવના સ્મારક રૂપી આ ગ્રંથમાં એ સૌ સ્મરણાંજલિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે ઉપરાંત કેટલાક વિદ્વાનોએ વિજયધર્મસૂરિના જીવનને અનુલક્ષીને લખેલા લેખો પણ આ ગ્રંથમાં ઉમેરવામાં આવ્યા છે.

આંતરરાષ્ટ્રિય ખ્યાતિ પામેલા વિદ્વાનો મુનિરાજ વિજયધર્મસૂરિજીની ધર્મભાવના ઉપર મુગ્ધ હતા. નોર્વેના ડૉ. સ્ટેનકોનોફ, લંડનની ઇંડિયા ઓફીસ લાયબ્રેરીવાળા ડૉ. એફ. ડબલ્યુ થોમસ, મદ્રાસના પ્રો. એ. ચક્રવર્તી, શ્રી ભીમજીભાઇ સુશીલ, શ્રી. જી. કે. નરીમાન, રોમ-ઇટાલીના ડૉ. જી. તુચ્ચી, શ્રી હરિમિત્ર ભટ્ટાચાર્ય, શ્રી સાકરચંદ માણેકચંદ ધડિયાળી વગેરેના વિજયધર્મસૂરિજીનાં જીવનકાર્યને અનુલક્ષીને લખાયેલા લેખો આ ગ્રંથનો મહત્વનો વિભાગ છે.

આ ગ્રંથમાં એકત્ર કરી મુનિરાજ વિદ્યાવિજયજીએ પોતાના ગુરુદેવ પ્રત્યેનો અનન્ય ભક્તિભાવ દર્શાવ્યો છે.

તે ઉપરાંત ગુરુદેવની જુદે જુદે સ્થળે ઉજવાયેલી કેટલીક જયંતીઓનો હેવાલ પણ આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે.

પુસ્તકના અંતમાં મુનિશ્રી હિમાંશુ વિજયજીએ સંસ્કૃતમાં રચેલી 'શ્રી ધર્મવિયોગીમાળા' નામની કરુણ પ્રશસ્તિ પ્રગટ કરવામાં આવી છે

આમ આ ગ્રંથની મહત્તા અનેક રીતે વધે છે.

'વિજયધર્મસૂરિનાં વચનકુસુમો' એ નામથી પોતાના પૂજ્ય ગુરુદેવની અમૂલ્ય વાણી એમણે આ ગ્રંથમાં રજૂ કરી હોઇ જનતાને એક સુંદર ગ્રંથની ભેટ આપી છે

તે ઉપરાંત એમણે જૈન સાહિત્યનું સુંદર સંશોધન પણ કર્યું હોઈ જૈનો તેમજ જૈનેતરોને ઉપયોગી થાય એ દૃષ્ટિએ 'ઐતિહાસિક સજ્ઝાય માળા,' 'ઐતિહાસિક રાસસંગ્રહ' વગેરે અમૂલ્ય ગ્રંથોનું સંપાદન કાર્ય કર્યું હોઇ એમાં એમની વિદ્વતા અને સંશોધક વૃત્તિ જોઈ શકાય છે. એક કુશળ સંપાદનની સંપાદન કળાનાં આપણને દર્શન થાય છે.

એમના અન્ય ગ્રંથોમાં, 'અહિંસા,' 'આદર્શ સાધુ,' 'નવો પ્રકાશ' 'ગ્રહસ્થો કે ગુણ' (હિંદી), 'અર્હત પ્રવચન,' વગેરેનો પણ સમાવેશ થાય છે.

એમના પ્રવચનોના પણ કેટલાક ગ્રંથો બહાર પડયા હોઇ બધા ધર્મના લોકોને એમાથી જીવનનું માર્ગદર્શન મળી શકે એવા બોધક અને મનનીય એ પ્રવચનો છે એ પ્રવચનો વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો ભા ૧

થી ૩ ને નામે પ્રગટ થયાં છે. આ પ્રવચનોનો અંગ્રેજી અનુવાદ પણ પ્રકટ થયો છે. 'ધર્મ પ્રવચન' એ પણ એક બોધક ગ્રંથ છે.

તેઓ પોતે કવિ પણ હોઇ 'શિક્ષા શતક' અને 'વિજયધર્મસૂરિ અષ્ટ પ્રકારી પુજા' આ બે કવિતાની ચોપડીઓ પણ એમણે રચી છે. તે ઉપરાંત 'બાલ નાટકો' નામનું બાળકોને ખેલવાના કેટલાક સ્ત્રી–પાત્ર વિનાના નાટકોનું પુસ્તક રચી એ દિશામાં પણ એમણે પોતાનો ફાળો નોંધાવ્યો છે.

તે ઉપરાંત એમના અન્ય ગ્રંથોમાં 'સમયને ઓળખો,' 'વક્તા બનો' વગેરેનો સમાવેશ થાય છે.

'સમયને ઓળખો' ના બે ભાગોમાં એમના સામાજિક સચોટ લેખોનો સંગ્રહ છે. અને 'વક્તા બનો' એ વક્તૃત્વ કળા સંબંધી ઘણું જ ઉપયોગી પુસ્તક છે. વિદ્યાવિજયજીને અસાધારણ વક્તૃત્વ કળા વરી છે એ સૌ કોઈ જાણે છે. આ પુસ્તક એમના વક્તૃત્વ કળા સંબંધી ચાલીસ વર્ષના અનુભવનું નવનીત છે. સુયોગ્ય વક્તા બનવાની ઇચ્છા રાખનાર માટે આ પુસ્તક ઘણું જ ઉપયોગી છે. હિંદી ને ગુજરાતીમાં આ પુસ્તક અજોડ છે એમ સાબીત થયું છે.

સિંધના પ્રવાસે જતાં હાલામાં સ્વર્ગવાસ પામેલા પોતાના પરમ શિષ્ય હિમાંશુવિજયજીના લેખો એમણે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી એક સાચા શિષ્ય પ્રત્યે સારો ગુરુભાવ દર્શાવ્યો છે. એ ગ્રંથ વાંચતા એના વિદ્વાન લેખકની કલમ માટે માન ઉપજે છે. જો હિમાંશુવિજય જીવંત રહ્યા હોત તો કદાચ ભવિષ્યમાં તેઓ પણ વિદ્યાવિજયજીની માફક પોતાની પ્રવૃત્તિઓ દ્વારા જનતાની સારી સેવા કરી શક્યા હોત.

મુનિરાજે પ્રવાસયાત્રાના ત્રણ સુંદર ગ્રંથો આપણને આપ્યા છે. એમાંનો પહેલો ગ્રંથ 'મેરી મેવાડ યાત્રા' હિંદીમાં લખાયો છે અને બીજા બે ગ્રંથો 'સિંધ યાત્રા' અને 'કચ્છ યાત્રા' ગુજરાતીમાં લખાયા છે.

જૈન મુનિઓ તો આજે જમાનાઓથી વિહાર કરતા આવ્યા છે. પણ આમ તો પ્રજાજીવન સાથે-જૈન અને જૈનેતરો સાથે સંપર્ક સાધી એમના જીવન સાથે ઓતપ્રોત થઈ-પોતાનામય તેમને બનાવી એ બધા અનુભવને કલમદ્વારા કાગળ ઉપર ઉતારવાનું કાર્ય ભાગ્યે જ કોઈએ કર્યું હોય.

મુનિરાજે એ રીતે જૈનધર્મની જ નહિ પણ માનવજાતની સારી સેવા બજાવી છે અને સાહિત્યની દુનિયા ઉપર પણ સારો ઉપકાર કર્યો છે.

આપણે ત્યાં આવી રીતે લખાયલાં પ્રવાસનાં પુસ્તકો ગણ્યાંગાંઠ્યાં છે. તેમાં આ ત્રણે પુસ્તકોથી અમૂલ્ય ઉમેરો થાય છે.

મુનિરાજે જ્યાં જ્યાં વિહાર કર્યો ત્યાં ત્યાંની ઐતિહાસિક, ભૌગોલિક અને સામાજિક સ્થિતિ એ ગ્રંથોમાં પ્રમાણભૂત રીતે આપવાનો સફળ પ્રયત્ન કર્યો છે.

અને એ રીતે એમણે પોતાના અમૂલ્ય ગ્રંથોના સર્જન દ્વારા ગુજરાતી અને હિંદી સાહિત્યસર્જકોમા ઊંચુ સ્થાન મેળવ્યું છે.

ગુર્જર ભાષાના પ્રવાસ સાહિત્યમાં 'મારી સિંધયાત્રા' નું સ્થાન અનોખું છે. સિંધનો ઇતિહાસ, એની ભૂગોળ અને એ પ્રદેશના સામાજિક,

ધાર્મિક જીવનનું નિરૂપણ મુનિરાજ વિદ્યાવિજયજીએ પોતાની લાક્ષણિક શૈલીમાં રજૂ કર્યું છે.

આજના યંત્રવાદના યુગમાં રેલ્વે, સ્ટીમર અને વિમાનના જમાનામાં અનેક કષ્ટ વેઠી સિંધ જેવા પ્રદેશનો મુશ્કેલી ભર્યો પગપાળો વિહાર કરવાની હિંમત કોણ કરી શકે ?

અને એ પગપાળા વિહારમાં થતો અનુભવ કોણ આલેખી શકે ? ધર્માનુરાગી પરિવ્રાજક તરીકે સિંધની પગપાળા યાત્રા કરનાર મુનિરાજ વિદ્યાવિજયજી ગુજરાતના પહેલા જ સાક્ષર છે. એમની કલમે આલેખાયેલું આ પુસ્તક આપણા પ્રવાસસાહિત્યમાં એક ઉપયોગી ઉમેરો કરે છે.

જૈન તેમજ જૈનેતર સમાજ સાથેનો એમનો સંપર્ક અને એમાંથી અનેક માનવીઓનો એમણે કરેલો હૃદય પલટો–એમની સિંધની યાત્રાને સફળ બનાવે છે.

## અન્ય લેખન પ્રવૃત્તિ

સંખ્યાબંધ ધાર્મિક ગ્રંથોના સર્જક શ્રી વિદ્યાવિજયજીએ અત્યાર સુધીમાં ગુજરાતના અનેક પત્રોમાં છુટા છવાયા લેખો લખ્યા છે એમાંથી વિષયવાર પસંદગી કરી ગ્રંથસ્થ કરવા જેવા છે.

એક જૈન મુનિ આટ આટલું સાહિત્ય રચે—જનતાની સેવા સારે એ શું બનાવે છે ? એક કર્તવ્યનિષ્ઠ પુરૂષની કર્તવ્યપરાયણતા ગમે ત્યારે ગમે તે સંજોગોમા પોતાનું કાર્ય કરી શકે છે. એને સ્થળ કે સમયનાં બંધન નડી શકતાં નથી.

અત્યાર સુધીમાં એમણે જૈન, જૈન શાસન, જૈનપતાકા, ધર્માભ્યુદય ધર્મધ્વજ, મુબઈ સમાચાર, સાંજ વર્તમાન, જૈન કૌ. પ્રકાશ, જૈન પથપ્રદર્શક, શારદા, વીસમી સદી, જૈન જ્યોતિ, જૈન સત્યપ્રકાશ, પારસી સંસાર, હિતેચ્છુ, સિંધસેવક, અમનચમન વગેરે દ્વારા અસંખ્ય લેખો લખ્યા છે. ગ્રંથસ્થ થતાં પહેલાં ' મારી મેવાડ યાત્રા ' પ્રથમ લેખમાળા તરીકે મુંબઈ સમાચારમાં પ્રગટ થઇ હતી.

: ૯૧ :

## શીલ-સંયમનો પ્રભાવ



વિદ્યાવિજયજી પોતે કોઇ જાતના ચમત્કારમાં માનતા નથી. છતાં એમની દ્વારા જે જે આકસ્મિક ઘટનાઓ બને જાય છે તેને લોકો ચમત્કારના અર્થમાં ઘટાવે છે. અને એક વાત દીવા જેવી સ્પષ્ટ છે કે સામાન્ય માણસોથી જે કાર્ય ન બને તે આવા સાધુપુરુષથી સહેલાઇથી બની શકે છે. એ બનવાનું કારણ એમના અપૂર્વ આત્મબળ સિવાય બીજું શું કહી શકાય? એ આત્મબળની સિદ્ધિ તો જગતના ગણ્યા ગાંઠ્યા સાચા સાધુઓને જ વરી હોય છે.

વિદ્યાવિજયજીને પોતાને માટે તો એ બધી ઘટનાઓ સ્વાભાવિક છે; તેઓ તો તેને અકસ્માત કહે છે પણ સામાન્ય માનવીઓને એ ઘટના અદ્દ્ભુત લાગે એ સમજી શકાય એવી વાત છે.

એમના પરિચિતોનો એ અનુભવ છે કે સામાજિક ધાર્મિક જે જે કાર્ય કરવાનું એમણે ધાર્યું એ કાર્ય વહેલું કે મોડું અવશ્ય સિદ્ધ થયું છે. એમના મનમાં કલ્પના ઉઠવી જોઇએ આવા સેંકડો ઉદાહરણો એમના પરિચિતો જાણે છે

એવી કેટલીક વિશિષ્ટ ઘટનાઓ સૌનું ધ્યાન ખેંચે એવી છે

વિદ્યાવિજયજીના પ્રભાવ-ચારિત્ર્યમાં એટલા બળવા છે કે ગમે તે રાજા મહારાજાને મળવા જાય તો એમાં એ સફળતા મેળવીને જ આવે.

એ જે જે કાર્ય કરવા ધારે તે તે બધાની પાછળ એમની એટલી બધી શ્રદ્ધા હોય કે એમાં સફળતા જ મળે श्रद्धावान लभते फलम ।

વીંછીના ડંખની વેદના કેવી હોય છે? મારો સંસાર એની વિષમતા જાણે છે મુનિરાજ પાસે વીંછીની વેદનાથી ગેતા ગેતા માણસો આવે છે ને માત્ર બે મિનિટ હાથ ફેરવીને ચાર ફૂંકો મારીને એમણે સેંકડો માણસોને હસતા કરી મોકલ્યા છે. આવી ઘટનાને લોક ચમત્કાર ન માને તો બીજુ શું માને? પણ એની પાછળ એમનું નૈતિકબળ અગત્યનો ભાગ ભજવી રહ્યું છે એ આપણે ન ભૂલવું જોઇએ.

કોઇ કોઇ વખત સત્તા યા શ્રીમન્તાઇના મદવાળા સામે એવો પડકાર કરે કે બીજાને એમ થાય કે આનું ભયંકર પરિણામ આવશે પણ વિદ્યાવિજયજીને ગ્વાલીયર જેવા મોટા રાજ્યના માસિક અઢી હજાર રૂપીઆ કમાનાર એક અમલદારને એક વખતે એના અનુચિત વ્યવહાર માટે સ્પષ્ટ સંભળાવ્યું હતું બીજાઓને લાગ્યું કે મહારાજે ઠીક ન કર્યું.

લોકોના મનમાં ભય પેઠો કે હવે શાસનકર્તા વિદ્યાવિજયજીને નહિ મન્માને, એટલું જ નહિ, સંભવ છે કે સંસ્થાને પણ હાનિ પહોંચે

પરન્તુ બન્યું એથી ઉલટું. આ પ્રકરણ બન્યા પછી, રાજ્ય કુટુંબની શ્રદ્ધા વધારે વધી અને શિવપુરીની સંસ્થાને રાજ્ય તરફથી સારી રકમ અને વિશાળ જમીન ભેટ મળી.

× × ×

કેટલીક વખત એમ બનતું કે વરઘોડો નીકળવાનો હોય અથવા સભા ભરાવાની હોય કે એવો જ કોઇ ધાર્મિક પ્રસંગ હોય અને ઉપરથી વાદળાં ચઢી આવ્યાં હોય-ઘનઘોર ઘટા ગગનમાં છાઈ હોય-' આ આવ્યો મેહુલો ' હમણા વાદળાં તૂટી પડશે, આનંદમાં વિઘ્ન થશે, એવી એવી ભાવનાએ શ્રદ્ધાળુ શ્રોતાઓ એવી રહ્યા હોઇ ત્યાં વિદ્યાવિજયજી પરિસ્થિતિ સમજી જઇને એટલું જ બોલે·

' ગુરૂદેવ બધું સારૂં કરશે. તમે ચિંતા ન કરશો. '

બસ, કામ પતી જતું. કાર્ય સંપૂર્ણ થાય ત્યાં સુધી પાણીનું એક ટીપું પણ આભથી ન પડતું.

ઉદયપુર, શિવપુરી, ઇંદોર, અને કરાચીની જયંતીઓ પ્રસંગે તેમજ બીજા પ્રસંગોએ પણ આવા આવા અનેક અનુભવો જનતાએ પ્રત્યક્ષ જોયા છે-અનુભવ્યા છે.

× × ×

હાલામાં વરઘોડો હતો. જ્યાં વરઘોડો જામ્યો ત્યાં એક જુવાન બેહોશ બની ગયો. જાણે અકસ્માત જ થયો. વાતાવરણ ગમગીન બન્યું. વરઘોડામાં ચિંતા પ્રવર્તી ગઈ. વિદ્યાવિજયજીને જાણ થતાં તેઓ તરત જ એની પાસે પહોંચી ગયા. લોકોને જરા બાજુએ ખસેડયા. એ જુવાનનો હાથ પકડયો. કોણ જાણે શું કર્યું ? પણ મિનિટમા પેલો જુવાન હોશમાં આવી ગયો અને વરઘોડામાં રંગેચંગે ફર્યો. આખા શહેરમાં વિદ્યાવિજયના ચમત્કારની વાતો થવા લાગી.

એવો જ એક બીજો પ્રસંગ પણ ઉલ્લેખનીય છે. કરાચીમા એક યુવાન ગાંડો થઈ ગયેલો. ખૂબ ઉછાળા મારે, બૂમો પાડે, ઝાલ્યો હાથ રહે નહિ. વિદ્યાવિજય ગોચરી માટે ગયેલા.

કોઈકે એમને કહ્યું

'મહારાજ ' એક છોકરો માંદો છે. જરા માંગલિક સંભળાવોને"

અને તેઓ તરત જ એની સાથે રવાના થયા. જઈને જોયુ તો એ યુવાન તોફાન કરી રહ્યો હતો, ભાન ન હતુ. મહારાજના હાથમા ભિક્ષાની ઝોળી હતી, દંડ હતો આ યુવકનો તેમણે હાથ પકડયો

પાંચ મિનિટમા જ ચમત્કાર થયો.

'બળી ગયો, જાવ છું. બાપજી ' જાઉં છુ.' એ પ્રમાણે બૂમો પાડયા પછી થોડી જ વારમા છોકરો હોશમા આવી ગયો ને ઉભો થઇ પગે પડયો ને તે દિવસથી તે સદાને માટે સારો થઇ ગયો.

× × ×

પોરબંદરમા કેટલાયે વર્ષોથી પીડિત એક સુખી ગૃહસ્થનો ૨૫-૩૦ વર્ષની ઉમરનો પુત્ર એક દિવસ સાંજે મહારાજશ્રી પાસે આવ્યો. તેણે કહ્યુ 'વિદ્યાવિજયજી મહારાજ કોણ છે ? મારે મળવુ છે.' મહારાજ શ્રીએ કહ્યુ 'કેમ, શું કામ છે ?' તેણે કહ્યુ 'ઘણા વર્ષોથી મારા શરીરમા આગ છૂટે છે, બળ્યો બળ્યો થાઉ છુ. આંખમા અંગારા કોઈ નાખતુ હોય. એમ થાય છે ઘણા ઉપાયો કર્યા આરામ થતો નથી '

'વિદ્યાવિજયજીએ કહ્યું 'ભાઇ ' હુ કંઇ દવાદારુ જાણતો નથી મંત્ર-જંત્ર જાણતો નથી. હું તમને શું કરી શકું ?' તેણે કહ્યુ- 'આપ નહિ જાણવા છતા, બધું જાણો છો, એમ મે સાંભળ્યુ છે. મારી શ્રદ્ધા છે કે આપના આશીર્વાદથી જ મને આરામ થશે.'

'ઠીક તો કાલે ચાર વાગે આવજો હમણાં તો પ્રતિક્રમણનો સમય થયો છે.'

બીજા દિવસે ચાર વાગે એ આવ્યો. મહારાજ વિદ્યાવિજયજીએ વાસક્ષેપ લઈ ગુરુદેવનું નામ લઈ તેના માથે છાંટ્યો. તે જ વખતે તેણે કોણ જાણે કેમ, માથાની ટોપી નીચે મૂકી અને કોટ ઉતાર્યો. મહારાજને જરા ક્ષોભ થયો, તેમણે પાસેના રૂમમા બેઠેલા સાધુઓને બોલાવ્યા. બસ, પેલો માણસ ચીસો પાડવા લાગ્યો 'યા અલી, યા ખુદા, નહિ જાઉ ગા, ઇસકા જાન લુ ગા' વગેરે બરાડા પાડવા લાગ્યો. મહારાજશ્રી વાસક્ષેપ નાખતા ગયા થોડી વારે શાન્ત થયો. પૂછ્યું. 'કેમ ભાઈ તમને શું થયું હતું?' તેણે કહ્યું 'મને કંઈ જ ખબર નથી.' બીજા દિવસે પોતાના કુટુબીજનને લઇને એ આવ્યો. એમ બે દિવસ વાસક્ષેપ નાખતા, ઘણા વરસોનો વ્યાધિ હમેશાને માટે ગયો.

× × ×

આવી જ રીતે પોરબંદર મહારાણા સાહેબના મહેનનો એક નોકર ભયથી ગાડો થઈ ગએલો. તેને ટાગામા બાંધીને લાવેલા. આઠેક દિવસ વાસક્ષેપ નાખ્યો અને તે બિલકુલ સારો થઇ ગયો.

ભૂતકાળમા આવા ચમત્કારના પ્રસંગો સંત સાધુઓનાં સંબધમા આપણે ઘણા સાભળ્યા છે. આજનો પાશ્ચિમાત્ય કેળવણી પામેલો વર્ગ એને હાસ્યાસ્પદ લેખે છે. આવા નાસ્તિક વિચારના માનવીઓએ વિદ્યાવિજયજી જેવી જીવંત વિભૂતિના દૃષ્ટાંતથી સમજવુ જોઇએ કે ભૂતકાળની એ બધી વાતો ગપ નથી-સત્ય ઘટનાઓ છે. પછી એ તુલસીદાસ, તુકારામ કે નરસિંહ-મીરા ગમે તેના સબંધમાં બની હોય. કારણ કે એ બધાની પાછળ હમેશા જે ચમત્કારિક ઘટનાઓ ગૂથાયેલી છે એ ઘટનાઓ

કેવળ એમની આત્મશુદ્ધિના–ચારિત્ર્ય બળના–નૈતિક મહત્તાના જ દર્શનીય –સ્મરણીય–વંદનીય પ્રસંગો હતા.

× × ×

બાડમેરના સ્ટેશન માસ્તર મનમોહનચંદ ડુગરાના ચાતુર્માસ દરમિયાન પોતાના કુટુંબપરિવાર સહિત મુનિરાજને વંદના કરવા આવ્યા હતા.

એક દિવસ એમણે મહારાજશ્રીને કહ્યું: 'ગુરૂદેવ ! મારી બદલી મેડતારોડ થાય એમ હું ઇચ્છું છું.'

મહારાજશ્રીના મુખમાંથી નીકળી ગયું:

'ગુરૂદેવ ! રૂડાં વાના કરશે.'

થોડા જ મહીનામાં મનમોહનચંદનો મેડતારોડ સ્ટેશનથી મહારાજશ્રીને એક કાગળ મળ્યો તેમાં તેમણે મહારાજશ્રીનો ખૂબ આભાર વ્યક્ત કર્યો હતો.

× × ×

બિહાર–બંગાળ બાજુના એક કાયસ્થ ગૃહસ્થ શ્રીમંત હતા એમનું નામ રામસ્વરૂપ. અલવાણીઆમાં એમનો ધમધોકાર ધંધો ચાલતો. એમનો એકવીસ વર્ષનો ભરજુવાન દીકરો મેટ્રીકમાં નાપાસ થવાથી કંઇક રકમ લઈ ઘેરથી નાસી ગયેલો એ વાતને બાર બાર મહિનાનાં વહાણાં વાઈ ગયેલાં. શેઠે છૂપી પોલીસખાતાને એની જાણ કરી હતી. વર્તમાનપત્રોમાં એનાં ફોટાઓ છપાવેલા, જાહેરખબરો આપેલી, ઈનામો કાઢેલાં.

એક વર્ષ એ જુવાન દીકરાની શોધ પાછળ રામસ્વરૂપ કાયર કાયર થઈ ગયો હતો. એણે શક્ય તેટલા બધા પ્રયત્નો આદર્યા હતા. પોતાનો દીકરો ઘેરથી આમ ચાલ્યો જાય એ ક્યા માબાપથી સહન થાય ? પણ

શું કરે ? એનો કંઈ જ પત્તો લાગ્યો ન હતો. આ ઘટનાને અંગે રામસ્વરૂપ સદા ઉદાસ રહેતા. ખોવાયેલા પુત્રની શોધ પાછળ આ એક વર્ષ દરમિયાન તો એમણે હજારો રૂપીઆ પાણીની પેઠે ખરચી નાખ્યા હતા.

એ અરસામાં શેઠ રામસ્વરૂપ અમદાવાદ ગયા હતા. અમદાવાદના શેઠ શકરાભાઇ મહારાજશ્રીના ભક્ત હતા. રામસ્વરૂપ અને શકરાભાઇને સારો પરિચય. એમણે પોતાની દુઃખભરી કહાણી શકરાભાઇને જણાવી. શકરાભાઇને પણ બહુ દુઃખ થયું.

એમણે તરત જ વિદ્યાવિજયજી યાદ આવ્યા. એમને લાગ્યું કે ગુરૂજી આનું સંકટ હરશે. એવો વિચાર આવતા તેમણે કહ્યું.

'તમારે કરાંચી જવું પડશે.'

'કરાચી તો શું ? તમે કહો તો લંકા અમેરિકા પણ જઇશ.'

'તો જરા સાભળો. મારા ગુરૂદેવ વિદ્યાવિજયજીનો મુકામ હાલ કરાંચી ખાતે છે. તમે ત્યાં જઇ એમને મળો.

'ક્યાંથી આવો છો? ક્યાંના છો? શા માટે આવો છો? શંકરભાઇ સાથે તમારો શું સંબંધ?'

વગેરે ઘટના એમણે રામસ્વરૂપ પાસે જાણી લીધી અને કહ્યું,

'ગુરુદેવ! મન અચ્છા કરે સો. રહો, આનંદ કરો અને તે દિવસે રાત્રે એમને શમણું આવ્યું. મહારાજે દર્શન દીધાં જાણે કે દીકરાનું પુનર્મિલન થયું.

આ શનિવારે બનેલી ઘટના અને બીજે દહાડે રવિવારે બપોરે પાંચ વાગે બજારમાં એક સ્થળે એમનો દીકરો સાંપડી ગયો. બાપ દીકરાને ભેટી પડયો. બંનેના નયનોમાં હર્ષનાં આંસુ ઉભરાયાં. રામસ્વરૂપને ગુરુજી ઉપર અચળ શ્રધ્ધા બેઠી. તેઓ બંને તરત જ એમની પાસે આવ્યા અને વંદન કરી કહ્યું:

'બાપજી! આપના આશીર્વાદ ફળ્યા છે.'

અને એમણે જવાબ આપ્યો.

'એ તો ગુરુદેવની કૃપાનું ફળ છે.'

× × ×

કૃષ્ણલાલ પારેખ નામના એક સ્થાનકવાસી જૈન તેમની સ્ત્રીને કેટલાંય વર્ષોથી માથામાં તીવ્ર વેદના થાય. ચોવીસે કલાક ભારે શૂળ નાંખે અને ભયંકર વેદના અસહ્ય થઇ પડી હતી.

તેઓ મહારાજશ્રી પાસે રોજ બપોરે આવે. મહારાજશ્રી વાસક્ષેપ નાંખે. એક અઠવાડિયામાં ફાયદો જણાયો. થોડાજ દિનમાં દર્દ વિસર્જન થયું. તે બહેનના શરીરનું વજન અને તેજ ખૂબ વધવા માંડ્યું.

× × ×

કરાચીમાં લુહાણા જ્ઞાતિની એક બ્હેન શાંતા મેટ્રીક સુધી ભણેલી હતી. પણ એ ગાંડી થઇ ગઇ. રૂદન કરે, ઉછળે, લોકો સાથે વઢે, કપડાં

કાંઈ એની મોંઘી માતા લ્હાવીબાઈ અને બ્હેનોને લાગી પડે અને એમ મારો યે દિન તોફાનો આદરે.

શાંતાને એની માતા ગુરુદેવ પાસે લાવવા લાગી મહારાજશ્રી વાસક્ષેપ નાખે. થોડાક દિનમાં એનું સઘળું ગાંડપણુ દૂર થયું અને તે ડાહી બની ગઈ અને આનંદમાં મગન બની પોતાના પતિ પાસે સુખે ગઈ.

° ° ° °

મીરપુરપાસથી હાના જતા રસ્તામાં સાથેની મંડળી પૈકીના એક જણને સાપ કરડ્યો. પગ ફૂલી ગયો. સાપ કરડે એની સ્થિતિ શી થાય ? રગે રગે વિષ વ્યાપી ગયું. એ માનવી ત્યાં બેહોશ થઈને પડ્યો હતો.

પાછળ ચાલ્યા આવતા મહારાજશ્રીને આ બનાવની જાણ થઈ. એમને તાબડતોબ ઉંટ ઉપર એક ભક્તને દોડાવ્યો, અને અમુક પ્રયોગ કરવાનું કહ્યું. પ્રયોગ શરૂ થયો. મહારાજશ્રી બહુજ ઝડપથી ચાલીને ત્યાં નવ-સાડાનવ વાગે આવી પહોંચ્યા જોયું તો એ માનવી જીવત હતો પણ, હાલત ખરાબ હતી આખી મંડળીનો આનંદ તો શોકના પરિણમ્યો હતો. એમના રંગમાં ભંગ પડ્યો હતો એમનો પ્રવાસ અટકી ગયો હતો

તે તથા તેમનાં પત્ની પીલુબેન મહારાજનાં અનન્ય ભક્ત બન્યાં હતાં. કરાંચીમાં લગભગ રોજ એ બંને મહારાજશ્રી પાસે આવે. મહારાજના ઉપદેશની એમના ઉપર ભારે અસર થઇ અને એમના આખા કુટુંબે માંસાહારનો ત્યાગ કર્યો.

ખરાસ કરાચી ખાતે સ્ટીમરોના રિપેરીંગના કોન્ટ્રાકટર. એક દિવસ એ ગુરુ પાસે આવ્યા ત્યારે એમનું મુખ કરુણાના ઘેરા રંગે રંગાયેલુ હતું. મહારાજ જોતાં જ સમજી ગયા. એમણે પૂછ્યું:

'ખરાસ ! કેમ આજે આમ ઉદાસ ?'

અને ખરાસને લાગ્યું કે મારે મારી વાત ગુરુ આગળ ન છૂપાવવી જોઇએ. તરતજ એમણે પોતાની ચિંતાનું સાચું કારણ ગુરુદેવને જણાવી દીધુ

હમેશનો ધંધો હાથથી જાય એવો એ પ્રસંગ હતો. ખરાસ જાતે નિર્દોષ હતા પણ આવો ધીકતો અને જામેલો ધંધો જાય એ વાત એમને માટે અસહ્ય હતી.

ગુરુદેવે કહ્યુ :

'ખરાસ ! ચિંતા કરવાનું કંઇ જ કારણ નથી. ગુરુદેવ બધું સારૂ કરશે. ઉદ્યમ કરો. તમને જે ઉચિત લાગે તે શાંત ચિત્તે કરે જાવ.'

અને ખરાસે ત્યાંથી ગુરુદેવના આશીર્વાદ લઈ વિદાય લીધી.

બીજા દિવસે જ્યારે એ ગુરુદેવ પાસે આવ્યા ત્યારે એમનું હૈયું પુલકિત હતું. વદન ઉપર આનંદના લહરીઓ નાચી રહી હતી. નયનોમાં ગુરુદેવ પ્રત્યેની કૃતજ્ઞતા રમી રહી હતી.

એમણે ગુરુદેવને કહ્યું:

'મારી ચિંતા અત્યારે તો અદશ્ય થઈ છે. તા. ૨૯ મીએ મોટી સ્ટીમર આવવાની છે. એ વખતે બને તે ખરું. પણ હવે મને પૂરી શ્રધ્ધા છે કે આપની કૃપાથી મને વાંધો નહિ જ આવે.'

અને બન્યું પણ એવું જ. ત્યારબાદ એમનો ધંધો ખૂબ જોરથી ચાલવા લાગ્યો.

સિંધ હૈદ્રાબાદનાં સિંધી બ્હેન પાર્વતી મહારાજશ્રીના અનન્ય ભક્ત. ચોમાસામાં વખતોવખત હૈદ્રાબાદથી ગુરુદેવનાં વ્યાખ્યાન સાંભળવા માટે કરાચી આવતાં અને પંદર પંદર દિવસ ત્યાં રહેતાં. એક દિવસ એ બ્હેન મહારાજશ્રીને વંદના કરવા આવી. થોડીક વારમા તો એની આંખોમાંથી શ્રાવણભાદરવો ઝરી પડ્યાં. પ્રતિ ક્ષણ પ્રસન્ન વદને રહેનારી પાર્વતીબ્હેન આજે આવી કરૂણામાં કેમ સ્નાન કરી રહી હશે?

મૂકી ત્યાં જવું જોઈએ ? મને કંઇ જ સમજણ પડતી નથી. ત્યાં શું બન્યું છે તે વિષે કશો જ ખુલાસો પત્રમાં નથી.'

વિદ્યાવિજયે એને સાંત્વન આપતાં કહ્યું: 'બ્હેન ! ચિંતા ન કરીશ ગુરૂદેવ સૌ સારાં વાનાં કરશે. તું આજે જ જા અને કાલે મને પત્ર લખજે કે કેમ છે !'

પાર્વતી ઉઠીને ઉભી થઇ ગુરૂવર્યની આશીષ માગી અને આશીષ લઇ રવાના થઇ. બીજે દિવસે ત્યાંથી ગુરૂદેવને કાગળ લખ્યો:

'મારા ભાઇને મારૂં કુટુંબ આનંદમાં છે. હવે કોઇ જાતની ચિંતાનું કારણ નથી. આપ આશીર્વાદ મોકલતા રહેશો.'

પાર્વતીબ્હેન અને એના આખા કુટુંબને ગુરૂજીના આશીર્વાદ ઉપર મોટી શ્રધ્ધા છે.

° ° ° °

મંજલ રેલડિયામાં ગુરૂદેવ વિજયધર્મસૂરિ મહારાજની જયંતી હતી. નિમંત્રણ પત્રિકા કાઢવામાં નહોતી આવી છતાં મોટા શહેરમાં બને એવો મંડપ બનાવવામાં આવ્યો હતો. આ જયંતી પ્રસંગે રોહા જાગીરદારે પ્રમુખપદ લીધું હતું. કાર્યવાહકોનો ઉત્સાહ અપૂર્વ હતો. કોણ આવશે ને કોણ સાંભળશે એવી શંકા થતી.

રતનબ્હેને ધાર્યું: 'સો બસો માણસો યે ભાગ્યે જ આવે.'

અને એ ગણત્રીએ પહેલે દિવસે સો માણસો માટે રસોઇ કરાવી હતી. અને કોણ જાણે કયાંથી પણ માણસો તીડની માફક ઊભરાયાં.

જોતજોતામાં ત્રણસોથી પણ વધારે માણસો ભેગાં થઈ ગયાં.

એટલે એ દશ્ય નિહાળતાં રતનબ્હેન મુંઝવણમાં પડી ગયાં. હવે થાય શું ? આપણી આબરૂ કેમ રહેશે ? આટલા બધા માણસો આવશે એમ તો કલ્પના જ નહોતી. વળી આ તો પહેલો જ દિવસ ને પહેલો જ ટંક છે.

તરત જ પોતાના ભાઇ અને માતા સાથે એ પોતાના ગુરુદેવ પાસે આવ્યા અને ગળગળા થઇને કહ્યું :

' મહારાજ ! હવે શું થશે ? અમારી લાજ કેમ રહેશે ? '

વિદ્યાવિજયજીએ કહ્યું:

'ગુરૂદેવનુ નામ લઇને તમે તમારે આવે તેને પીરસ્યા કરો. ગુરૂદેવની જયંતી છે—ગુરૂદેવ પૂરૂં કરશે. તમારી આવી અપૂર્વ ભક્તિ છે ને પછી એ તમને નામોશી લાગવા દેશે ખરા ? '

શ્રદ્ધાનો પ્રભાવ જોઈ શકીએ છીએ.

દુનિયાનો દરેક માનવી શીલ અને સંયમ પાળતો થઈ જાય તો દુનિયાનાં કેટકેટલાં દુઃખો શમી જાય!

મુનિરાજશ્રીને કોઈ પૂછે તો તેનો જવાબ તેઓ એક જ આપે છે અને તે એ કે

'હું પોતે પણ સમજી શકતો નથી કે શાથી થાય છે?'

: ૯૨ :

## વિચારસાગરનાં મોતી [બોધપ્રદ વચનો]



મુનિરાજ વિદ્યાવિજયજીનું પ્રવચન-સાહિત્ય સાગરસમું વિપુલ છે. એમાંથી કેટલાક મહામૂલા મોતી શોધીને અહીં મૂકવામાં આવ્યાં છે.

' જૈન શબ્દનો વ્યુત્પત્યાર્થ આમ બને '

जयति रागादि शत्रून् इति जिनः, जिनस्य इमे जैना રાગાદિ શત્રુઓને જીતે તે જિન અને જિનના ભક્તો તે જૈન.'

જૈન ધર્મ તે જ કે-જેમાં પક્ષાપક્ષીની ગંધ ન હોય, જેમાં અન્યને પીડવાની-દુખી કરવાની ભાવના ન હોય અને જે દરેક પદાર્થને અનેકાન્ત દૃષ્ટિથી નિહાળવાનું કહે.

'મહાવીર' એટલે જગતનો ઉદ્ધારક. 'મહાવીર' એટલે સત્ય માર્ગનો પ્રકાશક. 'મહાવીર' એટલે નિષ્પક્ષપાતની મૂર્તિ અને મહાવીર એટલે જગતનો સાચો મિત્ર.

મહાવીર એ નામમાં જ રહેલી ચમત્કારિતા આપણાં હૃદયને કેવા ચમત્કૃત કરે છે?

મહાવીર આજ્ઞા કરે છે કે તમે જગતના પ્રાણી માત્ર સાથે મૈત્રી-ભાવ રાખો.

તમે તમારા દુશ્મન ઉપર પણ—તમારું ખરાબ કરનારા ઉપર પણ સ્નેહ કરો.

વેરનો બદલો વેરથી ન લેતાં શાન્તિથી-ક્ષમાથી લો.

• • •

સાધુ એટલે ત્યાગનું મંદિર; સાધુ એટલે પ્રેમની મૂર્તિ, સાધુ એટલે ઉત્તમ ચંદન—સાધુ એટલે સુગંધી પુષ્પ.

• • •

જેનાં હૃદયમાં સત્ય સૂર્ય ઝળહળી રહ્યો છે, તેનાથી અધર્મ સહન ન જ થઇ શકે.

• • •

કોઇ પણ પિતાનો સાચો પુત્ર તે જ કે જે પિતાની આજ્ઞાનું પાલન કરે. કોઈ પણ માલીકનો સાચો સેવક તે જ કે જે માલીકની આજ્ઞાને શિરોમાન્ય ગણે. અને કોઇ પણ દેવનો સાચો પૂજારી તે જ કે જે તે દેવની આજ્ઞાનું શિર સાટે પાલન કરે.

• • •

લોકો પોતાના હાથે સેંકડો બાળકોને દાટી આવે છે. સેંકડોને

ખભા ઉપર ચડાવી સ્મશાનમાં લઇ જઈ બાળી ભસ્મ કરી નાંખે છે છતાં પોતે સમજતા નથી કે મારે પણ આ માર્ગે જવાનું છે માટે મારા જીવનનું સાર્થક કરી લઉં.

o o o o

સારૂ શરીર મળ્યું હોય, બળ હોય અને આયુષ્ય પણ મળ્યું હોય છતાં અક્કલના બારદાન હોઇએ-બુદ્ધિ સાથે બારમો ચંદ્રમા હોય, કર્તવ્યનું અકર્તવ્યનું ભાન ન હોય તો શરીર, બળ અને આયુષ્ય શાં કામનાં ?

જ્ઞાન અને શ્રદ્ધા સાથે ચારિત્ર્ય ન હોય તો જીવનને સુધારી ન શકાય.

o o o o

જગતમાં જેટલા ઝઘડા બીજા નિમિત્તે નથી થયા તેથી વધુ ઝઘડા ધર્મને નામે થયા છે.

o o o o

ધર્મ એજ સુખનુ સાધન છે સમસ્ત પ્રકારની વસ્તુઓ ધર્મથી પ્રાપ્ત થાય છે.

o o o o

હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? ક્યાં જવાનો છું ? મારૂ કર્તવ્ય શું છે ? આ બાબત આપણે વિચાર નથી કરતા તેથી દુઃખ ભોગવીએ છીએ.

o • o

તાત્વિક દષ્ટિએ જોઇએ તો ભારતવર્ષના પ્રાચીન બધા આર્ય-ધર્મોમાં કોઈ ભેદભાવ નથી. ધર્માચરણની પધ્ધતિ ભલે ભિન્ન ભિન્ન હોય, તેમની વ્યાખ્યા પ્રત્યેક ધર્માચાર્યે ભલે પોતાની બુદ્ધિ અનુસાર કરી હોય,

કિન્તુ વસ્તુત ધર્મતત્ત્વમા ભેદભાવ નથી. કારણ કે ધર્મ તો એક એવી અભ્યાબાધ તથા અટલ સિદ્ધ વસ્તુ છે કે જેમા કોઇ પ્રકારનો ભેદ ક્યારેય થઈ જ ન શકે ધર્મની ન તો ઉત્પત્તિ થઇ શકે કે ન એનો નાશ ધર્મ તો 'વસ્તુના સ્વભાવ' નુ નામ છે જૈન શાસ્ત્રકારોએ કહ્યુ છે કે –'વત્થુસહાવો ધમ્મો ' મતલબ કે વસ્તુના સ્વભાવનું નામ છે ધર્મ. અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા છે. આ જ ઉષ્ણતા અગ્નિનો ધર્મ છે. એવી જ રીતે પાણીનો સ્વભાવ શીતળતા છે એથી એ પાણીનો ધર્મ છે. આત્માનો સ્વભાવ સચ્ચિદાનન્દમય થવુ છે. અત આત્માનો ધર્મ એ છે કે તે સત, ચિત્ત તથા આનદમય હોય, અને આત્મા સત્, ચિત્ત્ તથા આનંદમય ત્યારે જ થઇ શકે કે જ્યારે દુષ્કર્મજનિત પ્રભાવોનાં આવરણ એના ઉપર ન પડેલા હોય તથા એમા સદ્‌ગુણોનો સમુચિત વિકાસ થયેલો હોય. આત્માનુ સચ્ચિદાનન્દ થવાનુ વિસ્તૃત સ્વરૂપ એ છે કે તે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ વગેરેનું પાલન કરતા સચ્ચિદાનદ અથવા જ્ઞાન-દર્શન-ચારિત્રમય બનવુ એ આ પાચ મહાન્ સત્કાર્યોના સબધમા ભારતવર્ષના સમસ્ત આર્યધર્મો સિવાયના બીજા અનેક વિદેશી ધર્મોનો પણ સ્પષ્ટ રૂપથી એક જ મત છે

આપણે આજે જેને ' ધર્મ ' કહીએ છીએ, વાસ્તવમા તે શું છે ? શુ તે આત્માનો ધર્મ છે, કદાપિ નહિ તે તો ' સમ્પ્રદાયવાદ ' માત્ર છે. ' ધર્મ ' તો એક એવી ચીજ છે, જેમા બે મત થવાનો અવકાશ જ નથી રહેતો અને ' સપ્રદાયવાદ ' એક એવી ચીજ છે કે જેમા સૌનો એકમત થવો બહુ જ કઠણ છે

ધર્મની જો સામાન્ય વ્યાખ્યા કરવામાં આવે તો તે આમ થઈ શકે :–" अन्त करण शुद्धित्व धर्मत्वम् અર્થાત્ અંત કરણની શુધ્ધિ

એનું જ નામ ધર્મ. આ વ્યાખ્યાથી પણ કોણ અસહમત થઇ શકે? પરન્તુ ના, આપણે આ બધા ધર્મના વાસ્તવિક સ્વરૂપને ભૂલીને બાહ્ય વેશ-ભૂષા અને ક્રિયાકાંડોને જ ધર્મ સમજી બેઠા છીએ. આ જ ઝઘડાનું મૂળ કારણ છે. યાદ રહે કે, બાહ્ય ક્રિયાઓ તથા બાહ્યલિંગાદિ સ્વતઃ ધર્મ નથી. પરન્તુ ધર્મનાં સાધન માત્ર છે. એકજ સાધ્યનાં અનેક સાધન હોય છે. જો આ વાતને આપણે સારી રીતે સમજી લઇએ તો પછી એક બીજાનો વિરોધ કરવા માટે કોઇ કારણ જણાશે નહિ.

° ° °

જ્યાં સુધી શરીર સ્વસ્થ હોય, નિરોગી હોય, વૃદ્ધાવસ્થા આવી નથી, ઇંદ્રિયોની શક્તિ શિથિલ થઈ નથી અને આયુષ્યનો ક્ષય થયો નથી, ત્યાં સુધીમાં બુધ્ધિશાળી મનુષ્યોએ આત્મકલ્યાણ કરી લેવું જોઇએ. જેમ લાકડી ઉપર તમે તેલ લગાડશો એટલે ધૂળના પરમાણુ તેને ચોંટશે તેમ રાગદ્વેષની ચીકાશને લીધે આત્મા પર કર્મનાં પરમાણુ લાગે છે. પુરૂષાર્થ કરવામાં આવશે ત્યારે આત્મા પરનાં આવરણો દૂર થશે અને આત્મા અમલ સ્વરૂપમાં આવશે.

° ° °

મુક્તિનો સંબંધ ધર્મ, જાતિ, વ્યક્તિ કે લક્ષ્મી સાથે નથી. મુક્તિનો સંબંધ રાગદ્વેષ સાથે છે. જે આત્મા રાગદ્વેષ મીટાવે છે તે ગમે તે દેશ, ધર્મ કે જાતિનો હોય પણ તેની મુક્તિ થાય છે.

° ° °

ખરું સુખ તો આધ્યાત્મિક સુખ છે. આત્મ રમણતામાં છે. પોતાનાં મૂળ સ્વરૂપમાં આત્મા રમણ કરે તે વખતે જે સુખ થાય છે એ અનિર્વચનીય, અગોચર અને અકથ્ય છે. તેનું કોઇનાથી વર્ણન ન થઇ શકે.

° °

આ શરીર વિનાશી છે-નાશવંત છે અને આત્મા અવિનાશી છે. બંનેના ભિન્ન ભિન્ન ધર્મ છે.

શરીર નાશવંત છે છતાં તેને મોટું કરવા, સુંદર બનાવવા તમે કોશીષ કરો છો, પણ આત્માને સુંદર બનાવવા તમે શું કરો છો ?

o o o

સમાજ તો દૂધીના વેલા જેવો છે. એને ગમે ત્યાં રાખો, ગમે ત્યાં ચડાવો. ચડવાને પડી રહેવા તૈયાર છે. જેને ધર્મની ધગશ છે, લોક કલ્યાણની ભાવના છે. તેઓ ગમે તેવા કારણોનો સામનો કરીને પોતાનું કાર્ય કરી શકે છે.

o o o

સચ્ચાઇની આગળ ગમે તેવા વિરોધો કે ગમે તેવી પ્રતિકૂળતાઓ કાંઈ પણ અસર કરી શકતી નથી.

o o o

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ અને અનિષ્ટ વસ્તુઓ વિયોગ એ બે માટે આખું જગત ફાંફાં મારી રહ્યું છે. એને માટે પથ્થર એટલા દેવ માનવાને દુનિયા તૈયાર છે. એની આશામાં ને આશામાં વર્ષો સુધી પડ્યા પાથર્યા કોઈ પણ સ્થળે રહેવાને તૈયાર છે. આશા અમર છે. બિચારા જીવો સમજે છે કે આજ નહિ તો કાલે ફળશે. કેટલી શ્રદ્ધા ! કેટલી ભક્તિ ! પરંતુ એ શ્રદ્ધા અને એ ભક્તિ દુરૂપયોગ કરવા માટે તો નથી જ હોતાં—એનો ગેરલાભ ઊઠાવવા માટે તો નથી જ હોતાં.

o o o

એક પવિત્ર મહાપુરુષોનો આશીર્વાદ મનુષ્યની શ્રદ્ધાના સરોવરમાં પડે છે, તો એના આત્માની શુધ્ધિ જરૂર થાય છે.

એનો આત્મા પાપના પંથેથી પાછો હટી સન્માર્ગના સીધા માર્ગે વળે છે. જે સાંસારિક લાભો સાધુએ સ્વયં છોડ્યાં છે, એ સાંસારિક લાભો બીજાને આપવાનો ઢોંગ કરનાર સાધુ કેવો હોય !

° ° °

સંગઠન એ રાષ્ટ્રની ઉન્નતિનું સૂત્ર છે. જુદા જુદા સંપ્રદાયના મહાત્માઓની જયંતીઓ સાથે મળીને ઉજવવાથી આપણી તાકાતો વધશે અને પરિણામે રાષ્ટ્રબળ વધશે.

° ° °

જે સાધુઓ કંચન કામિનીના ફંદમાં ફસ્યા છે–ત્યાગી નથી, તે ગુરૂ કહેવડાવવાને લાયક નથી.

જેના આત્માના ગુણો વિકસિત થયા છે તે ગુરૂ છે. પોતાનું અને પરનું હિત કરે: રાતદિન આત્મામાં રમણ કરે અને પોતાના ધ્યેયને પહોંચવાનો પ્રયત્ન કરે તે સાધુ. અથવા બીજા શબ્દોમાં કહીએ તો **साध्नोति स्वपरहित कार्याणीति साधुः।**

° ° °

ધર્મ એ જ સુખનું સાધન છે. સમસ્ત પ્રકારની વસ્તુઓ ધર્મથી પ્રાપ્ત થાય છે અને એટલા જ માટે જૈન સાધુઓ બીજો આશીર્વાદ ન આપતાં '**ધર્મલાભ**' એવો આશીર્વાદ આપે છે.

° ° ° °

મૂર્તિ ચાહે પત્થરની હોય કે માટીની. કાગળની હોય કે રંગની, ગમે તેની હોય. તે મૂર્તિમાં મનુષ્ય જે વસ્તુનો આરોપ કરીને માને છે, તેની શ્રદ્ધા તેવાજ પ્રકારની થાય છે. કારણ કે ફલની પ્રાપ્તિનો આધાર હૃદયની સાચી ભાવના ઉપર છે–નહિ કે તે કાગળ કે પત્થર ઉપર.

° ° °

સોનાની ખાણ ખોદતાં ખોદતાં જેમ એકલું સુવર્ણ નથી નીકળતું, પણ સુવર્ણ અને માટી બંને ભેગાં જ નીકળે છે અર્થાત્ સોનામાં માટી મિશ્રિત થયેલી હોય છે. તે પછી તેના પર પ્રયોગો થાય, શુદ્ધિ કરવામાં આવે ત્યારે માટી માટી રૂપ થાય છે અને સોનું સોના રૂપ થાય છે. આ રીતે આત્મા અને કર્મ અનાદિ કાળથી લાગેલા છે.

તેમાં પરિવર્તન થાય છે. આવે છે ને જાય છે. કર્મને આત્મા સાથે અનાદિ કાળથી સંયોગ છે. તે સંયોગની ઉપર પ્રયોગ કરીશું, તે વખતે આત્માને કર્મ જુદા થઈ જશે. તે વખતે પોતાના અસલી સ્વરૂપમાં આત્મા આવીને સત્ ચિદ્ ને આનંદમય શુદ્ધ સ્વરૂપી આત્મા પ્રકટ થશે. આ પછી બીજા આવરણોની એના ઉપર અસર નહિ થાય.

° ° ° °

ધાર્મિક બાબતો પર વિચાર કરતી વખતે આપણી દૃષ્ટિ બહુ વિશાળ હોવી જોઈએ. કોઈ પણ પદાર્થ પર દૃષ્ટિ નાખતી વખતે આપણી દૃષ્ટિ જેવા પ્રકારની હશે, તેવા જ પ્રકારનો તે પદાર્થ દેખાઈ આવશે. જો આપણે તેને સ્વચ્છ નેત્રોથી જોઈશું તો તે વસ્તુ પોતાના અસલી સ્વરૂપમાં જણાશે. કિન્તુ એ આપણી આંખો ઉપર રંગીન ચશ્મા ચઢેલાં હશે, તો જે રંગનાં ચશ્માં હશે, તે રંગની બધી વસ્તુ દેખાશે. રંગીન ચશ્મા લગાવીને જોવું જેમ પોતાની જાતને ભ્રમમાં નાખવા જેવું છે, તેવી જ રીતે પક્ષપાતનું આવરણ રાખીને કોઈ ચીજ જોવી, એ પણ ભૂલ ભરેલું છે. જ્યારે આપણે પક્ષપાતને છોડી સમભાવ તથા વિશાળ દૃષ્ટિકોણ રાખીને જોતાં શીખીશું ત્યારે જ આપણને વાસ્તવિકતાનો બોધ થઈ શકશે.

° ° °

જો આપણે સંસારના બધા પદાર્થો ઉપર ધ્યાન આપીએ, તો ત્રણ પ્રકારના પદાર્થ જોવામાં આવે છે, હેય, જ્ઞેય અને ઉપાદેય. આ ત્રણેની સંક્ષિપ્ત વ્યાખ્યા આમ છે. બાહ્ય દૃષ્ટિથી સામાન્ય સમાજ-વ્યવહાર હેય સમજવામાં આવે છે. જ્ઞેય તે છે કે જેનું કેવળ જ્ઞાનવૃદ્ધિના નિમિત્તે અધ્યયન કરવામાં આવે. જેમ—સૂર્ય, ચંદ્ર, પૃથ્વીની ગતિ, વાયુ, આકાશ, પુદ્ગલ આદિ. અને ત્રીજું ઉપાદેય. ઉપાદેય એટલે ગ્રહણ કરવા યોગ્ય પદાર્થ. આ શ્રેણીમાં સત્યાચરણ, ધર્માચરણ, અહિંસાભાવ, બ્રહ્મચર્ય તથા પરોપકાર આદિ સદ્‌ગુણોનો સમાવેશ થાય છે. સંસારના

બધા સભ્ય ધર્મો એક સ્વરે ઉપાદેય ભાગમાં વર્ણિત વાતોને આદરણીય અને ગ્રાહ્ય સ્વીકાર કરે છે. આના સંબંધમાં કોઈનો ન તો કયારે ય મતભેદ સાંભળવામાં આવ્યો છે, અને ન કયારે ય એની સંભાવના જ થઈ શકે.

o o o

આપણો ઉચ્ચ–નીચ ભેદભાવ, આપણા માટે ઝેરનું કાર્ય કરી રહ્યો છે. આજ દબે આપણી સંસ્કૃતિના ટુકડે ટુકડા કરી નાખ્યા છે. અને આજ પણ તે આપણને રસાતાળમાં લઈ જઈ રહેલ છે, આપણે આપણા જ ધર્મમાં કોઈ એકને ઉચ્ચ અને કોઈ એકને નીચ બનાવી રહ્યા છીએ. આ બધો શો ખેલ છે? આપણા અજ્ઞાને જ આપણા કરોડો બંધુઓને આપણાથી વિખૂટા કરીને હમેશાને માટે વિદેશી સંસ્કૃતિને આધીન બનાવી દીધા છે. શું આ સ્થિતિ વાછનીય કહી શકાય? કદાપિ નહિ પરન્તુ ખેદનો વિષય છે કે આ બધુ આપણે આપણી સગી આંખે દેખતા છતાં આપણા કેટલાક ભાઈઓ હજુ સુધી ઉચ્ચ–નીચના ભેદભાવને ધાર્મિક દૃષ્ટિથી પણ સમર્થનીય બતાવીને તેનુ અનુમોદન કરી રહ્યા છે. તેમને પોતાની આ પકડેલી પૂછડીની જેટની ચિંતા છે, તેના સોમા ભાગ જેટલી ચિંતા પોતાની સંસ્કૃતિના નાશના સંબંધમાં નથી.

o o o

સમાજને વગોવવામાં તેઓ નિમિત્તભૂત થાય છે. ધર્મનું આરાધન, રાગ-દ્વેષનાં પાયામાંથી થાય એવું મહાવીરનું શાસન કદી કહે નહિ. અહિંયા સંયમ અને તપની આરાધના માટે ત્યાગી બનનાર સાધુ, ધર્મની પ્રભાવના રાગદ્વેષ દ્વારા થવાનું કદી માની શકે નહિ. સ્યાદ્વાદ નિષ્પક્ષપાતતા, અને અન્યને પીડનનો અભાવ આ ત્રણ વસ્તુઓ જેની અંદર હોય તે જ જૈન ધર્મ અને તેનું પાલન કરનાર જૈન-જરા વિચારી લો. વર્તમાનમાં ચાલતી ચર્ચાઓમાં ઉપયુક્ત સિધ્ધાંતોની કયાયે ગંધ પણ આવે છે? એક તરફથી પોતાને અતિથિ કહેનાર ત્યાગીઓ તિથિના નામ રાગદ્વેષ કરે, પાટલાયુદ્ધ-લીઓ ઉભી કરી ઘર ઘરમા કલેશ ઉભા કરે અને પોલિસનાં પહેરા નીચે એક વર્ષનાં પાપનું પ્રાયશ્ચિત કરી કર્મની નિર્જરા કરે એ દુનિયાની દ્રષ્ટિમાં પણ હાસ્યાસ્પદ નથી શું? આવું કરનારા ભગવાન મહાવીરના પવિત્ર જૈન સિધ્ધાંતને કલંકિત કરતાં નથી શું?

ભિક્ષાવૃતિથી નિર્વાહ કરનારાં લોકોનાં બે વિભાગ છે. એક અતિથિ અને બીજો અભ્યાગત. જૈન સાધુ પોતાને અભ્યાગત કદી ન કહે. આદર સત્કાર પૂર્વક આગ્રહ પૂર્વક, "લ્યો, લ્યો" કહેવા છતાં, "ના ના" કહેનારો સાધુ તે જૈન સાધુ. ત્યાગી ભાવના રાખનારો તે જૈન સાધુ અને તેટલા જ માટે તે અતિથિ કહેવાય. ત્યાગી એટલે નિત્ય તપસ્વી, એના ત્યાગમાં હંમેશા તપશ્ચર્યા સમાય છે. એના માટે હંમેશા પર્વ દિવસો છે. આવા નિત્ય તપસ્વી, નિત્ય શુભ તિથિ સમજનાર સાધુ શુધ્ધ, પવિત્ર અતિથિ છે. લોકકલ્યાણને માટે સામુદાયિક આરાધના કરવી એ અગત્યનું છે પરંતુ એનો અર્થ એવો ન હોઈ શકે કે તિથિઓનાં નિમિત્તો આગળ કરી, રાગદ્વેષની વૃત્તિઓ કેળવી સમાજની સ્થિતિ છિન્નભિન્ન થઇ જાય ત્યાં સુધીની નોબત લાવવી એ કેટલું ભયંકર પાપ છે. સો માણસો ધર્મ ન પાળે તેની હરકત નહિ. પરંતુ એક પણ માણસે અધર્મ ન પાળવો જોઇએ.

આવી જમરજસ્ત નૈનિક ભાવના ઉપર પોતાનું જીવન વ્યતીત કરવાનો દાવો કરનારી સાધુ સંસ્થાના કહેવાતા અગ્રેસરો અને દ્રષ્ટિરાગી ગૃહસ્થો આખું યે જૈન શાસન નિન્દાય, એવી ખુલ્લમ ખુલ્લા પ્રવૃત્તિઓ આદરે, દુનિયાની દ્રષ્ટિમાં અહિંસા, સંયમ અને ત્યાગ ઉપર નિર્ભય થયેલો જૈન ધર્મ નિન્દાય એવા પ્રયત્નો કરે, એ તો ખરેખર અક્ષન્તવ્ય પાપ છે. દુઃખની વાત તો એ છે કે કોઈ કોઇને કહી શકે તેવું રહ્યું નથી. અગ્નિને શાંત કરનાર પાણીમાંથી જ જ્યારે દાવાનળ સળગી ઉઠે ત્યારે અગ્નિને શાંત કરવા કોને જવું ?

પચાસ રૂપીએ મણ સુધી ઘઉં પણ ખરીદી શકશે એમની મોજશોખ અને એશઆરામના સાધનો ઓછા થવા નથી મધ્યમ અને ગરીબવર્ગની સ્થિતિ શી છે ? એનો ખ્યાલ સરખો પણ તેમને આવતો હોય તેમ દેખાતું નથી જગતના માનવીઓ ઉપરનો આ જુલ્મ કદાચ સમાજ સહન કરી શકશે, સાધુઓ સહન કરી શકશે રાજાઓ સહન કરી શકશે પણ કુદરત કેમ સહન કરી શકશે એ એક સવાલ છે જ્યારે ને ત્યારે આવી વસ્તુ ઓમા કેટલાક શ્રીમંતો તરફથી અથવા તો જેઓ પોતાને દેશસેવક તરીકે ઓળખાવે છે એવા કેટલાક કહેવાતા દેશસેવકો તરફથી આવી બાબતોમા પણ રાજ્યસત્તાના કારણો બતાવવામા આવે છે એ ગમે તે હશે, પણ શ્રીમંતોની શ્રીમંતાઈનો મદ અથવા ભયંકર લોભવૃત્તિ–તૃષ્ણા આ કામ કરી રહી છે એમા તો બે મત હોઈ શકે જ નહિ બીજી તરફથી જે વખતે આવો ભયંકર દાવાનળ આખા દેશમા સળગી રહ્યો છે, તે જ વખતે કોઈ કોઈ સ્થળે લાખોના ખર્ચીએ ઉત્સવ–મહોત્સવની ધુમધામો દયાળુ ધર્મગુરુઓ પોતાના શ્રીમંત ભક્તો દ્વારા કરાવી રહ્યા છે જે વખતે અનના દાણાને માટે લાખ્ખો બલ્કે કરોડો માનવીઓ તરફડી રહ્યા હોય લાખ્ખો બાઈઓ, બ્હેનો ભૂખમરાના ભોગ બની રહ્યા હોય, તે વખતે શ્રીમંતોની ધુમધામો પાછળ થતી સખાવતો કયા સુધી વાજબી છે ? એ પણ વિચારવા જેવું છે

° ° °

ખોટી ડાહી વાતો લખનાર, સેવાના બણગા ફુંકનાર અને લાગ આવે ત્યારે શ્રીમંતો કરતા પણ વધારેમા વધારે સ્વાર્થ લોલુપતામા ફસનાર પત્રકાર એ પ્રજાનો સેવક પત્રકાર નથી પત્રકાર પત્ર દ્વારા તરીકે નિસ્વાર્થ વૃત્તિથી શુદ્ધમા શુદ્ધ અને તટસ્થ રહીને જગતના કલ્યાણનો માર્ગ સૌ બતાવે એ જ પત્રકારની ફરજ છે ચોક્કસ વ્યક્તિઓના કારણે

પોતાનો પૂર્વગ્રહ માની એ વર્ગના સમસ્ત માણસો માટે ખોટો અભિપ્રાય ધારણ કરવો એ પત્રકારો માટે વ્યાજબી ન ગણાય કોઈપણ વર્ગમા સારા અને ખોટા બધી જાતના માનવીઓ હોય છે પ્રતિપાદક શૈલીથી રાજા કે પ્રજા, સાધુ કે ગૃહસ્થ સૌને પોતાનો ધર્મ સમજાવવો એ જેમ એક સાધુનુ કર્તવ્ય છે તેવી જ રીતે સાચા પત્રકારનુ પણ કર્તવ્ય છે

## પરિશિષ્ટ ૧ લું



### મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ રચેલા ગ્રંથો

| | | |
|---|---|---|
| ૧ પર્યુષણા વિચાર | ( હિંદી ) | સં ૧૯૬૫ |
| ૨ વિજયધર્મસૂરિ ચરિત્ર | ( ગુજરાતી ) | ,, ૧૯૬૭ |
| ૩ જૈન શિક્ષાદિગ્દર્શન | ,, | ,, ૧૯૬૭ |
| ૪ રાણી સુલસા | ,, | ,, ૧૯૬૮ |
| ૫ વિજય પ્રશસ્તિસાર | ( હિંદી ) | ,, ૧૯૭૦ |
| ૬ પ્રાચીન શ્વેતાંમર–અર્વાચીન દિગંબર | ( ગુજરાતી ) | ,, ૧૯૭૦ |
| ૭ શ્રાવકાચાર | ( હિંદી ) | ,, ૧૯૭૦ |
| | ( ગુજરાતી ) | ,, ૧૯૮૯ |
| ૮ તેરાપંથ મત સમીક્ષા | ( હિંદી ) | ,, ૧૯૭૧ |
| ૯ તેરાપંથી હિતશિક્ષા | ( હિંદી ) | ,, ૧૯૭૨ |
| ૧૦ શિક્ષાશતક ( કવિતા ) | ( હિંદી ) | ,, ૧૯૭૨ |
| ૧૧ ઐતિહાસિક સજ્ઝાયમાળા (સંપાદિત) | ( ગુજરાતી ) | ,, ૧૯૭૪ |

| | | | |
|---|---|---|---|
| ૧૨ અહિંસા | | ,, | ,, ૧૯૭૪ |
| ૧૩ આદર્શ માનુ | | (હિંદી) | સં. ૧૯૭૪ |
| ૧૪ સુરીશ્વર અને સમ્રાટ | | (હિંદી) | ,, ૧૯૭૬ |
| | | (ગુજરાતી) | ,, ૧૯૭૯ |
| | | (અંગ્રેજી) | ,, ૧૯૮૪ |
| ૧૫ ઐતિહાસિક રાસસંગ્રહ ભાગ ૪ થો | (સંપાદિત) | (ગુજરાતી) | ,, ૧૯૭૭ |
| ૧૬ ગૃહસ્થો કે ગુણ | | (હિંદી) | ,, ૧૯૭૮ |
| ૧૭ વિજય ધર્મ સૂરિ–અષ્ટ પ્રકારી પૂજા | | (હિંદી) | |
| આવૃત્તિ | પહેલી | ,, | ,, ૧૯૭૯ |
| ,, | બીજી | ,, | ,, ૧૯૮૧ |
| ,, | ત્રીજી | ,, | ,, ૧૯૮૪ |
| ૧૮ શાહ કે બાદશાહ | | (ગુજરાતી) | ,, ૧૯૮૧ |
| ૧૯ બાલ નાટકો | | ,, | ,, ૧૯૮૨ |
| ૨૦ સમયને ઓળખો ભાગ પહેલો | | ,, | ,, ૧૯૮૪ |
| ૨૧ ,, ભાગ બીજો | | ,, | ,, ૧૯૮૪ |
| ૨૨ નવો પ્રકાશ | | (ગુજરાતી) | ,, ૧૯૮૫ |
| ૨૩ પ્રાચીન લેખ સંગ્રહ (સંપાદિત) | | ,, | ,, ૧૯૮૬ |
| ૨૪ ધર્મ પ્રવચન | | ,, | ,, ૧૯૮૬ |
| ૨૫ વિજયધર્મ સૂરિ–સ્વર્ગવાસ પછી | | ,, | ,, ૧૯૮૯ |
| ૨૬ વિજયધર્મસૂરિનાં વચન કુસુમો | હિંદી | ,, | ,, ૧૯૮૯ |
| ૨૭ વક્તા બનો | ,, | | ,, ૧૯૯૦ |
| ૨૮ અર્હંત પ્રવચન | | (ગુજરાતી) | ,, ૧૯૯૨ |
| ૨૯ ગોરી મેવાડ યાત્રા | | (હિંદી) | ,, ૧૯૯૨ |

# પરિશિષ્ટ બીજું



## મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજીનાં ચાતુર્માસ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | સં. | ૧૯૬૩ | | કલકત્તા |
| ૨ | ,, | ૧૯૬૪ | | બનારસ |
| ૩ | ,, | ૧૯૬૫ | ગુરુદેવ સાથે | ,, |
| ૪ | ,, | ૧૯૬૬ | | ,, |
| ૫ | ,, | ૧૯૬૭ | | ,, |
| ૬ | ,, | ૧૯૬૮ | | લખનૌ |
| ૭ | ,, | ૧૯૬૯ | | બ્યાવર |
| ૮ | ,, | ૧૯૭૦ | | શિવગંજ |
| ૯ | ,, | ૧૯૭૧ | | ઉદયપુર |
| ૧૦ | ,, | ૧૯૭૨ | | પાલીતાણા |
| ૧૧ | , | ૧૯૭૩ | | અમરેલી |
| ૧૨ | ,, | ૧૯૭૪ | ગુરુદેવ સાથે | જામનગર |
| ૧૩ | ,, | ૧૯૭૫ | | મુંબઈ |
| ૧૪ | ,, | ૧૯૭૬ | | ,, |
| ૧૫ | ,, | ૧૯૭૭ | | ધુળિયા |
| ૧૬ | ,, | ૧૯૭૮ | | શિવપુરી |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ,, | ૧૯૭૯ | આગ્રા |
| ૧૮ | ,, | ૧૯૮૦ | શિવપુરી |
| ૧૯ | ,, | ૧૯૮૧ | ,, |
| ૨૦ | ,, | ૧૯૮૨ | ,, |
| ૨૧ | ,, | ૧૯૮૩ | મુંબઈ |
| ૨૨ | ,, | ૧૯૮૪ | શિવપુરી |
| ૨૩ | ,, | ૧૯૮૫ | ,, |
| ૨૪ | ,, | ૧૯૮૬ | ,, |
| ૨૫ | ,, | ૧૯૮૭ | ,, |
| ૨૬ | ,, | ૧૯૮૮ | ઉજ્જૈન |
| ૨૭ | ,, | ૧૯૮૯ | દેહગામ |
| ૨૮ | ,, | ૧૯૯૦ | સાણંબા |
| ૨૯ | ,, | ૧૯૯૧ | ઉદયપુર |
| ૩૦ | ,, | ૧૯૯૨ | પાડીવ |
| ૩૧ | ,, | ૧૯૯૩ | કરાચી |
| ૩૨ | ,, | ૧૯૯૪ | ,, |
| ૩૩ | ,, | ૧૯૯૫ | ,, |
| ૩૪ | ,, | ૧૯૯૬ | ભૂજ (કચ્છ) |
| ૩૫ | ,, | ૧૯૯૭ | મંજલ રેલડિયા |
| ૩૬ | ,, | ૧૯૯૮ | પોરબંદર |
| ૩૭ | ,, | ૧૯૯૯ | દેહગામ |
| ૩૮ | ,, | ૨૦૦૦ | ઇંદોર |
| ૩૯ | ,, | ૨૦૦૧ | શિવપુરી |
| ૪૦ | ,, | ૨૦૦૨ | ,, |
| ૪૧ | ,, | ૨૦૦૩ | ,, |
| ૪૨ | ,, | ૨૦૦૪ | ,, |

## પરિશિષ્ટ ત્રીજું



સાધુ-લલામ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી કી સેવામેં

મુનિવર !

કિન શબ્દોં મેં, આજ હમ આપકે સ્વરૂપમેં, આધ્યાત્મિક ભાવના કી ઉગ્ર સાકાર પ્રતિમા કા સ્વાગત કરેં, જો આદિ કાલસે હમારે દેશકે ચિરન્તન આદર્શ કે રૂપ મેં અભિવ્યક્ત હોતી રહી હૈ. હમારા પરમ સૌભાગ્ય હૈ કિ કોલાહલકે ઇસ આધુનિક યુગમેં ભી અતીતકાલીન ગૌરવ ગીતોંકા સ્મરણ કરાનેવાલી આપકે સદૃશ પાવન વિભૂતિયાં જગતી પર અવતીર્ણ હોતી રહતી હૈ, જિનકે મૂર્તિ સન્દેશ એવં પથ-પ્રદર્શન કા અવલમ્બ લેકર, ભૌતિકવાદકી તમોમય ઘાટિયોં મેં ભટકતા હુઆ માનવ, પુનઃ આત્મ પ્રદેશકા જીવન-પદ આલોક પા લેતા હૈ.

આજ સંસાર અગણિત વેદનાઓં ઔર અભૂતપૂર્વ આપદાઓંમેં મગ્ન હૈ. ઉસકે હાસ્યમેં ભી વિષાદકી એક રેખા અંતર્હિત હૈ. આજ

મનુષ્ય અનુભવ કરને લગા હૈ કિ ઉસકી સમગ્ર ભૌતિક નિધિ ભી ઇસ આન્તરિક વ્યથાકો દૂર કરને કે લિયે અસમર્થ હૈ. યહી કારણ હૈ કિ વિશ્વમેં પુનઃ નવ-નિર્માણ કે સ્વપ્ન દેખે જા રહે હૈં. પર આપ જૈસે આત્મ તત્ત્વાનુસંધાની વૈદ્યકે સિવાય કૌન ઇસ બીસવીં શતાબ્દીકે અશાન્ત સંસારકો ઔષધિ બતલા સકતા હૈ.

વિશ્વ કે સમગ્ર દેશોમેં, ભારત હી આપ સદૃશ મહાત્માઓંકા સબસે અધિક મૂલ્ય સમઝ પાયા થા. યહી કારણ થા કિ પ્રાચીન આર્યોંને અપની સબસે અમૂલ્ય એવં ગુપ્ત સમ્પત્તિ અંતર્લોક કે અતીન્દ્રિય રહસ્ય કી કુંજી આપ જૈસે તત્વસન્નિષ્ઠ ઋષિયોંકે હાથોં ધરોહર રખી થી. અપને સાધુઓંકા સમ્માન કરના એવં ઉનકે દ્વારા પ્રદર્શિત પથ પર અગ્રસર હોના, ભારતીય ધર્મકા એક પ્રમુખ નીતિસૂત્ર હૈ. તથાપિ કાલચક્રકે દુર્દમ્ય જાલમેં ફંસકર ભારત જર્જર હો ગયા હૈ. તથાપિ અપની વિશિષ્ટ વિભૂતિયોંકા આદર કરના વહ નહીં ભૂલા હૈ. ઉસી ચિરકાલીન પ્રેરણા કા આદર્શ પાકર આજ હમ આપકો ભારતીય આદર્શ કે રૂપમેં અપની શ્રદ્ધાંજલિ સમર્પિત કરતે હૈં.

# પરિશિષ્ટ ૪ થું



## અભિનંદન-પત્ર

આદર્શ સાધુ, મુનિપ્રવર, શાસનદીપક વ્યાખ્યાતા ગુરુભક્ત મુનિરાજશ્રી વિદ્યાવિજયજી—દેહગામ

પૂજ્યવર !

દેહગામના અન્નજળ અને વાતાવરણમાં ઉછર્યા પછી, યુવાવસ્થાના પ્રારંભમાં જ, પોતાની માતૃભૂમિને છોડી આપ વિદેશમાં ગયા. અને લગભગ અઠ્ઠાવીસ વર્ષનાં વ્હાણાં વાયા પછી સમાજમાં એક અનેરી જ નામના મેળવીને આપ પુનઃ પોતાની માતૃભૂમિમાં પધાર્યા. એ માટે આનંદથી ઉભરાતા હૃદયે અમે આપનું સ્વાગત કરીએ છીએ.

આદર્શ સાધુ !

દેહગામની જનતા સાથે વર્ષો સુધી રહ્યા પછી, આપ આપના

આત્માના સંસ્કારોનો વિકાસ કરવા કાશી જેવા સરસ્વતીનાં ધામમાં પધાર્યા અને જગત્ પૂજ્ય શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ મહારાજ જેવા પરમ પ્રતાપી આદર્શ ગુરૂ પાસે શિક્ષા–દીક્ષા ગ્રહણ કરી આપે આપના જીવનને ઉચ્ચ કોટિનું સંસ્કારી બનાવ્યું છે. તેમ કરીને આપે આપનાં કુલને અને આપના સંબંધીઓને જગમશહુર બનાવ્યા છે. એટલું જ નહિ પરન્તુ આપની માતૃભૂમિ--દેહગામનું મુખ પણ ઉજ્જવળ કર્યું છે. એટલા માટે અમે દેહગામની સમસ્ત કોમોના નાગરિકો અમારા હૃદયનો હર્ષ જાહેર કરીએ છીએ.

વ્યાખ્યાન ચુડામણિ !

આપ આપની અપૂર્વ વકતૃત્વ શક્તિ દ્વારા યુ. પી., બંગાળ, મારવાડ, માલવા, મેવાડ, દક્ષિણ અને ગુજરાત–કાઠિયાવાડની જનતા ઉપર જે ઉપકારો કર્યા છે તેમજ ભારતવર્ષના નાના મોટા રાજાઓ અને પ્રધાન રાજ્યાધિકારીઓને આપની સુંદર ઉપદેશ–પધ્ધતિથી મંત્રમુગ્ધ કર્યા છે, એ માટે પણ અમે અમારૂં ગૌરવ જ સમજીએ છીએ.

શાસન દીપકજી !

આપે આપની અજબ લેખનશકિત દ્વારા ' સૂરીશ્વર અને સમ્રાટ, ' ' મમયને ઓળખો ' અને એવા બીજા મહત્ત્વના લગભગ બે ડઝનથી વધારે ગ્રંથો લખી સાહિત્યની ઉત્તમ સેવા બજાવી છે. તેમજ જુદા જુદા વર્તમાનપત્રોમાં સામાજિક, ધાર્મિક અને ઐતિહાસિક લેખો લખી સમાજ, ધર્મ અને ઇતિહાસના ક્ષેત્રોમાં નવો પ્રકાશ પાડી જે ઉત્તમ કીર્તિ સમ્પાદન કરી છે, એને માટે પણ આપ ખરેખર ધન્યવાદને પાત્ર છો.

મહારાજશ્રી !

ધાર્મિક સંકુચિનતાઓથી રહિત, ઉદાર અને નિષ્પક્ષ-એવી ઉત્તમ ઉપદેશ પધ્ધતિથી આપ દરેક ધર્મવાળાઓને આકર્ષિત કરતા આવ્યા છો અને જેના અનુભવ અમને-દેહગામની જનતાને આપના ચાતુર્માસ દરમિયાન થયેલા પ્રભાવશાળી વ્યાખ્યાનોથી થયો છે. અને તેથી અમે અમારી હૃદયની ખુશાલીના બાહ્ય ચિહ્‌ન તરીકે આપને આ અંજલિ અર્પીએ છીએ.

મહાત્મન્ !

દેહગામની ભૂમિનું રત્ન એક આદર્શ ગુરૂના સહવાસ રૂપી શરાણ ઉપર ચઢીને નિર્મલ બની, દેશ-વિદેશમાં પોતાનો પ્રકાશ ફેલાવી અઠ્ઠાવીસ વર્ષે પુનઃ દેહગામમાં આવી પોતાની ભૂમિને ઉજ્જવલ બનાવી છે, તે જોઇ દેહગામની સમસ્ત જનતા ખરેખર હર્ષિત થાય છે અને તે હર્ષને વ્યક્ત કરવા અમે આપને અભિનંદન આપીએ છીએ.

ગુરૂજી !

આપે દેહગામનું મુખ ઉજ્જવલ કર્યું છે. દેહગામમાં ચાતુર્માસ કરીને પણ અનેક ઉપકારો કર્યા છે. આ બધાના બદલામાં અમારા જેવી ભાવવાળી પ્રજા આપનું શું સન્માન કરી શકે? અમે એવા શિક્ષિત પણ નથી કે સુંદર વાક્ચાતુર્યપૂર્વક આપને રંજિત કરીએ. તેમ છતાં આપ જ્ઞાની છો. અમારા હૃદયની શુદ્ધ ભાવના અને ભક્તિને જાણી શકો છો. એટલે અમારા હૃદયના ઉંડાણમાંથી નિકળતા તૂટા-ફૂટા શબ્દો, એ જ અમારું હૃદય પ્રકટ કરવાનું સાધન છે.

છેવટે અમે એ જ આશા સાથે વિરમીએ છીએ કે-આપે અમને જેમ અપનાવ્યા છે તેવી રીતે હંમેશને માટે અપનાવી આપના હૃદયના એક ખુણામાં પણ દેહગામને કાયમનું સ્થાન આપશો અને આ થોડા શબ્દો દ્વારા પ્રકટ કરાયેલી ભક્તિને સ્વીકારી અમને વધારે ઉપકૃત કરશો.

માગશર સુ. ૫, સં. ૧૯૯૦
તા. ૨૨-૧૧-૩૩.
દેહગામ

અમો છીએ,
આપના આજ્ઞાંકિત સેવકો—

| | |
|---|---|
| વકીલ મોતીભાઈ ડાહ્યાભાઇ | તલાટી મથુરદાસ છગનલાલ શેઠ |
| વકીલ મફતલાલ કરૂણાશંકર | ગાંધી છોટાલાલ દામોદરદાસ શેઠ |
| વકીલ મણિલાલ ચતુરભાઇ અમીન. બી. એ. એલ. એલ. બી. | શેઠ નિહાલચંદ નથુભાઇ |
| | શેઠ કેશવલાલ ગુલાબચંદ |
| અમીન દયાભાઇ જેસંગભાઇ, સભાસદ પ્રાંત પંચાયત | શેઠ જીવાભાઈ કરમચંદ |
| | શેઠ ભીખાભાઈ વિઠ્ઠલદાસ |
| વૈદ્ય ડાહ્યાભાઇ દલસુખરામ | શેઠ સોમાભાઈ વિઠ્ઠલદાસ |
| ઉપાધ્યક્ષ મ્યુનીસીપાલીટી, દેહગામ. | શેઠ પૂંજાલાલ છગનલાલ |
| વકીલ નાથાભાઇ મૂળજીભાઈ | શેઠ મોમચંદ મહાસુખભાઇ |
| અમીન મોતીભાઈ ઇશ્વરભાઇ, વતનદાર | ,, ફતેહચંદ મોતીચંદ |
| | ,, બલાખીદાસ અનોપચંદ |
| મલેક બાપુમિયાં જમીનદાર | ,, મંગળદાસ ચંદુભાઇ |
| અમીન જેઠાભાઈ હરિભાઈ | દેહગામ કસ્બા તલાટી |
| વકીલ ભાઇશંકર દલસુખરામ | ,, મણિલાલ મગનલાલ |
| શા. મહાસુખભાઈ નાથજીભાઇ શેઠ | ,, હરિલાલ મહાસુખલાલ. |

## પરિશિષ્ટ ૫ મું



### મુનિશ્રી વિદ્યાવિજયજીનું સ્વાગત વ્યાખ્યાન

આચાર્યશ્રી વિજયનન્દનસૂરિજી તથા અન્ય મુનિવરો ! આપે અમારા આમંત્રણને માન આપી દેહગામને પવિત્ર કર્યું છે, તે માટે આપ બધાનો અહેશાન માનું છું. સાધારણ સ્થિતિના ગરીબ ગામડાને આવો પ્રસંગ સાંપડે તે ખરેખર તેના ભાગ્યની સીમા કહી શકાય. આ પ્રસંગ શા માટે ઉપસ્થિત થયો છે, તે આપ બધાના જાણવામાં છે. ચતુર્વિધ સંઘ છિન્નભિન્ન થઇ રહ્યો છે. તેનું ગૌરવ ભૂતકાળમાં દેખાતું હતું તે આજે ક્યાં છે ? તેની આ દશા જોઈ રહેવી તે શું આપણને લાજિમ છે ? આમ છતાં કેટલાકનો એ બાબતમાં મતભેદ છે. થોડા વખત પહેલાં અમદાવાદના નગરશેઠનો મેળાપ થયો અને આ સંબંધી વાત નીકળી ત્યારે તેમણે કહ્યું કે ' આજની સ્થિતિ ૪૦-૫૦ વર્ષ કરતાં ઘણી જ સારી છે. પહેલાં ૪૦-૫૦ સાધુ હતા તો આજ ૬૦૦ સાધુઓ ને ૧૨૦૦ થી ૧૫૦૦ સાધ્વીઓ છે, પણ

શું સાધુઓની સંખ્યાની વૃધ્ધિ એ જ ખરેખરી પ્રગતિ છે? આજે વિચારવાનું એ છે કે આપણામાં કેટલા મુનિવરો એવા છે જે ધુરંધર વિદ્વાન હોય, કેટલા મુનિવરો એવા છે જે બીજા ધર્મના મુકાબલામાં ઉભા રહી શકે? કેટલા મુનિવરો એવા છે જે જગતના કોઇપણ ભાગમાં ધર્મ-પ્રચાર કરવાની તૈયારી કરતા હોય? છાતીએ હાથ મૂકીને જવાબ આપો! શું નાના નાના ટણુડિયાઓને મુંડી મુંડીને સંખ્યા વધારવી એ પ્રગતિ છે?

જૈન સમાજમાં ઘેર ઘેર કલેશ છે. શ્રી રામવિજયજીને માને છે, તો ગુરૂપ વલ્લભવિજયજી પાસે જાય છે, અને ઘેર બન્ને જણા પોતાના ગુરૂ માટે લડે છે આવાં નાટકો અત્યારે ઘેર ઘેર ભજવાય છે.

સાધુઓ તમને દોરે, પોતાની જાળમાં તમને ફસાવે, તમને કૂવામાં ઉતારે અને તમને નચાવે છતાં તમે ય વાણિયા તો ખરા જ ને! તમે પણ સાધુઓના ગળામાં જાળ નાંખી છે. નહિ તો ભ્રષ્ટ ગુલામોની માફક તમારા દોરાયા દોરાય કેમ? નિર્ગ્રંથ સાધુનો વેષ ધારણ કરવા છતાં બીજાઓના ગુલામ બને જ કેમ?

અમદાવાદ ખાતે સાધુ સંમેલન ભરવાનું મુહૂર્ત ફાગણ વદ ત્રીજનું નીકળ્યું છે. આજે એને માટે ગમે તેમ કહેવાતું હોય, એના ઉત્પાદકો વિષે આજે મને ગમે તેવી કલ્પનાઓ કરવામાં આવતી હોય, પણ આપણે તો એ જ જોવાનું છે કે એ સંમેલન સાધુસંસ્થાની દૃઢતા માટે ઉદ્ભવ્યું છે કે નહિ?

જો એનો હેતુ ખરેખર એવો જ હોય તો આપણે એ સંમેલનને દરેક રીતે સાથ આપવો જોઈએ. આપણા નાના નાના મતભેદોને દૂર કરીને પણ એમાં સામેલ થવું જોઈએ. મારા અગાઉના ચાર લેખોમાં પણ એ જ વસ્તુનું પ્રતિપાદન કરતો આવ્યો છું અને આજે પણ આપણે એ જ વસ્તુનો વિચાર કરવાનો છે કે મુનિસંમેલન સફળ કેમ થાય? પરંતુ સંમેલનના કાર્યકર્તા તરફથી હજુ એ વસ્તુ જાહેર કરવામાં નથી આવી કે આ સંમેલનનો કાર્યક્રમ શું છે? અમદાવાદના નગરશેઠ મને કહે છે કે બધા મુનિઓ એકત્ર કરવાનું જ મારું કામ છે. મેં પૂછ્યું તમે શું કરશો? ત્યારે જવાબ દીધો કે દર્શન કરીશ. પણ દર્શન જ કરવા હોય તો આ બસો બસો માઈલથી વિહાર શાને કરાવો છો? મુનિસંમેલન કયા વિષય માટે ભરવાનું છે તે નક્કી કરો. કઈ વસ્તુઓ ચર્ચવાની છે તે હજી જણાવ્યું નથી. જો આવી જ અનિશ્ચિત અને ધ્યેય વિનાની સ્થિતિમાં સંમેલન ભરવાનું હોય તો તેમાં તો થાણાની હોસ્પીટલમાં મોકલવા લાયક જ ભાગ લઈ શકે!

શું અમારામાં એ માટે વિશ્વાસ ઉત્પન્ન કરવાની જરૂર નથી? મને તો લાગે છે કે સૌથી પ્રથમ જુદા જુદા ગચ્છના ચૂંટાઈ આવેલા પ્રતિનિધિઓની એક નિયમવિચારિણી સમિતિ બનાવવી જોઈએ અને જે જે ઠરાવો વગેરે નક્કી કરે તે જ ઠરાવો હાથ ધરવા જોઈએ. જો આવો

કશો જ કાર્યક્રમ ન થાય તો ૫૦૦ સાધુઓ એકી સાથે કેવી રીતે કોઇ પણ જાતના નિર્ણય ઉપર આવવાના હતા ?

બીજી મહત્વની વાત એ છે કે ત્યાં ચર્ચાએલા ઠરાવોનો નિર્ણય કઇ રીતે થશે ? શું એક સમુદાયમા થોડા સાધુઓ હોય ને બીજાઓએ ગમે તેમ કરીને પોતાના સૈન્યમાં ભરતી કરી હોય તે બધાની આંગળીઓ ઉંચી કરાવીને ? પણ આ બાબતમાં પણ સમુદાયવાર મત ગણત્રીનું ધોરણ ઠરાવવું જોઇએ. આ ઉપરાન્ત એક અતિ મહત્વની બાબત એ પણ વિચારવાની છે કે આ ઠરાવોનો અમલ કરાવનારી એકસત્તા-સંઘસત્તાને સ્થિર કરવામાં ન આવે ત્યાં સુધી હજારો ઠરાવોના થોકડા કરો; તે બધા નકામા જ છે. ઉઘાડા માથાંવાળાઓ એમને એમ કોઇનું માને તેમ થોડા જ છે ? જો આ વસ્તુનો કંઇ નિર્ણય કરીને કામ ચલાવવામાં આવશે તો જરૂર આપણે કંઇક કામ કરીશું, નહિતર ફજેતી સિવાય બીજું શું થવાનું છે ?

વિખવાદો ફેલાઈ રહ્યા હોય, જ્યાં મુખ્ય મુખ્ય સમુદાયમાં પણ બિહારના ધરતીકંપ જેવી ફાટો પડેલી હોય, જ્યાં ધીરે ધીરે જ્વાળામુખીની અસર લાગી ચૂકી હોય, જ્યાં ઘરઘરના અહમિન્દ્રો બની બેઠા હોય, ત્યાં એક ગામના બેચાર ગૃહસ્થો ગાદી તકીએ બેસી મુનિસંમેલન ભરવાનું તુત ઉભું કરે, પોતાનાં માનેલા એકાદ આચાર્ય પાસે જઇને કાનાફૂસી કરી ચોકઠું ગોઠવી આવે, અને પછી બહારના દેખાવ તરીકે પાંચ પચીસ જણની વચમાં મુહૂર્તની તારીખ નક્કી કરી કાગળિયા છપાવી; સૌના ઉપર મોકલી આપવામાં આવે, કે 'ગૃહસ્થો તમારે ત્યાં જે જે સાધુ-સાધ્વીઓ આવે એમને અમદાવાદ તરફ રવાના કરજો!' અને સુંદર કાગળમાં સાધુઓને લખવામાં આવે કે 'ફલાણી તારીખે તમારૂં સંમેલન થવાનું છે, માટે જરૂર પધારજો. અને અમદાવાદની નજીક આવો, એટલે જરા અમને ખબર આપજો!" (શા માટે ખબર આપજો, એ સ્પષ્ટ કરવામાં નથી આવ્યું, પરન્તુ સાધુ મહારાજો જરૂર સમજી લે!) આનું નામ તે સંમેલન?

મુનિસંમેલનની-સેંકડો વર્ષ પછી થનારા મુનિસંમેલનની કેવી ઉત્પત્તિ! નથી ઝઘડા પત્યા, નથી એક બીજાની સાથે બેસવા જેટલી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ, નથી મુનિસંમેલનનો હેતુ જાહેર થયો, નથી નિમંત્રણો કોને આપવાં ને કોને ન આપવાં એ સંબંધી કોઇ કમીટીએ વિચાર કર્યો, નથી હિંદુસ્તાનનાં બીજા શહેરો અને ગામોના સંઘની સંમતિ લેવાઇ! બસ, કોઇ પણ જાતના પરામર્શ વિના જ, કોઈ પણ જાતના પ્રચાર્ય કર્યો વિના જ, મુનિસંમેલનની વાત ઉપડી ને નિમંત્રણો નીકળી ગયાં. શું આનું જ એ પરિણામ નથી કે આજે અનેક પ્રકારની શંકાઓ અને અવિશ્વાસનું વાતાવરણ ફેલાવા પામ્યું છે? બેશક, એ વાત ખરી જ છે અને તે લગભગ સૌ કોઈ સ્વીકાર કરે છે કે જૈન સમાજની

અને ખાસ કરીને સાધુ સંસ્થાની પરિસ્થિતિનો ખ્યાલ કરતાં પહેલામાં પહેલી નહિ મુનિસંમેલન ભરવાની અગત્યતા છે. પરંતુ તમામ પ્રકારની પરિસ્થિતિઓને સુધાર્યા વિના, હિંદુસ્તાનના જુદા જુદા શહેરો અને ગામોના પ્રતિનિધિઓની એક સભા બોલાવી સ્થળાદિનો નિર્ણય કર્યા વિના એકાએક બધું કરી જ નાંખવાને તૈયાર થવુ, એનો અર્થ શું એ નથી કે હાથે કરીને મુનિસંસ્થાનો ફજેતો જગતમાં જાહેર કરવો ?

આપણે જાણીએ છીએ કે સ્થાનકવાસી મુનિસંમેલન માટે લાંબા વખતથી તૈયારીઓ કરવામાં આવી હતી. એમના જુદા જુદા સંપ્રદાયવાળાઓમાં પ્રાંતિક સંમેલનો ભરવામાં આવ્યાં હતાં તે સંપ્રદાયોમાં એકલ ડોકલ વિચરનારા સાધુઓને કાં તો સમજાવીને સાથે ભેળવવામાં આવ્યા અને કાં તો સર્વત્ર અલગ કરવામાં આવ્યા. આમ બધી બાબતના ફૈસલા કરીને જ બૃહત્ સંમેલન ભરવામાં આવ્યું હતું તેમ છતાં પણ ચોકકસ બે સંપ્રદાયોનો વિરોધ શમ્યો નહિતો, તો પણ એ બન્ને સંપ્રદાયો મુનિસંમેલનમાં તો ઉપસ્થિત અવશ્ય થયા હતા અને કાર્યકર્તાઓની ઘણી મહેનતના પરિણામે પણ, ગયા લેખમાં હું જણાવી ગયો છું તેમ, સત્તાવીશ સંપ્રદાયો પૈકી પચ્ચીસ સંપ્રદાયોવાળા તો એક જ થઇ ગયા છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે એટલી મહેનત અને સમયના ભોગે સ્થાનકવાસી ભાઇઓ એટલું કરી શકયા જ્યારે એક તરફ આપણી તો પરિસ્થિતિ યે જુદી છે, અને આપણા માટે મહેનત કે વ્યવસ્થાસર કામ પણ કરવામાં આવ્યું નથી અને એકદમ નિમંત્રણો કાઢી નાંખવામાં આવ્યાં; પરંતુ એ ઉતાવળના પરિણામે આજે કેવી કફોડી સ્થિતિ થઇ રહીછે, અને બધું સારૂં થશે, એકકે એક મુનિરાજો આવશે, બધા ઝઘડા પતી જશે.' વગેરે કહેનારાઓને હવે સમજાયું હશે કે સંમેલન ભરવું જેટલું ધારવામાં

આવવું હતું એટલું સહેલું તો નથી જ અને વખતે પાસો ઉંધો યે પડી જાય. અસ્તુ.

ગમે તેમ, પરંતુ હવે મારો તો એ અનુરોધ છે કે મુનિસંમેલનનું કાર્ય કેમ નિર્વિઘ્નતાથી પસાર થાય, અને સાધુ સંસ્થાનું સંગઠન થાય, એ પ્રત્યેક મુનિરાજે વિચારી રાખવું જોઇએ, અને જેમ બને તેમ સરળતા ધારણ કરી, ઢીલી દોરી મૂકી, મુનિસંમેલનને સફળ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ.'

બીજી તરફથી સંમેલનના સૂત્રધારોએ પણ પોતાની ચૂપકીદી તોડવાની જરૂર છે. રીતસર સંમેલન સંબંધી જાહેર પત્રોમાં ઉહાપોહ કરી, સાધુઓનો વિશ્વાસ ઉત્પન્ન કરવાની જરૂર છે. દિવસો નજીક આવતા જાય છે. સાંભળવા પ્રમાણે પાટણ અને જામનગરના ઝઘડા પત્યા નથી. સંઘ સત્તાનો નિર્ણય થયો નથી. જે જે સાધુઓને તે તે ગામોના સંઘોએ બહાર કરેલા છે, તે સાધુઓને નિમંત્રણ આપતાં તેમના સામા પક્ષના સાધુઓ આવા સંમેલનમાં ભાગ નહિ લેવાના દૃઢ વિચાર ઉપર આવતા જાય છે. વળી જેઓ અમદાવાદ શહેરમાં હતા, તેઓમાંના કેટલાક અમદાવાદ છોડી ગયા છે. કદાચ ધારો કે બીજાઓની સાથે સાથેસાથપૂર્વક અમદાવાદમાં પુનઃ પ્રવેશ કરશે, તો પણ જે જે આચાર્યાદિને પહેલાં અમદાવાદ નરફ આવવાની જરૂર હતી, અમદાવાદની નજીકમાં ભેગા મળી ગોળમેજી પરિષદ ભરી બધા ઝઘડા પતાવવાની અને સંમેલન માટેની-રૂપરેખા તૈયાર કરી બહાર પાડવાની જરૂર હતી એમાંનું કંઈ બન્યું નથી, ને બનવાની આશા નથી. કારણ કે હજુ તો કોઈ ક્યાં છે ને કોઇ ક્યાં છે. આવી અવસ્થામાં સંમેલનનો દિવસ આવી લાગે ત્યાં સુધી સાધુઓની શંકાઓ ટળે નહિ, વિશ્વાસ ઉત્પન્ન થાય

નહિ, અને સંમતિવાળું સંમેલન ભરાય નહિ પરિણામ એ આવે કે અમદાવાદને માટે નામોશી, સાધુ સંસ્થાની હીલના અને પાર્ટીઓનું જોર વધતાં સાધુ સંસ્થા પચાસ વર્ષ પાછી પડે.

મારૂં તો હજુ પણ માનવું છે કે જો સંમેલન, કોઈના કોઈ પણ જાતના અંગત સ્વાર્થ વિનાનું, એટલે કેવળ સાધુ સંસ્થાની ઉન્નતિ માટે જ ભરવાનું હોય તો તેની તારીખો લંબાવીને અથવા બીજા કોઇપણ ઉપાયે પહેલાં આસપાસનાં દિલો સાફ કરવાની જરૂર છે. મુનિસંમેલનની સફળતામાં જે જે વિઘ્નો જણાતાં હોય એ વિઘ્નોને સૌથી પહેલી તકે સુધારી લેવાની જરૂર છે અને તેની જ સાથે સાથે સંમેલનના કાર્યકર્તાઓએ વર્તમાનપત્રો દ્વારા પોતાની સફાઇ કરી લેવાની જરૂર છે.

બેશક, એ ખરૂં છે કે કેટલાક એકલડોકલ વિચરનાર, અથવા થોડાક સામાન્ય સાધુઓ મુનિસંમેલનની તારીખ પહેલાં અમદાવાદ પહોંચશે, એમ ધારીને કે સંમેલન થશે કે નહિ થાય. એનુ ફારસ તો જોવા મળશે. પરંતુ એમના પહોંચવા માત્રથી કાર્યકર્તાઓએ રાજી થવાનું નથી; જ્યાં સુધી કે સાધુ સમાજના ખાસ ખાસ અગ્રગણ્ય સાધુઓ ન આવે જ્યાં સુધી કે જેઓ જેઓની વચમાં વૈમનસ્ય છે, તેઓ ન આવે ત્યાં સુધી સંમેલનના મુકરર થયેલા દિવસે સંમેલન ન જ ભરી શકાય અને સંમેલનના ખાસ દિવસ સુધીમાં નહિ આવેલા મુખ્ય મુખ્ય પુરૂષોને સમજાવવા દોડાદોડ કરવી, દિવસો લંબાવતા જવું, એનું પરિણામ એ પણ આવશે કે અમદાવાદ જેવા શહેરમાં ભેગા થયેલા સાધુ–સાધ્વીઓનાં ટોળાં આધાકર્મી આહાર, આધાકર્મી પાણી લઇ લઇને આત્માને ભારે કરવાનાં અને દસ્તામાતરાની અગવડતાના ભોગ બની ગંદકીમાં સડયા કરવાનાં.

એક બીજી વાત. ખાસ કરીને ધ્યાનમાં રાખવાની છે અને તે એ છે આ સંમેલન સર્વ પક્ષીય સંમેલન થવું જોઇએ. નાનો કે મોટો એક પણ સમુદાય બાતલ રહે, અને સમેલન ભરાય, તો એની કિંમત કોડીની પણ ન ગણાય. આ સંમેલનમાં કંઇ કોઇ પણ એક પક્ષે પોતાની સત્તા જમાવવા માટે ભરવાનું નથી. આ સમેલન તો છે સાધુ સંસ્થાના ઉદ્ધાર માટેનું, બધા પક્ષોને સાંધવા માટેનું, આપસનું વૈમનસ્ય મટાડવા માટેનું. જો સંમેલન ભરીને પક્ષો વધે, સ્વચ્છંદતા વધે, તો તો **सलिलादग्नि-रुत्थिता** –પાણીમાંથી અગ્નિ છૂટ્યા જેવું જ થાય. આપણે તો સાધુ સંસ્થા સ્થિર કરવાની છે, સ્વચ્છંદતા મટાડવાની છે, એકલવિહારીપણું અટકાવવાનું છે, આચાર પતિતોને દેશવટો આપવાનો છે, માધારીપણુ મટાડવાનું છે, વિહારના ક્ષેત્રોની મર્યાદા વિશાળ બનાવવાની છે, આંતરકલહોને દૂર કરવાના છે, સાચી સાધુતા પ્રગટ કરવાની છે, સાધુઓ સાચા વિદ્વાન કેમ બને, સાચા ઉપદેશક કેમ બને, અમુક વાડાના નહિ, પરંતુ આખા જગતના પૂજ્ય કેમ બને, એવી યોજનાઓ કરવાની છે, અને જ્ઞાન-દર્શન–ચારિત્રની ઉજ્જવળતા કેમ થાય, એવા પ્રયત્નો કરવાના છે.

આને માટે જ સાધુસંમેલન હોય, આને માટે જ આ બધા પ્રયત્નો હોય, આમાં અંગત વ્યકિતગત સ્વાર્થનું નામોનિશાને ન હોય. કહેવામાં આવે છે કે પોતાના માનેલા અમુક આચાર્યને આગળ કરી આખા હિંદુસ્તાનના સંઘોમાં પોતાનું સર્વોપરિપણુ કાયમ રાખવા અમદાવાદના નગરશેઠે આ બીડું ઝડપ્યું છે. કયાંયથી એ પણ સૂર સંભળાય છે કે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અને શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ, પોતપોતાની સત્તા માટે ' ટગ ઓફ વોર ' ( તાણંતાણીની હરિફાઇ ) કરે છે, તેમાં પેઢી આ કાર્ય દ્વારા પોતાની જીત સિધ્ધ કરવા

ચાડે છે. જ્યારે એક પત્રકાર પાછલું એક ઉદાહરણ આપી પેઢીવાળા પોતાનું ધાર્યું કરશે, એવો ચોખ્ખો ભય બતાવે છે.

આમ અનેક પ્રકારના સુરો સંભળાય છે. બધા સુરોની મતલબ શી છે, એ સ્પષ્ટ છે. મુનિસંમેલનના કાર્યમાં આનો કંઇ પણ ગર્ભિત હેતુ રખાયો હોય તો એ ખરેખર ભયંકર જ કહેવાય, પરંતુ આપણે પહેલેથી આવી આશંકાઓ ઉઠાવીને મુનિસંમેલનનું કાર્ય નિષ્ફળ થવાનો યે ભય ન રાખવો.

મારું તો નમ્ર નિવેદન છે કે પ્રત્યેક ગામના સંઘોએ કોઇપણ જાતના મતભેદોને આ વખતે આગળ ન કરતાં, સાધુસંસ્થાના ઉદ્ધારને માટે જરૂર હાથથી હાથ મેળવવો અને એક બીજાના સહકાર પૂર્વક કાર્યને સફળ બનાવવા પ્રયત્ન કરવો.

બીજી તરફથી પ્રત્યેક આચાર્ય અને મુનિરાજોને પણ સવિનય પ્રાર્થના કરીશ કે આ પ્રસંગે કોઇ પણ જાતના આપસી વૈમનસ્યોને આગળ ન લાવતાં, સાધુસંસ્થા ઉપરના સાચા પ્રેમથી એકત્રિત થવું જોઇએ. કોઈ પણ કારણને આગળ કરી મુનિસંમેલનમા ઉપસ્થિત ન થવું એ ઇચ્છવા યોગ્ય ન કહી શકાય. બેશક જેને જે જે બાબતો કરવાની હોય, તેમણે તે તે વસ્તુઓ જરૂર ઉપસ્થિત કરવી. થાય તે થવા દેવું એનો આ જમાનો નથી. આ સત્તાવાદનો જમાનો નથી. જો કોઇને એમ લાગે કે અહીં તો શેતરંજની રમતો રમાઇ રહી છે, અહીં તો રેવડીવાળાનો ભાઈ ગંડેરીવાળો, જેવું થઇ રહ્યું છે, અહીં તો પોતાની સત્તા આખી સાધુ સંસ્થા ઉપર જમાવવાના જ પ્રયત્નો થઈ રહ્યા છે, તો તત્કાળ વિરોધ જાહેર કરવો, અને તેમ છતાં પણ હાઝ્યાઓના રોળામાં

કોઇ વ્યક્તિઓ તરફથી પોતાનું મન કાઢ્યું કરવાની ધાંધળ મચાવવામાં આવે, તો એવી એક પક્ષીય સભાનો બહિષ્કાર પડકારી દેવો.

પરંતુ મુનિસંમેલનમાં ઉપસ્થિત થવું, એ પ્રત્યેક મુનિરાજનું કર્તવ્ય છે, એમ મને લાગે છે. હું નથી ધારી શકતો કે આ વીસમી સદીના જમાનામાં અને તેમાં પણ ત્યાગની મૂર્તિ ગણાતા મુનિવર્ગમાં કોઈપણ જાતની ઉપર પ્રમાણેની હિલચાલ કરવામાં આવે અને જો હિલચાલ કરવામાં આવશે, તો સમજી રાખવું જોઇએ કે સાધુઓ પોતાની સાધુ-સંસ્થાને દફનાવવા પ્રયત્ન કરી રહ્યા છે, એમ જ જગતને કહેવાનું કારણ મળશે.

માટે અત્યારથી બીજી બીજી બાબતોની આવી શંકાઓને સ્થાન આપ્યા સિવાય દરેકે પધારવું, અને મુનિસંમેલનને સફળ બનાવવા પ્રયત્ન કરવો, એ જ મને તો શ્રેયસ્કર લાગે છે.

આ પ્રસંગે મુનિસંમેલનના પ્રયત્નકર્તાઓને એક વધુ સૂચના કરવી આવશ્યક સમજું છું; અને તે એ કે બિહાર, ઓરીસ્સા અને મિથિલા આદિ પ્રાંતોમાં ધરતીકંપથી જે કાળો કેર વર્તાયો છે, અને હજારો માનવબંધુઓની જાનમાલની જે ખુવારી થઈ છે, એ કોઇથી અજાણી નથી. આજે આખા દેશમાં એ કરૂણ બનાવ પ્રત્યે હમદર્દીના પોકારો થઇ રહ્યા છે. લાખો રૂપિયાના ફંડ એ આફતમાં ફસાએલા બંધુઓને સહાયતાર્થ થઇ રહ્યા છે, ટૂંકમાં કહીએ તો આખો દેશ દુઃખનાં અશ્રુ સારી રહ્યો છે. આવી અવસ્થામાં સંમેલન માટે આવનારા આચાર્યો કે સાધુઓનાં સામૈયાં કરીને ભૂલેચૂકે પણ જગત તરફની કાળી ટીલી વહોરવામાં ન આવે. આવા કરૂણ પ્રસંગે સામૈયાં કે જમણો-

નોકારશિયો ન જ શોભે. જો આ ભૂલ કરવામાં આવશે, તો જગતની દૃષ્ટિએ જૈન સમાજની નિષ્ઠુરતાની કહેણી રહી જશે અને ત્યાગી સાધુઓને માટે એમ જરૂર કહેવાશે કે ભયંકર કાળા કેર વખતે પણ જૈન ધર્મના ત્યાગી સાધુઓ પોતાનાં માન-પાનને જતાં કરી શકતા નથી. આશા છે કે આ સંબંધી વિચાર કરવામાં આવશે.

## પરિશિષ્ટ ૭ મું



મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજીએ આદિથી અંત સુધી આ સાધુ સંમેલનમાં રસપૂર્વક ભાગ લીધો હતો, તેઓ સાધુસંમેલનનું સિંહાવલોકન કરતાં જણાવે છે કેઃ

'કેટલાક સ્નેહીઓ તરફથી ઘણા વખતથી એ પ્રેરણા થઇ રહી છે કે મારે એક એવી લેખમાળા લખવી જોઇએ કે જેમાં વર્તમાન સમયના ચતુર્વિધ સંઘની અંદર મુખ્ય ગણાતી સાધુસંસ્થાનું આજે મહત્વ વધી રહ્યું છે કે ઘટી રહ્યું છે? સાધુઓના ભાવદર્શન-ચારિત્રની વૃદ્ધિ થઇ રહી છે કે ન્યૂનતા થઇ રહી છે? સાધુઓ પ્રત્યે જનતાનું માન વધી રહ્યું છે કે ઘટી રહ્યું છે? જેમ અત્યારે દીક્ષા થવી એ જેમ આશ્ચર્યદાયક કે આકર્ષક વસ્તુ નથી રહી તેમ છાશવારે ને છાશવારે રોજ એક પછી એક સાધુપણું છોડીને ચાલતા થવું, એ પણ જરાયે સંકોચવાળું કે નવાઈ ઉત્પન્ન કરનારૂં નથી થતું, એનું શું કારણ છે? વગેરે વગેરે બાબતોનો બહુ જ ગંભીરતા પૂર્વક, જેમ સાધુસંસ્થા માટે વિચાર કરવાનો છે,

આ પ્રમાણે 'વર્તમાન પરિસ્થિતિનું અવલોકન' અને રચનાત્મક કંઈક યોજના ઉપસ્થિત કરું તે પહેલાં હમણાં જ થઈ ગયેલા 'મુનિસંમેલન' અને તે પછીની પ્રવૃત્તિ સંબંધી કંઈક સિંહાવલોકન કરું. આ 'સિંહાવલોકન' મારા ઉપયુક્ત ઉદ્દેશની સાથે સંબંધ રાખે છે. 'મુનિસંમેલન' અને તે પછીની પ્રવૃત્તિ ઉપરથી પણ આપણને જૈન સમાજની વર્તમાન પરિસ્થિતિનો ઓછો ખ્યાલ જરૂર આવશે, એટલું જ નહિ પરંતુ જે કેટલીક ગેરસમજુતીઓ વર્તમાનમાં ફેલાઇ રહી છે એના ઉપર પણ કંઈક પ્રકાશ પડશે.

## સંમેલન શા માટે થયું હતું ?

હું 'મુનિસંમેલન'ના પાછલા ઇતિહાસને આપીને આ લેખનું કલેવર વધારવા નથી ઇચ્છતો. સંમેલન ભરવાનો નિર્ણય નગરશેઠના આમંત્રણો, દેહગામ સમિતિની મંત્રણા, જુદા જુદા મુનિઓમાં સંમેલનમાં સાધુઓનું જવું આ બધો ઇતિહાસ વર્તમાન પત્રોની ફાઇલોમાં મોજુદ છે. અહીં તો આપણે માત્ર એટલો જ વિચાર કરીએ કે 'સંમેલન' થયું હતું શા માટે ?

ગમે તેમ પણ સંમેલન થયું, ૩૪ દિવસ ચાલ્યું અને વિખરાયું. સંમેલનની નિમંત્રણ પત્રિકામા એમ અવશ્ય જણાવવામાં આવ્યું હતું કે અનિચ્છનીય વાતાવરણ શાંત કરવા આ સમેલન ભરાય છે. આ ઉદ્દેશની સિદ્ધિ માટે ૩૪ દિવસ સુધી બેઠકો ભરાઇ, અનેક વાડાબંધી થઈ, અનેક કમીટીઓ નીમાઇ, છેવટે નવની કમીટી ઉપર બધો ભાર નાખવામાં આવ્યો અને એ નવની કમીટીએ અગિયાર ઠરાવો બહાર પાડયા ને સૌ વિખરાયા પણ એ 'અનિચ્છનીય વાતાવરણ' શાંત થયું છે કે કેમ એનો વિચાર હવે કરવાનો રહે છે.

### ફાયદો શું થયો ?

સંમેલન ભરવાથી જો મોટામાં મોટો કોઇ ફાયદો થયો હોય તો તે સાધુઓ એક બીજાને મળ્યા, એક બીજાને ઓળખતા થયા, એક બીજાને માટે એક બીજાને જે ભ્રમો હતા તે ઘણે ખરે અંશે દૂર થયા, આ એક મોટામાં મોટો ફાયદો છે.

### પેપરોનો પ્રભાવ

મને લાગે છે કે આટલું પણ ન થાત અને સાધુઓ એની ફજેતીપૂર્વક ત્યાંથી વિખરાત કે દુનિયામાં ઉંચું માથું કરીને ચાલવું ભારે થઇ પડત; પરંતુ મારા નમ્ર મત પ્રમાણે, એ વર્તમાનપત્રોનો જ પ્રભાવ છે કે જેમની રોજની ચીમકીઓ સાધુઓને સચેત કરતી હતી. આ ચીમકીઓથી ભલે કેટલાકો તરફથી તે વખતે કોલાહલ મચાવવામાં આવતો હતો; પરંતુ પરિણામે એ પેપરોએ જ ચેતવ્યા હતા ને ચોત્રીસ દિવસે પણ વધારે કફોડી સ્થિતિથી બચીને બહાર નીકળ્યા હતા.

### થયેલા ઠરાવો

એશક, જગતની દ્રષ્ટિએ મુનિસંમેલને અગિયાર ઠરાવો પાસ

રીતે બહાર પાડ્યા છે; પરંતુ તમામનો અંતરાત્મા સમજી શકે છે કે એની ઉપયોગિતા કેટલી છે, એનો અમલ કેટલો થવાનો છે અને એનાથી શા ફાયદા થવાના છે? જેમ જેમ સમય જાય છે, તેમ તેમ આ બધુ જેવાઈ રહ્યું છે. હજુ તો 'સંમેલન અને સંમેલનના ઠરાવો' એવું નામ લેવાય છે, પરંતુ એક સમય બહુ નજીકમાં આવશે કે જ્યારે તેનું નામ સરખું પણ લેવાશે નહિ. સાધુઓમાં જ્ઞાનવૃદ્ધિ, સાધુઓમાં ઐક્ય, સાધુઓમાં સ્વચ્છંદતા, સાધુઓમાં વધતો જતો પરિગ્રહ, સાધુઓની શિથિલતા ઈત્યાદિ સાધુસંસ્થાની ઉન્નતિ સંબંધી એક પણ ઠરાવ વ્યવહાર પગલાં ભરી શકાય એવો નથી થયો એમ સૌ કોઇ જોઇ શકે છે; છતાં 'ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન પ્રભાવશાળી વીતરાગશાસનમાં' જે કંઇ અનિચ્છનીય વાતાવરણ થઇ રહ્યું હતુ, તેની શાન્તિને માટે જે કંઈ ઠરાવો થયા છે, તેમાં કેટલાક આદરવા જેવા, કેટલાક જાણવા જેવા અને કેટલાક હસવા જેવા પણ થયા છે. ગમે તેવા પણ જે ઠરાવો થયા છે, તેનું પાલન કરવુ; એ પ્રત્યેક મુનિરાજનું કર્તવ્ય છે. પરંતુ સંમેલન પરના આટલા ટૂંકા સમયમાં પણ જોઇ શકાયું છે કે એ ઠરાવોને માટે કેટલા સાધુઓ તૈયાર છે? દીક્ષા જેવો વિષય કે જેને અનિચ્છનીય વાતાવરણનું પ્રધાન કારણ સમજવામાં આવતું હતુ, તેના ઉપર ઘણા વિચાર પૂર્વક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવનો વિચાર કરીને ચોક્કસ બંધારણ કરવામા આવ્યું, છતાં પણ તે દીક્ષાના સંબંધમાં જેઓ પહેલાં જેવી માન્યતા ધરાવતા હતા તેઓ તેવી જ માન્યતાઓને આગળ કરી રહ્યા છે અને જે નિયમો બાંધવામાં આવ્યા છે, એમાં બારીક પ્રસંગો શોધી રહ્યા છે. મને યાદ છે કે કેટલાક મહાપુરૂષો તો આ દીક્ષા અને બીજા વિષયો માટે પણ તે જ વખતે બોલતા હતા કે 'ઠરાવો ગમે તે થાય પરંતુ અમે તો જે માન્યતા રાખીએ છીએ તે જ પ્રમાણે પ્રચાર કરીશુ.'

જ્યાં આવી દશા તે જ વખતે હતી અને તે પણ અગ્રગણ્ય મહાપુરૂષોની, તો પછી એ ઠરાવોની કિંમત કેટલી થઇ શકે એ સહજ સમજાય તેવી વસ્તુ છે અને એવી સત્તા પણ કઇ છે કે જે સાધુઓ પામે તેનો અમલ કરાવી શકે ? તેમ છતાં એ વાત તો ચોક્કસ છે કે સર્વ સંમતિથી, ભલા કે બુરા, અનુકૂળ કે પ્રતિકૂળ જે કંઇ ઠરાવો થયા છે એનું પાલન કરવું એ સાધુઓને માટે કર્તવ્ય સ્વરૂપ છે.

## અનિચ્છનીય વાતાવરણ શાંત થયું છે ?

હું પહેલાં કહી ગયો છું તેમ મુનિસંમેલને જે ઠરાવો કર્યા છે તે ત્રિકાલાબાધિત, અવિચ્છિન્ન, પ્રભાવશાળી શ્રી વીતરાગ શાસનમાં ચાલી રહેલું અનિચ્છનીય વાતાવરણ શાંત કરવાને કર્યા હતા. પરંતુ આ ઉદ્દેશની સિદ્ધિ થઈ છે કે કેમ, એ પણ એક વિચારણીય પ્રશ્ન છે. સંમેલન પછીની પ્રવૃત્તિઓ ઉપરથી જોઇ શકાય તેમ છે કે જૈન સમાજમાં જે ગતભેદો હતા તે બરાબર કાયમ છે, જે પાર્ટીઓ હતી તે બરાબર કાયમ છે. એક બીજાના ઉપર જે આક્ષેપ-વિક્ષેપો હતા તે ચાલુ છે. પોતપોતાના બ્યુગલોના નાદો બરાબર ચાલી રહ્યા છે. પોતપોતાના વિચારોનો પ્રચાર બરાબર થઇ રહ્યો છે. વડોદરા રાજ્યનો કાયદો પાછો હઠયો નથી. બીજા સ્થળે કાયદો પસાર કરાવવાના પ્રયત્નો બંધ થયા નથી. દીક્ષા વિષયની મતભેદવાળી ચર્ચાઓ બરાબર ચાલુ છે. દેવદ્રવ્ય સંબંધી ગમે તેવા ગોળ ગોળ શબ્દોમાં ઠરાવ કર્યો હોય પરંતુ એનો સંબંધ ગૃહસ્થોની સાથે જ હોઇ ગૃહસ્થો, પોતપોતાના અનુકૂળ જે જે પ્રમાણેના રિવાજ ચલાવતા આવ્યા છે, તે તે રિવાજમાં ફેરફાર કરે તેમ નથી. હવે ગૃહસ્થો સંપૂર્ણ રીતે સમજી ગયા છે કે બોલીઓનો રિવાજ ગામેગામ જુદી જુદી જાતનો સૌ સૌની અનુકુળતાવાળો છે, એટલે એમાં

સાધુઓની ડખલગીરીની જરૂર નથી. મતલબ કે આ ચર્ચા પણ જેમની તેમ ઉભી જ છે. સંઘસત્તા તો એક રીતે નહિ પરંતુ અનેક રીતે સાધુ સમુદાયે-સ મેલને સ્વીકારી છે, એમ ઠરાવો ઉપરથી જાહેર થઇ ચૂકયું છે, છતાં જેઓનો નન્નો ભણવાનો સિધ્ધાંત બંધાઇ ગયો છે તેઓ નન્નો ભણ્યા જ કરવાના એટલે એ પણ ચર્ચા ઉભી જ કહેવાય. તેની સાથે સાથે એ પણ સાચું જ છે કે કોઇ પણ સાધુ કોઇ પણ જાતની અનુચિત પ્રવૃત્તિ કરશે તો તેનો વિરોધ કરનાર મહાનુભાવો નીકળવાના તો ખારા જ. આ બધા ઉપરથી શું એ સ્પષ્ટ રીતે નથી જોઇ શકાતું કે ત્રિકાલાબાધિત, અવિચ્છન્ન, પ્રભાવશાળી શાસનમાં જે અનિચ્છનીય વાતાવરણ હતું એમાં જરા યે ફેરફાર થયો નથી ? અધૂરામાં પૂરું વળી હમણાં મુહપત્તિની ચર્ચા ઉભી થઇ છે. આ ચર્ચા આટલેથી શાંત થઈ જાય તો ઠીક છે, નહિ તો દેવદ્રવ્યની ચર્ચાની માફક એ પણ જો રંગ પર ચઢી ગઈ તો એ નિમિત્ત પણ પાછો કોલાહલ વધી જવાનો. તત્ત્વદષ્ટિએ વિચારીએ તો 'મુહપત્તિ' ની ચર્ચા સાથે જૈન ગૃહસ્થ વર્ગને જરા યે નિસ્બત નથી. વ્યાખ્યાન વખતે મુહપત્તિ બાંધવી કે કેમ, એ એનો વિષય છે: એટલે એનો સંબંધ સાધુઓ સાથે છે. હવે વિચારવાનો વિષય એ છે કે આ ચર્ચા ગમે તેટલી ચાલે, અને બંને પક્ષ ગમે તેટલી દલીલોથી વર્તમાનપત્રોના કોલમ ભરે, પરંતુ એ વાત તો નિર્વિવાદ છે કે જેમણે મુહપત્તિ વ્યાખ્યાન વખતે બાંધી નથી, તેઓ અત્યારે હવે કાન વીંધીને મુહપત્તિ બાંધવાના નથી અને જેઓ વ્યાખ્યાન વખતે મુહપત્તિ બાંધે છે; તેઓ તે પ્રથાને છોડવાના નથી. આવી અવસ્થામાં આ ચર્ચાથી સિવાય કે સમાજમાં એક કોલાહલ વધારવો, બીજો શો ફાયદો થઇ શકે તેમ હતો ? જ્યાં સુધી મારો અનુભવ છે, ત્યાં સુધી તેઓ વ્યાખ્યાન વખતે મુહપત્તિ બાંધે છે તેઓ એવા આગ્રહી પણ નથી કે એને માટે વધારે ખેંચતાણ કરીને સમાજમાં

કલેશનું વાતાવરણ ઊભું કરે. બાકી જ્યાં સુધી મને યાદ છે, ત્યાં સુધી તેમાંના કોઈ કોઈને વિના મુહપત્તિ બાંધે વ્યાખ્યાન કરતા મેં જોયા છે, અને નીચે બેસીને શાસ્ત્રોનો સ્વાધ્યાય કરતા અથવા તો શિષ્યોને ભણાવતા તો પ્રાય કોઈએ મુહપત્તિ બાંધતું હોય એવું જોવામાં કે જાણવામાં આવ્યું નથી. આવી પરિસ્થિતિમાં અનેક અનિચ્છનીય વાતાવરણોમાં એકનો વધારો કરવો તે કોઈ પણ રીતે ઉચિત નથી છતાં અત્યારે તો તેનો વધારો થયો છે એ સ્પષ્ટ જોવાય છે.

## અનિચ્છનીય વાતાવરણ શાંત કેમ થાય ?

આગળની હકીકતથી આપણે જોઈ શકયા છીએ કે મુનિસંમેલનને અનિચ્છનીય વાતાવરણને શાંત કરવાને માટે યાંત્રિક ઠરાવો કરવા પછી પણ અનિચ્છનીય વાતાવરણ શાંત થયું નથી. હવે એ મહાપુરુષોને અને નિમંત્રણ કરનાર અમદાવાદના નગરશેઠને પણ સમજાયું છે કે અનિચ્છનીય વાતાવરણ શાંત કરવું હોય તો જુદા જુદા પક્ષના ગણ્યાગાંઠ્યા સાધુઓ, અને તે તે પક્ષના આગેવાન ગૃહસ્થોની વચમાં જ વાટાઘાટ કરાવી શકે, એવા પ્રભાવશાળી આગેવાન ગૃહસ્થો તેમને ભેગા કરી પ્રયત્ન કરે, અને એ વાટાઘાટમાં ચોકકસ નિર્ણય થાય તો જ આ કોલાહલ, પક્ષભેદ, શબ્દોની મારામારી વગેરે બંધ થાય. આ વસ્તુ કહેવી જેટલી સહેલી છે તેટલી અમલમાં મૂકવી-સિદ્ધ કરવી સહેલી નથી. એ વાતને હું સમજી શકું છું, છતાં પણ શાંતિનો માર્ગ તો આ દ્વારા જ થઇ શકે.

## સંમેલન પછી ?

મુનિસંમેલન થયા પછી જ જૈન કોન્ફરન્સ અને જૈન યુવક પરિષદના અધિવેશનો થયા. આ પ્રસંગે શાસનની સાચી દાઝ ધરાવનાર

શેઠ અમૃતલાલ કાલિદાસે અનિચ્છનીય વાતાવરણને શાન્ત કરવાના પ્રયત્નો અવશ્ય કરેલા અને ખરી રીતે જે પક્ષોના કારણે અનિચ્છનીય વાતાવરણ થઇ રહ્યું છે એ બંને પક્ષનું સમાધાન કરવા તનતોડ મહેનત કરી હતી. પરંતુ એ દુઃખનો વિષય છે કે સમાજના કમનસીબે તે પ્રયત્ન સફળ નિવડ્યો નહિ. કમમાં કમ તે બે પક્ષનું સમાધાન થઇ ગયું હોત તો તેટલા અંશે શાન્તિનું વાતાવરણ જરૂર ઉભું થાત અને તેમ થતાં વળી બીજા પ્રસંગે બીજા પ્રયત્નો થઇ શકત. પરંતુ તેટલે અંશે પણ સફળતા ન મળી.

સંમેલન પછીના બનાવોમાં હું ખાસ કરી બે બાબતો ઉપર કંઇક ઉલ્લેખ કરવા ઇચ્છું છું.

## માન્યતાની કાયાપલટ

આપણે આગી પેઠે જાણીએ છીએ કે સંમેલનના આ ઠરાવો ઘડતાં અને સંમેલનના આ ઠરાવો બહાર પાડયા પછી પણ એક પક્ષ એવો હતો કે જે ઠરાવો પ્રત્યે સખત અણગમો જાહેર કરી રહ્યો હતો. બલ્કે એમ કહેવું જોઇએ કે એક પ્રકારના આંસુ સારતો હતો. દીક્ષાના ઠરાવમાં કરાયેલા પ્રતિબંધો, દેવદ્રવ્યના ઠરાવમાં રહેલી અસ્પષ્ટતા અને દીક્ષા આદિના ઠરાવમાં એક યા બીજી રીતે સ્વીકારેલી સંઘસત્તા; આનાથી એ પક્ષ રીસાઇ ગયો હતો અને નવની કમિટિમાં એક પક્ષના બે વૃદ્ધ પુરુષોએ સહી કરવાની ના પાડતાં, કમિટિના કામમાં મોટું વિઘ્ન આવ્યું હતું. બે દિવસ ધમાલ ચાલી હતી. આખરે ચોક્કસ પ્રયત્નોના પરિણામે તેઓ કમિટિમાં ગયા હતા અને સર્વ સંમતિથી થયેલા એ ઠરાવો ઉપર સહી કરી હતી.

કહેવાની મતલબ કે એ પક્ષને એ ઠરાવો નહોતા પસંદ; એટલું જ નહિ; પરંતુ એ ઠરાવોમાં પોતાની માન્યતાનો ખુલ્લો વિરોધ જોતા હતા; અને પોતે હારે છે, સુધારક પક્ષ જીતી જાય છે, એવુ સ્પષ્ટ લાગ્યું હતુ, અને તે પછી કેટલાએ બખાળા કાઢયા હતા.

પરંતુ ઘણા આશ્ચર્ય સાથે હમણાં હમણાં આપણે વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ, કે તે જ આંસુ સારનારો પક્ષ, તે જ પોતાની હાર સમજનારો પક્ષ, તે જ માન્યતાનો વિરોધ સમજનારો પક્ષ ખુલ્લંખુલ્લા જાહેર કરી રહ્યો છે, કે દીક્ષા, દેવદ્રવ્ય, સંઘસત્તા આદિ બાબતોમાં આપણે ખરેખર જીત્યા છીએ. મુનિસંમેલને આપણા જ સિધ્ધાંતોને માન્ય રાખ્યા છે ને સુધારક પક્ષ નીચે પડયો છે.

વસ્તુ છે. શું ઉપર પ્રમાણેની કાયાપલટ થવામાં 'હા—ના'નો સિદ્ધાંત સ્પષ્ટ નથી તરી આવતો ? ખરી રીતે તપાસીએ તો જૈન સમાજમાં અત્યાર સુધીમાં જે જે ચર્ચાઓ લગભગ ઉપસ્થિત થઈ છે, એમાં 'હા–ના' સિવાય બીજું કશુ જોવાયું છે ? દેવદ્રવ્યની ચર્ચામાં જે મુનિમતંગજો પોતે વમની ઉપજ સાધારણ ખાતામાં કે જ્ઞાનખાતામાં અનેક સ્થળે લેવરાવી બેઠા હતા, તે જ મહાત્માઓ બીજાની સામે વિરોધ કરવા વખતે 'નહિ દેવદ્રવ્યમાં જ લઈ જવી જોઈએ,' એમ આગ્રહપૂર્વક કહેતા લાગ્યા હતા. કારણ ? કારણ એ જ કે બીજાએ એ વાતનું પ્રતિપાદન કર્યું હતું !

એટલે આપણામાં ઘણી ચર્ચાઓ આવી જ જુદી જુદી પક્ષાપક્ષીની થાય છે. એનું જ એ કારણ છે કે જલદી એનો નિવેડો આવી આવી શકતો નથી.

ખરી વાત તો એ છે, કે દરેકના હૃદયમાં સાચું તે મારું એ ભાવના હોવી જોઈએ. આવી મનોવૃત્તિ ન કેળવાય ત્યાં સુધી 'ત્રિકાલાબાધિત અવિછિન્ન પ્રભાવશાળી વીતરાગ શાસન' નું અનિચ્છનીય વાતાવરણ ક્યારે પણ શાન્ત ન થાય, એ વાત નિર્વિવાદ સિધ્ધ છે. માટે જો સાચી જ શાસનસેવાની ભાવના હોય, તો પક્ષાપક્ષીને છોડીને ગુણગ્રાહક બુધ્ધિ ઉત્પન્ન કરવી જોઈએ.

# પરિશિષ્ટ ૮ મું



જનહિતાનુરાગી, ધર્મધુરન્ધર

**મુનિરાજ વિદ્યાવિજયજી મહારાજશ્રી**

**મુ. કરાંચી**

પૂજ્યપાદ મુનિવર્યશ્રી !

અમે કરાચીનિવાસીઓ પોતાનું અહોભાગ્ય માનીએ છીએ કે અમને આપ જેવા એક વિરલ સત્પુરૂષનું સન્માન કરવાનો આ પ્રસંગ પરમાત્માએ આપ્યો છે. સાધુજનોનાં દર્શન તો સદૈવ દુર્લભ ગણાયાં છે. તેમાં યે વિશેષતઃ આધિભૌતિક પ્રપંચો વચ્ચે પીસાઇ રહેલ આ જમાનામાં આપ જેવા મહાપુરૂષના કેવળ દર્શન જ નહિ, પરંતુ પરિચય અને સહવાસની લ્હાણ અમ કરાચીવાસીઓને લગાતાર અઢાર મહિના સુધી બક્ષીને વિધિએ ખરેખર અમારા ઉપર મહેર જ કરી છે એમ અમે માનીએ છીએ.

મહાત્મન્ ! આપે ધર્મને સાચે જ જીવી જાણ્યો છે પુરાતન

સંસ્કૃતિની લગીર યે ઉપેક્ષા કર્યા વગર આપ નૂતન પ્રકાશ ઝીલી શકયા છો. નિજધર્મની વિશિષ્ટ મર્યાદાઓનું રજભર પણ ઉલ્લંઘન કર્યા સિવાય આપ સર્વધર્મ સમભાવ અનુભવો છો, આચરો છો અને ઉદ્‌બોધો પણ છો. પરંપરાગત રૂઢિઓ અને સનાતન ધર્મ એ બન્ને વચ્ચે રહેલો સૂક્ષ્મ ભેદ આપની કુશાગ્ર દષ્ટિએ નિહાળ્યો છે અને આપના ઉદાર આત્માએ ઓળખાવ્યો છે. એટલું તો આપના થોડા પણ પરિચયમાં આવનાર પ્રત્યેક જણ વિશ્વાસપૂર્વક કહી શકશે.

અને તેથી જ કરાચીમાં આપના અઢાર મહિનાના વસવાટ દરમિયાન ભાગ્યે જ કોઇ એવી સત્પ્રવૃત્તિ હશે, જેની પાછળ આપની મંગળ પ્રેરણા ન હોય. ભાગ્યે જ કોઇ એવું લોકહિતનું કાર્ય હશે, જેમાં આપનો મહકાર ન હોય. સંકુચિત અર્થમાં જે વસ્તુને પૃથક્જન 'ધર્મ' સમજે છે, તેના જ કેવળ આચરણથી આપ સંતુષ્ટ રહ્યા નથી, આપને મન 'ધર્મ' એ 'જીવન' છે અને 'જીવન' એ જ 'ધર્મ' છે.

કરશો, તો પણ અમે આપશ્રીને ખાતરી આપીએ છીએ કે કરાચી-વાસીઓને આપ એક એવી પુણ્યસ્મૃતિ બની રહેશો જે, તેમને સદૈવ સાંપ્રદાયિક વિસંવાદોથી પર રાખી કલ્યાણપંથે વાળશે. આપની વાણીનું રસાયણ એકવાર પણ જેણે માણ્યું છે, તે કોઇ કાળે પણ એ પુણ્ય સ્મૃતિ વિસરશે નહિ.

સાથે સાથે શાંતમૂર્તિ વિદ્વાન મુનિમહારાજશ્રી જયંતવિજયજીની શાંત વૃત્તિ તથા વ્યવહારકુશળતાએ પણ અમારા હૃદય પર જે ઉંડી અસર અને માનની લાગણી ઉત્પન્ન કરી છે, તે વ્યક્ત કર્યા સિવાય પણ અમે રહી શકતા નથી.

આપ જેવા એક વિરલ પુરુષનું સન્માન કરવાનો તથા અમારી આપ પ્રત્યેની કૃતજ્ઞતા તેમજ પૂજ્યભાવ વ્યક્ત કરવાનો આ શુભ પ્રસંગ પરમાત્માએ અર્પ્યો છે, એને માટે અમો કરાચીનગરનિવાસિઓ અમારૂં અહોભાગ્ય માનીએ છીએ.

કરાચીઃ તા. ૨૯–૧–૧૯૩૯.

આપનાં દર્શન અને અમૂલ્ય બોધપ્રવચનો શ્રવણ કરવાની અભિલાષા સેવતા અમો છીએઃ

દસ્તુર ડૉ. માણેકજી ન. ધાલા M. A. PH. D., Lit. D.
શમ્સ–ઉલ–ઉલેમા.

જમશેદ નસરવાનજી M. L. A.

હાતીમ એ. અલવી મેયર

રૂસ્તમ ખ. સિધવા

લોકમલ ચેલારામ M. L. A.

પીરોજશાહ ડૉ. દસ્તુર મહેરજીરાણા
અધિપતિ 'પારસી સંસાર'
ખા. બા. અરદેશર મામા
હરિદાસ લાલજી
એનરશી વેલજી કાળાગલા
રા. સા. ભગવાનદાસ મોરારજી
મોહરાજ કે. એચ. કાત્રક
ડૉ. પી. વી. થારાણી
પેશોતન જમશેદજી વાણીયા
B. A. LL. B.
રૂસ્તમજી જમશેદજી દસ્તુર B. A.
મનુભાઇ ડુંગરશી જોશી
એદલ ખરાસ
કે. જે. પાનાચંદ
સ્પંદીઆર ભકિતઆરી બાહાઇ
ડૉ. જી. ટી. હિંગોરાણી
M. B. M. S.
મોહનલાલ ઇશ્વરલાલ
એન્ડ સન્સ ઝવેરી
હીરજી શિવજી ઠાકરશી ઝવેરી
જયંતિલાલ રવજી ઝવેરચંદ
ડુંગરશી ધરમશી સંપટ
ડાલાલાલ કેવળદાસ
આલીમ ટી. ગીદવાણી

ડૉ. પોપટલાલ ભુપતકર
M. L. A.
લધા ઓધવજી
ભગવાનલાલ રણછોડદાસ
સ્વામી બાલકૃષ્ણદાસજી
હીરાલાલ નારાયણજી ગણાત્રા
મ્યુ. કોરપોરેટર
શિવજી વેલજી કોઠારી
દુર્ગાદાસ બી. અડવાણી માજી મેયર
ખીમચંદ માણેકચંદ શાહ
મ્યુ. કોરપોરેટર
મણિલાલ મોહનલાલ
છોટાલાલ ખેતશી
પ્રમુખ જૈન શ્વે. મૂ. સંઘ
ડૉ. પોપટલાલ એન્ડ સન્સ
સ્વામી કૃષ્ણાનંદ
ડૉ. તારાચંદ લાલવાણી
M. B. B. S.
મોહનલાલ કાલિદાસ
લાલચંદ પાનાચંદ
નરીમાન સોરાબજી ગોળવાળા
પ્રિન્સિપાલ રામસહાય
B. A. S. T. C.
વૈદ્ય સુખરામદાસ ટી. ઓઝા

ભુદર હરજીવન
મણિલાલ લહેરાભાઇ
 સે. જૈનશ્વે મૂ સંઘ
કે. પુનીઆ એડીટર
 'સિંધ ઓબઝરવર'
મોહનલાલ વાલજી મહેતા
પી. ટી. શાહ
હરિલાલ વાલજી ઠાકર
 અધિપતિ 'હિતેચ્છુ'
જ્ઞાનચંદ લક્ષ્મીચંદ કુવાડીઆ
ડૉ. જ્ઞાનચંદ રામજી દોશી
ઠાકરશી મેઘજી કોઠારી
ડૉ. પુરુષોત્તમ ત્રિપાઠી
 M. D. (Homeo)
જગન્નાથ નાથજી નાગર
 તંત્રી 'અમન ચમન'
ગંગાજી તેજપાળ ખેતાવાળા,
મણિલાલ જાદવજી વ્યાસ
 અધિપતિ 'જ્વાલા'
ભદ્રશંકર મંછારામ ભટ્ટ
 અધિપતિ 'સિંધ સેવક'
પંડિત લોકનાથ વાચસ્પતિ

# પરિશિષ્ટ ૯ મું



શ્રી મહાવીરાય નમઃ

**પુજ્યપાદ પરમશાસન પ્રભાવક વ્યાખ્યાન વાચકપતિ મુનિમહારાજ શ્રી ૧૦૮ શ્રી વિદ્યાવિજયજી મહારાજની સેવામાં, કરાચી**

શ્રમણરાજ! આપના પ્રેમ પરિમલ–પરાગથી આકર્ષિત અમ–હૃદય ઉર્મિઓની પ્રાકૃતિક પ્રેમાવેશની ભાવના શબ્દોમાં વ્યકત કરવા જેટલી અમારામાં શક્તિ નથી. એ વાસ્તવિક સત્ય હોવા છતાં સ્નેહનો વેગ એવો અને એટલો છે કે તેને આજે આ વિરહ પ્રસંગે વહેતો મૂક્યા સિવાય નથી જ રહેવાતું.

જૈન સંતોનો વિહાર એટલે સેંકડો નહિ બલ્કે સહસ્ત્ર શાસ્ત્રો અને સૂત્રોની અગ્નિ કસોટી. અસંખ્ય–અગણિત પરિસહોની પરાકાષ્ટામાંથી શુદ્ધ કંચન સ્વરૂપે પસાર થવાની અગ્નિ–પરીક્ષા. સેંકડો વર્ષો પશ્ચાત

સિન્ધ પ્રદેશ જૈન મુનિ વિહાર માટે ખુલ્લો કરવામાં આપશ્રીનો પણ ફાળો મંદિર-માર્ગી સંવેગી સાધુઓમાં મોખરે આવે છે તે કહેવાની ભાગ્યે જ જરૂર પડે છે.

અત્રે આપની અઢી વર્ષની સ્થિરતા દરમિયાન આપશ્રીએ શાસ્ત્ર વિશારદ સ્વ. ગુરુ મહારાજશ્રી વિજયધર્મસૂરીશ્વરની પુણ્યતિથિ, શ્રી સિંધ સર્વ હિંદુધર્મ પરિષદ, કબીર જયંતિ, જરથોસ્ત જયંતિ અને શ્રી મૂર્તિપૂજક જૈન પાઠશાળાના રૌપ્ય મહોત્સવ વગેરે વગેરે અનેકવિધ પ્રસંગોએ પ્રમુખસ્થાન દીપાવીને રાષ્ટ્રભક્તિ, શાસનભક્તિ અને સામયિક ભાવનાનો પ્રકાશ ફેલાવ્યો છે. આપનો સર્વ ધર્મ સમભાવ પણ ઉલ્લેખનીય છે. આપશ્રીએ અન્ય ધર્મસંસ્થાઓમાં પણ યથાયોગ્ય જૈન જીવનની ઉદારતાનો પરિચય કરાવી આધ્યાત્મિક પ્રસાદી ચખાડીને જૈન ધર્મનો ઉદ્યોત કર્યો છે એ નિર્વાવાદ છે. વળી અન્ય દર્શનકારો ઉપર આપે જે ઉજ્જ્વળ છાપ પાડી છે તે ખરેખર પ્રશંસનીય છે.

આ પ્રસંગે અમે દુઃખદ ઘટનાની નોંધ લીધા વગર નથી રહી શકતા કે જ્યારે આપશ્રી શાન્તમૂર્તિ મુનિમહારાજશ્રી જયંતવિજયજી આદિ મુનિરાજો સાથે સિંધની ભૂમિને આપના પુનિત પગલે પાવન કરતા હતા તે સમયે આપના શિષ્ય રત્ન મુનિરાજશ્રી હિમાંશુવિજયજી મહારાજના સ્વર્ગવાસથી આપને વિદ્વાન્ સાથીની મહાન ખોટ પડેલ છે.

અમોએ આપ જેવા વિદ્વાન સંતના સમાગમની અભિલાષા ઘણા વખતથી સેવી હતી તે તૃપ્ત થઇ છે અને આ જીવનપંથમાં મુક્તિમાર્ગના પંથની કંઈક ઝાંખી કરવાને અમો ભાગ્યશાળી બન્યા છીએ અને તેને માટે અમો આપના ઋણી છીએ.

અમારી આપ પ્રત્યેની ફરજોમાં ક્યાં ય મન, વચન અને કાયાથી ઉણપ પ્રવેશી હોય તો આપ ઉદાર ભાવે ક્ષન્તવ્ય કરશો એવી નમ્ર ભાવના અમો આપની સમક્ષ પ્રદર્શિત કરીએ છીએ.

આપનો કચ્છ તરફનો વિહાર સુખદાયી નિવડો ! આપના પવિત્ર કરકમળમાં આ વિનિત ઉદ્દગારોની શ્રેણીઓ સાદર સમર્પી અમે આનંદિત થઇએ છીએ.

અંતમાં શાસનદેવ પ્રત્યે હાર્દિક પ્રાર્થના છે કે આપના સેવાવૃત્તિના જ્વલંત આદર્શોને ઉત્તરોત્તર વિશેષ ઉજ્જવળ કરે અને શાસનનાં ઉન્નતિ કાર્ય કરવાને દીર્ઘાયુષ્ય બક્ષે ! અસ્તુ.

લિ૦ અમો છીએ આપના ગુણાનુરાગી

શ્રી. કરાચી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘની વતી–

મણિલાલ ડાહ્યાભાઈ, સેક્રેટરી. છોટાલાલ ખેનશી-પ્રમુખ.

મોહનદાસ કાલિદાસ માણીઆવાળા
માણેકચંદ નાનજીભાઇ ગાંધી
ગાંગજી તેજપાળ
શાન્તિલાલ સોમચંદ
ખીમચંદ જે. પાનાચંદ
મૂલજી જીવરાજ
પાનાચંદ કેશવજી
મોહનલાલ કાલિદાસ સાપરવાળા
વ્યવસ્થાપક કમિટિના સભ્યો.

વીર સંવત ૨૪૬૬ તા. ૧૦–૧૨–૩૯

સાચી ' વિદ્યા ' છે કે કેમ ? અને તે ' વિદ્યાનો અર્થી ' સાચો 'વિદ્યાર્થી' છે કે કેમ ? એ પ્રશ્ન બહુ વિચારવા જેવો છે આજનો ' વિદ્યાર્થી ' જે સમયે વિદ્યાને પ્રાપ્ત કરવાનાં પગલાં માંડે છે, તે સમયે તે બિલકુલ અનાત છે. તેને પોતાને પણ ખબર નથી કે હું શા માટે આ નિશાળમાં જાઉં છું ? એટલે આજનો વિદ્યાર્થી ' વિદ્યાર્થી ' છે કે કેમ ? આ પ્રશ્નનો ઉત્તર તો તેના માતાપિતા પાસેથી લેવો જોઇએ. અને જો તેઓ સાચેસાચી રીતે જવાબ આપે તો, હું ધારું છું કે આજના ' વિદ્યાર્થી 'ને ' વિદ્યાર્થી ' કહેવા કરતાં ' વિવાહાર્થી ' કે ' પેટાર્થી ' કહેવો વધારે બંધબેસતું થઇ શકે. થોડુંક ભણીને છોકરો લગાર હોશિયાર થશે એટલે તેને માટે કન્યા મળશે અથવા થોડુંક ભણીને વ્યાજવટાવ કાઢતાં આવડી જશે, ચિઠ્ઠી-પત્ર લખતાં વાંચતાં આવડી જશે, અને તાર વાંચતાં આવડી જશે, એટલે દશ-વીસ રૂપિયાની નોકરી મળી જશે. આવા ઉદ્દેશથી અભ્યાસ કરનાર વિદ્યાર્થીને ' વિવાહાર્થી ' કે ' પેટાર્થી ' સિવાય બીજું શું કહી શકાય ?

આ તો પ્રાથમિક જ્ઞાન લેનાર વિદ્યાર્થીઓની વાત થઇ, પરંતુ આજની ' ઉચ્ચ કેળવણી ' લેનાર સમજદાર નવયુવકો, કે જેઓ સ્વયં વિચાર કરી શકે છે, તેમનો પણ ઉદ્દેશ શો છે ? તેઓ પણ ખરી રીતે ખુલ્લો એકરાર કરશે કે કોઇ પણ રીતે ગુજરાન ચલાવવાનાં સાધન માટે જ અમે આ અધ્યયન કરીએ છીએ એટલે એવો ઉચ્ચ કેળવણી લેનારો વિદ્યાર્થી પણ ખરી રીતે વિદ્યાર્થી નથી, પણ ' પેટાર્થી ' છે.

### લક્ષ અને આદર્શ

કોઇ પણ પ્રવૃત્તિ કરવામાં સૌથી પહેલાં એક ' લક્ષ ' નિશ્ચિત કરવાની જરૂર છે અને તે પછી તે લક્ષને પહોંચી વળવાની પ્રેરણા આપનાર

એક 'આદર્શ' મુકરર કરવાની જરૂર છે. લક્ષ અને આદર્શ વિનાની જેટલી પ્રવૃત્તિ કરવામાં આવે છે, તેમાં જોઈતી સફળતા નથી મળી શકતી. હું અનેક કૉલેજો અને સ્કૂલોમાં વિદ્યાર્થીઓને પૂછી ચૂક્યો છું કે તમે જે આ દોડ લગાવો છો, તે કયા લક્ષને પહોંચી વળવા? અને તે માટે તમે કયો 'આદર્શ' રાખ્યો છે?' મને યાદ છે, ત્યાં સુધી કોઈ પણ તરફથી આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મને મળ્યો નથી, અને તેમ બનવું સ્વાભાવિક છે; કારણ કે આપણા અત્યારના શિક્ષણનું મૂળ જ એવું છે કે જેમાંથી 'વિદ્યાનો' કોઈ અર્થ સરતો જ નથી, કારણ કે જે 'ઉદ્દેશ'થી વિદ્યા હાંસલ કરવી અથવા કરાવવી જોઈએ તે ઉદ્દેશ રાખતો નથી અને જીવનના ઘડતરને માટે જ 'આદર્શ' સ્થાપવો જોઈએ, તે 'આદર્શ' પણ નથી આ બે વસ્તુના અભાવમાં આજનો કોઈ પણ 'વિદ્યાર્થી' શું બતાવી શકે કે હું શા માટે ભણું છું? અથવા મારું શું લક્ષ છે? વસ્તુ સ્પષ્ટ છે કે બહુમાં બહુ તો આજનો વિદ્યાર્થી પોતાના ઉદરનિર્વાહ માટે જ 'વિદ્યાર્થી' બન્યો છે આ ઉદ્દેશ કોઈ પણ રીતે સફળ થાય, તે માટેની જ ધૂમધામ ચાલી રહી છે. ખૂબી તો એ છે કે એ 'ઉદ્દેશ'ને પણ આજનો વિદ્યાર્થી સફળ કરી શકતો નથી. અર્થાત્ હજારો રૂપિયાનો વ્યય કરીને આજની ઊંચામાં ઊંચી 'વિદ્યા'

હતી-એક 'આશ્રમ' પદ્ધતિ અને બીજી 'વિદ્યાપીઠી' ની પધ્ધતિ. બંને પધ્ધતિઓનો ઉદ્દેશ શારીરિક, માનસિક, વાચિક. આર્થિક અને આધ્યાત્મિક વિકાસનો હતો. શિક્ષણ તો એ છે કે જેનાથી વિચાર, આચાર અને ઉચ્ચારની શુધ્ધતા થાય. પ્રાચીન પધ્ધતિમાં આ વસ્તુઓ ખાસ કરીને સિદ્ધ થતી હતી.

## આશ્રમ પધ્ધતિ

હિંદુસ્તાનમાં જેઓ ગૃહસ્થાશ્રમમાંથી નીકળી ત્રીજા વાનપ્રસ્થ આશ્રમમાં જતા હતા તેઓ ઘણે ભાગે વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાનું કામ કરતા. પાંચ-પચીસ વિદ્યાર્થીઓને પોતાને ત્યાં રાખે. સાંસારિક વાસનાઓથી દૂર રાખી વિદ્યાધ્યયન કરાવવા સાથે આધ્યાત્મિક ભાવનાઓને પોષે. વિદ્યાર્થીઓ બ્રહ્મચર્યનું પાલન કરવા સાથે શરીરને સંગઠિત કરે, વિદ્યાનુ અધ્યયન કરે, ગુરુની સેવા કરે, અને એક જ ગુરુનો આદર્શ સાગે રાખીને પોતાના જીવનનું ઘડતર કરે. આઠ વર્ષની ઉંમરમાં ગુરુની પાસે ગયેલો વિદ્યાર્થી વધારેમા વધારે ૪૪ અને ઓછામા ઓછા ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્યાશ્રમમાં એક જ ગુરુના 'આદર્શ' નીચે રહી, રાતદિવસ વિદ્યાનુ અધ્યયન કરી સુંદર સંસ્કાર મેળવનાર યુવક કેટલી શક્તિઓ મેળવી શકતો હશે, કેવો આદર્શ પુરુષ થતો હશે ? કેવો સાચો નાગરિક બનતો હશે ! શરીરે કેવો હષ્ટપુષ્ટ થતો હશે, બુદ્ધિમાં કેવો વિચક્ષણ થતો હશે ? એની કલ્પના આપણે કરી શકીએ છીએ.

પ્રાચીન સમયના આવા આશ્રમોની ઝાંખી કોઇએ જેવી હોય, તો બંગાળના નદિયા-શાંતિ જેવાં સ્થાનોમા જઇને જોઇ શકે છે. બંગાળના કોઇ કોઇ પ્રાંતમાં હજુ પણ આવા આશ્રમોનો કંઇક કંઇક નમૂનો દેખાય છે, જેને બંગાળમાં ' ટોલ ' કહેવામાં આવે છે.

હિંદુસ્તાનમાં આવા આશ્રમોની સંખ્યા ઘણી મોટી હતી. કહેવાય છે કે બ્રિટિશ ગવર્નમેન્ટે જ્યારે બંગાળાને હાથ કર્યો, ત્યારે એકલા બંગાળમાં એંસી હજાર આશ્રમો હતા. દર ચારસો માણસની વસ્તી પાછળ એક આશ્રમ હતો, એમ ઇતિહાસમાં વંચાય છે. આ ઉપરથી કલ્પના કરી શકીએ છીએ કે આખા હિંદુસ્તાનમાં આવા કેટલા આશ્રમો હશે ?

આ આશ્રમોમાંથી નીકળતા વિદ્યાર્થીઓ સાચા વિનયી, દેશપ્રેમી અને ધર્મપ્રેમી થતા. વિદ્યાનો મહાન ગુણ 'વિનય' એ તો એમના જીવનમાં ઓતપ્રોત થયેલો રહેતો. પ્રાચીન ઇતિહાસમાં ગુરુઓનો વિનય વિદ્યાર્થીઓ કેટલો કરતા, એના અનેક ઉદાહરણો આપણને ચકિત કરે છે. આશ્રમમાંથી નીકળતા વિદ્યાર્થીને ગુરુઓ અંતિમ શિખામણ રૂપે જે આશિર્વચનો કહેતા તે આ હતાં :– धर्मं चर ! सत्यं वद ! मातृदेवो भव ! पितृदेवो भव ! आचार्य देवो भव ! ઇત્યાદિ.

## વિદ્યાપીઠ

અત્યારની કેમ્બ્રીજ અને ઓક્સફર્ડ યુનિવર્સિટીઓની સાથે તુલના કરી શકીએ એવાં અનેક વિદ્યાપીઠો હિંદુસ્તાનમાં મોજુદ હતાં. નાલંદા, કાંચી, તક્ષશિલા, વલ્લભીપુર, કાશી, અહમદનગર અને એવાં અનેક સ્થાનોમાં વિશાળ વિદ્યાપીઠો હતાં કે જેમાં દશ દશ હજાર વિદ્યાર્થીઓ વિદ્યાધ્યયન કરતા હતા. અઢાર અઢાર જાતની વિદ્યાઓ તેમાં શીખવવામાં આવતી હતી. ચીન અને જાપાનના વિદ્યાર્થીઓ પણ ત્યાં અભ્યાસ કરવા અર્થે આવતા વિશાળ પુસ્તકાલયો તેની સાથે મોજુદ હતાં. પંદરસો પંદરસો અધ્યાપકો એક એક વિદ્યાપીઠમાં 'વિદ્યાગુરુ'નું કામ કરતા. એવા વિશાળ વિદ્યાપીઠોમાંથી નીકળેલા યુવકો પોતપોતાના

વિષયમાં દિગ્ગજ વિદ્વાન થઈને બહાર પડતા. નાલંદા અને તક્ષશિલા વગેરે સ્થાનોની થયેલી શોધખોળો ઉપરથી તે વિદ્યાપીઠોની વિશાળતાનું અનુમાન કરી શકાય છે. દશ હજાર વિદ્યાર્થીઓની પાછળ પંદરસો શિક્ષકો કામ કરતા હોય, ત્યારે સરેરાશ એક શિક્ષકની પાછળ ૭ વિદ્યાર્થીની જવાબદારી આવે છે. આજે એક શિક્ષકને કેટલા વિદ્યાર્થીઓનું જીવન ઘડવાનું ભાગ્ય નિર્માણ થયું છે, તે તમે બધા જાણો છો.

આમ હિન્દુસ્તાનમાં ઉપરની બે–આશ્રમ અને વિદ્યાપીઠ–પદ્ધતિથી વિદ્યાર્થીનાં જીવન ઘડાતાં હતાં. તેઓને સાચા નાગરિક બનાવવામાં આવતા હતા. પરિણામે બંને પધ્ધતિઓ વિદ્યાર્થીઓને માટે ઉપયોગી થતી, અને તેઓમાં જેમ અખિલ માનવજાતિને યોગ્ય ગુણોનો વિકાસ થતો, તેવી જ રીતે પ્રત્યેક દેશકાળે ઘડેલા અવયવોની વિશેષતાઓનું ઘડતર પણ થતું.

## અત્યારની શિક્ષણ પધ્ધતિ

અત્યારે હિન્દુસ્તાનમાં જે રીતે શિક્ષણ અપાઈ રહ્યું છે તે કોઈનાથી અજાણ્યું નથી. હાથ કંકણને આરસીની જરૂર ન હોય. આજની શિક્ષણ-પધ્ધતિ હિન્દુસ્તાનની સંસ્કૃતિને બંધબેસતી છે કે કેમ ? એ એક વિચારણીય પ્રશ્ન છે. ખાનપાન, વેશ વહેવાર કે બધી વસ્તુઓ જેમ જુદા જુદા દેશની સંસ્કૃતિને અનુકૂળ હોવી જોઇએ અને હોય છે, તેવી જ રીતે શિક્ષણ પધ્ધતિ પણ જીવન વિકાસનું એક સાધન હોઇ, તે પણ દેશની સંસ્કૃતિને અનુકૂળ હોવી જોઇએ. અત્યારે જે શિક્ષણ પધ્ધતિથી હિંદુસ્તાનનાં બાળકો અને યુવકોને શિક્ષણ અપાય રહ્યું છે એ ઘણે ભાગે જીવનવિકાસની વાત તો દૂર રહી, પણ માનવતાના સામાન્ય ગુણો અને વિશેષ ગુણોને પણ વિકસાવી શકતી નથી. બલ્કે તેથી ઉલ્ટું જ પરિણામ

આવતું હોય એમ લાગે છે. પહેલા હું કહી ગયો છું તેમ વિદ્યાના ઉત્તમ વિચાર, ઉચ્ચાર અને આચારની ખીલવણી, સ્મરણશક્તિનો વિકાસ, વિનય, શિસ્ત, અને સેવાભાવ વગેરે બાબતો ઓછી થતી જતી હોય એમ સ્પષ્ટ દેખાય છે, જો કે આ વસ્તુઓનો પોકાર ઘણો થાય છે. દાખલા તરીકે શિસ્તની વાતો નાનામા નાનાથી લઈને મોટામા મોટા લોકો કરે છે, પણ ખરી રીતે ' ડીસીપ્લીન ' શી વસ્તુ છે. એને બહુ જ ઓછા લોકો સમજે છે અને આચરતા પણ બહુ જ ઓછા દેખાય છે. કોઈ પણ પ્રકારના નિયમનું પાલન એ શિસ્ત છે. જુદી જુદી જાતના મનુષ્યોની સાથે જુદા જુદા સમયમાં વ્યવહાર કેમ રાખવો એ શિસ્ત છે. પણ આ શિસ્તનું પાલન કેટલું થાય છે? સાધારણ વિચારભિન્નતા થાય એટલે એક બીજાનો વિરોધ કરવાને માટે માણસ તૈયાર થાય છે. એ વિરોધ ત્યા સુધી વધે છે કે સાધારણ સભ્યતાનુ પણ ઉલ્લંઘન કરી જવાય છે. કોણ કહી શકે કે આ શિસ્તનું પાલન છે? આવી રીતે શિસ્તનો ભગ ક્યાં નથી થતો? આજના વિદ્યાર્થીઓની ઉદ્ધતાઈ, ઉચ્છૃખલતા અને સ્વચ્છદવૃત્તિના જ્યારે જ્યારે હું દર્શન કરું છું ત્યારે ત્યારે મને ઘણું લાગી આવે છે. એક સામાન્ય જનોચિત વ્યવહાર પણ આજના કહેવાતા કેટલાક શિક્ષિતો, વિદ્યાર્થીઓ, 'યુવકો' ન રાખે, ત્યારે ભારે ખેદ થાય છે. આ દોષ તે દેવો કોને? શું આજનાં શિક્ષણમાંથી કંઇક આવી વસ્તુ તો ઉત્પન્ન નહિં થતી હોય?

આ તો મેં એક સામાન્ય વાત કરી છે. પરંતુ ખરી વાત એ છે કે શિક્ષણમાંથી જે ગુણો ઉત્પન્ન થવા જોઇએ, તે બહુ જ ઓછા થાય છે. અને તેનું કારણ શિક્ષણ નહિ પણ ' શિક્ષણની પધ્ધતિ ' છે એમ કેળવણીકારોનું કથન છે.

અત્યારની શિક્ષણ પધ્ધતિની ખામીઓમાં થોડીક આ પણ છે.

## શિક્ષકો–

વિદ્યાર્થીઓના જીવનમાં મોટો આધાર શિક્ષકો ઉપર રહેલો છે. જ્યાં સુધી સદ્‌ગુણી, સંસ્કારી, વ્યસન રહિત અને શુદ્ધ ચારિત્રવાળા શિક્ષકોની દેખરેખ વિદ્યાર્થીઓ ઉપર ન હોય ત્યાં સુધી વિદ્યાર્થીઓના જીવનનો કોઇ હેતુ સફળ થઇ શકતો નથી. 'આ માણસ સાત ચોપડી ભણ્યો છે અથવા મેટ્રીક પાસ થયો છે અથવા ટ્રેઇનીંગ પાસ કરેલ છે એટલે તે શિક્ષક થવાને યોગ્ય છે.' આ ધોરણે આજે શિક્ષકો નિયુક્ત કરવામાં આવે છે. પણ શિક્ષકના ચારિત્ર સંબંધીની યોગ્યતા બહુ જ ઓછી જોવામાં આવે છે અને તેમાં યે જ્યારે પેટના પોષણ પૂરતો પગાર પણ ન મળતો હોય, ત્યારે એ શિક્ષક ક્યાં સુધી નૈતિક જીવન જાળવી શકશે? અને નહિ જાળવી શકે તો વિદ્યાર્થીઓ ઉપર તેની શી અસર થશે? એનો વિચાર બહુ ઓછો કરવામાં આવે છે. 'શિક્ષક એટલે વિદ્યાગુરુ.' –આજે કોઇ પણ વિદ્યાર્થીનો ગુરુ કોણ છે? એ કોનો આદર્શ સ્વીકારી રહ્યો છે? એનો નિર્ણય કરવો અશક્ય છે. હમણાં હું તમને કહીશ તેમ, સ્કૂલોમાં અનેક વિષયો ચલાવવામાં આવે છે. તે દરેક વિષયોના શિખવનાર જુદા જુદા શિક્ષકો છે. ચાલીસ ચાલીસ કે પીસ્તાલીસ પીસ્તાલીસ મિનિટના એક પીરીયડમાં એક એક ગુરુ બદલાય છે. પાંચ કલાક કે છ કલાક માત્ર વિદ્યાર્થીને સ્કૂલમાં રહેવાનું થાય છે, તેટલા સમયમાં તેટલા કે તેથી દોઢા વિદ્યાગુરુઓ બદલાઇ જાય છે. એટલે વિદ્યાર્થીનો કોઇ પણ સાચો ગુરુ નથી. તે સિવાયના અઢાર કે ઓગણીસ કલાક વિદ્યાર્થી અનેક પ્રકારના જુદા જુદા સંસ્કારોમાં રહે છે અને માતાપિતાઓએ તો સાત કે આઠ વર્ષની ઉંમરમાં પોતાના છોકરાને નિશાળમાં બેસાડ્યો ત્યારથી બાળકનાં જીવનઘડતરની જવાબદારી ઉતારી નાખી છે. આવી સ્થિતિમાં આજના વિદ્યાર્થીનો સાચો ગુરુ

કોણ? એના જીવનની જવાબદારી કોના માથે? એનો આદર્શ કોણ? આ બધી સ્થિતિનો વિચાર કરતા આજનો વિદ્યાર્થી નિરંકુશ, ધ્યેય અને આદર્શ વિનાનો, સ્વચ્છંદી બને, તો તેમા આશ્ચર્ય જેવુ શુ છે? શિક્ષકો પોતે જ સમજે છે કે અમે તેઓના ગુરુ નથી અમે તો માત્ર નોકર છીએ વિદ્યાર્થીઓ સમજે છે કે અમારો શિક્ષક એ તો નોકર છે. આવી સ્થિતિમા વિદ્યાર્થીઓની ગુરુભક્તિ અને ગુરુઓનુ વાત્સલ્ય એક બીજા પ્રત્યે ન રહે તો તે બનવા જોગ નથી શુ?

## વિષયનો બોજો

આજના શિક્ષણના વિષયનો બોજો એટલો બધો વધારી નાખવામા આવ્યો છે કે જેને લીધે બાળકોના મગજે પ્રારભથી જ કુંઠિત બની જાય છે પરિણામે એમનો માનસિક વિકાસ અને સ્મરણશક્તિઓ રૂંધાઈ જાય છે આજનો વીસ વીસ, કે તેથી વધારે વર્ષો સુધી અભ્યાસમા જ રહેતો વિદ્યાર્થી વાત વાતમા ડાયરીના પાના ખોલ્યા વિના રહેતો નથી આવતા રવિવારે મારે શુ શુ કરવાનુ છે, એ તો ડાયરીમા નોંધી લે તે નોંધી લે, પરંતુ કાલે મારે શુ કરવાનુ છે? અરે આજે શુ કરવાનુ છે? એ પણ સવારમા ન નોંધી લે તો તેને યાદ ન જ રહે કયા હિન્દુસ્તાનના માનવીઓની ગ્રથોના ગ્રથો કંઠસ્થ રાખવાની અદ્ભુત શક્તિ, અને કયા આજે, કલાક પછી કરવાનુ કાર્ય પણ ડાયરીમા ન નોંધ્યુ હોય તો ભૂલી જ જવાય, એવી સ્મરણશક્તિ? આનુ કારણ મને તો એમ લાગે છે કે નાની ઉંમરથી ભણવાના વિષયોના બોજા વધારીને તેમની સ્મરણશક્તિઓ છુંદી નાખવામા આવે છે. જે વિષયોની સાથે જીવનનો કંઈ સબંધ નથી, અથવા તો જે સમય અને જે સ્થાન માટે જે વિષયોની કંઈ આવશ્યકતા જ નથી, એવા વિષયોના પોથાના પોટલા માથા ઉપર મૂકીને

બાળકોને સ્કૂલમાં જવું પડે, એનો કંઇ અર્થ છે? અભ્યાસના વિષયોની ચૂંટણીમાં સમય અને સ્થાનનો અર્થાત દેશ-કાળનો ખૂબ ખ્યાલ રાખવાની જરૂર છે. હિંદુસ્તાનમાં જન્મેલા હિન્દુસ્તાનની સંસ્કૃતિમાં પોષાએલાં અને ભવિષ્યમાં પણ હિંદુસ્તાનના જ નાગરિકો બનવા માટે જીવનનું ઘડતર કરી રહેલાં નાનાં નાનાં બાળકોને પ્રારંભથી જ પશ્ચિમની સંસ્કૃતિના રંગથી રંગાયેલ પુસ્તકોનો અભ્યાસ કરાવવો, એનો શો અર્થ છે? પોતાનાં ગામની જ ભાગોળમાં શું છે? કઇ નદી છે? એનું તો એને ભાન નથી, ને તે યૂરોપ-અમેરિકાના પહાડો ને નદીઓનાં નામો ગોખ્યા કરે, એનો અર્થ શો? અને તેનું શું પરિણામ આવે, એ સમજવા માટે કોઈ અર્થશાસ્ત્રી પાસે જવાની પણ જરૂર નથી. અભ્યાસના વિષયોને મુકરર કરવામાં જેમ માનસશાસ્ત્રના અભ્યાસની ખૂબ જરૂર છે તેમ દેશ-કાળને જોવાની પણ જરૂર છે.

બિનજરૂરી અને વધારે પડતા વિષયોનો બોજો વિદ્યાર્થીઓના ઉપર લાદવાનું પરિણામ એ આવ્યું છે કે-આજના બાળકો રમત-ગમતમાં, ખેલ-કુદમાં જેટલું લોહી વધારે છે, એના કરતાં હું ધારું છું કે દોઢું લોહી પોતાના બધા વિષયોને તૈયાર કરવાની ચિંતામાં બાળી નાંખે છે. એટલે બિનજરૂરી અને વધારે પડતા વિષયોની ખામી, વિદ્યાર્થીઓના જીવનવિકાસને રુંધનારી છે.

## પરીક્ષાઓ

અભ્યાસક્રમના વિષયોની ખામીના જેટલી જ બલ્કે તેથી પણ વધારે ભયંકર ખામી પરીક્ષાના ધોરણની છે. આજે પરીક્ષાનું જે ધોરણ ચાલી રહ્યું છે, એનાથી જે અનર્થો થઇ રહ્યા છે, એ કોઇથી અજાણ્યા નથી. સારામાં સારો અને બુધ્ધિશાળી વિદ્યાર્થી આખા

વર્ષ સુધી પહેલો નંબર રાખે, પરંતુ પરીક્ષા સમયે એકાદ પેપરમાં કંઇ પણ કારણે નિશ્ચિત માર્ક ન મેળવી શકે તો તેનું આખું ય વર્ષ નકામુ જાય છે–તે નાપાસ થાય છે. કોણ કહી શકે તેમ નથી કે આજની પરીક્ષા પધ્ધતિથી જ્ઞાનની પરીક્ષા નથી થતી, પણ ભાગ્યની થાય છે. જુગારના અખાડામા જુગારીઓ જેમ પોતાના ભાગ્યની કસોટી કરે છે, ઘોડદોડની રમતમા જેમ શ્રીમંતો પોતાના ભાગ્યની કસોટી કરે છે, તેવી જ રીતની કસોટી પરીક્ષાના મેદાનમા વિદ્યાર્થીઓના ભાગ્યની થઇ રહી છે.

આ કસોટીમાથી પસાર થવાના દિવસો જ્યારે નજીક આવે છે, ત્યારે વિદ્યાર્થીઓ કેવી હાલતમાં પોતાના દિવસો પસાર કરે છે, એ તમે બધા જાણો છો. પરીક્ષાના દિવસો એટલે જાણે કતલની રાતો. ખાવા-પીવાનું ભાન નહિ. તંદુરસ્તીનો ખ્યાલ નહિ. કેવળ પરીક્ષામાં પાસ થવા માટે જોઇતા માર્ક મેળવવા જતાં, આખા વર્ષ સુધી ફુટબોલ ને ક્રીકેટ, ખોખો ને હુતુતુ ખેલ ખેલીને વધારેલું લોહી, એ પરીક્ષાના છેલ્લા અઠવાડિયામાં પુરૂં કરી નાખવામાં આવે છે.

આજની પરીક્ષા પધ્ધતિમાં જ્ઞાન હોય કે ન હોય, છતાં કોઇ પણ ઉપાયે માર્ક મેળવી જેમ પરીક્ષામાં પાસ થવાનું લક્ષ્ય વિદ્યાર્થીનું હોય છે, તેવી જ રીતે શિક્ષકો પણ ગમે તે ઉપાયે પોતાના વધારે વિદ્યાર્થીઓ પાસ થયા છે, એવું બતાવવા બની શકતા બધા પ્રયત્નો કરે છે. આખા વર્ષ સુધી વિદ્યાર્થીઓના અભ્યાસ તરફ બેદરકાર રહેનાર શિક્ષક, પરીક્ષાના નજીકના દિવસોમાં વિદ્યાર્થીઓ ઉપર સોટો લઇને ઉભો થઇ જાય છે. રાત દિવસના ઉજાગરા કરીને ગોખાવે ને વંચાવે છે, અથવા જે જે કંઇ કરવાનું હોય તે કરાવીને પણ કોઈ પણ રીતે પરીક્ષામાં પાસ થનારની સંખ્યા વધારે બતાવવાનો પ્રયત્ન કરે છે. પછી ભલે વિદ્યાર્થીની

શારીરિક, માનસિક બધી યે શક્તિઓ છુંદાઈ જતી હોય. આટલું કરવા છતાં પણ જો વિદ્યાર્થી નાપાસ થવા જેવું દેખાય, તો આખા જગતમાં જે લાંચ–રૂશ્વતની બદીએ જગતનું નૈતિક પતન કર્યું છે, એનો આશરો લેવાને પણ કેટલાકોને તૈયાર થતા સાંભળ્યા છે.

મિત્રો ! મારૂં આ કથન બધે સ્થળે ને બધાઓને લાગુ પડે છે, એવું સમજવાની કોઇ ભૂલ ન કરશો. પણ આ બદીના અપવાદથી કેળવણી જેવું પવિત્ર ખાતુ પણ હવે નથી બચ્યું, એ કહેવાનો મારો આશય છે. ભલે તે અમુક સ્થાનમાં કે અમુક વિભાગમાં જ પ્રવેશ્યું હોય, પરંતુ કેળવણીખાતુ, એ તો પવિત્રમાં પવિત્ર ખાતું જ હોય, એમ હું માનતો હતો અને માની રહ્યો છું. છતાં એવા પવિત્ર ખાતામાં પણ અપવિત્રતાની દુર્ગંધ આવવા લાગી છે, એમ દુ:ખ સાથે મારે કહેવું પડે છે.

## નવો યુગ અને નવો પ્રયત્ન

ભાઇઓ અને બહેનો ! સમય એક સરખો રહેતો નથી વખતના વહેવા સાથે માનવજાતિના વિચારોમાં, ભાવનાઓમાં, ક્રિયાઓમા, રીતરિવાજોમાં પરિવર્તન થાય જ છે. અનાદિ કાળથી આમ થતુ આવ્યુ છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી લગભગ અર્ધી સદીથી આ કેળવણીના વિષયમાં પણ અને હિંદુસ્તાન જેવા પરાધીન દેશમાં પણ જાગૃતિનાં પ્રકાશ કિરણો ચમકવા લાગ્યાં છે. બેશક, આપણો દેશ જેટલું અનુકરણ કરવામાં શૂરો પૂરો છે એટલું સ્વયં શોધવામાં નથી, છતાં આજે સારી વસ્તુનુ અનુકરણ કરતો થશે, તો કાલે સ્વયં વિચારક અને સ્વયં શોધક પણ થશે, એવો આપણે આશાવાદ સેવવો જોઇએ.

કેળવણીના ક્ષેત્રોમાં આપણા દેશે કિન્ડરગાર્ટન પધ્ધતિ અને

હમણાં હમણાં મોન્ટીસરી પધ્ધતિનું અનુકરણ કરી કેળવણી આપવાનું શરૂ કર્યું છે. જો કે આ પધ્ધતિએ કેળવણી આપવાનું એવાં નાનાં બાળકોને માટે થાય છે, કે જે બાળકોને ખરી રીતે માતા પિતાઓ તરફથી સુસસ્કાર પાડવાના હોય છે. છતા પણ આટલી ન્હાની ઉમરના બાળકોને ઇન્દ્રિયોદ્વારા અપાતું આ શિક્ષણ, ઉપયોગી તો જરૂર છે, પણ તેથી મોટી ઉમરના એટલે ૭-૮ વર્ષથી શરૂ થતી અને મોટી ઉંમરના બાળકોને અત્યાર સુધી અપાઇ રહેલી કેળવણીની પધ્ધતિમા પણ હવે કઇક ફેરફાર થતો રહ્યો છે એ ખરેખર ખુશી થવા જેવું છે.

સૌથી પહેલી વાત તો એ છે કે શિક્ષણનું કાર્ય જ્યાં સુધી આપણા હાથમા ન લેવાય, દેશના સાચા શિક્ષણશાસ્ત્રીઓ સ્વતંત્ર રીતે પોતાના હાથમા ન લે, ત્યાં સુધી આજનાં શિક્ષણથી આપણાં બાળકોનો જીવનવિકાસ થઇ શકે નહિ. એ વાત તરફ આપણા નેતાઓનું ધ્યાન ગયું અને તેના પરિણામ રૂપે ગુરૂકુલો, આશ્રમો, વિદ્યાલયો, છાત્રાલયો, સ્થપાવા લાગ્યા જો હું ન ભૂલતો હોઉં તો આવાં ગુરૂકુલો વગેરે સ્થાપવાની શરૂઆત આર્યસમાજે કરી અને તે પછી જૈનો અને બીજાઓએ અનુકરણ કર્યું.

આજે આખા દેશમાં અનેક ગુરૂકુળો વિદ્યાલયો વગેરે ચાલી રહ્યાં છે. આ બધાઓનો ઉદ્દેશ મારા ધારવા પ્રમાણે એ હોવો જોઇએ કે આપણાં બાળકોનાં શિક્ષણનો પ્રશ્ન આપણા હાથમા રાખવો, વિદ્યાર્થીઓ ચોવીસે કલાક એક સાથે રહે, એક જ ગૃહપતિની દેખરેખ નીચે રહે, એક જ આદર્શ પુરૂષના સંસ્કારો તે વિદ્યાર્થીઓના જીવનમાં ઉતરે વગેરે

એ વાત બિલકુલ સાચી છે કે પ્રાચીન સમયની જે આશ્રમ પદ્ધતિ

અને વિદ્યાપીઠ પદ્ધતિઓનો ખ્યાલ હું તમને પહેલાં આપી ચૂકયો છું. એ પધ્ધતિઓ અત્યારના સમયમાં અમલમાં મૂકી શકાય એમ નથી અને તેજ કારણે પ્રાચીનતા અને અર્વાચીનતાના મિશ્રણરૂપે આ ગુરૂકુલાદિનો પ્રયત્ન અમલમાં આવ્યો છે. છતાં મારા હજારો માઇલના પાદવિહારમાં અને છેલ્લાં પચ્ચીસ વર્ષમાં જે અનેક સંસ્થાઓનું નિરીક્ષણ કરવાનું સદ્દભાગ્ય મને સાંપડયું છે, તે ઉપરથી મારા જે ખ્યાલો બંધાયા છે, એ ખ્યાલોને વ્યકત કરવાની જો મને છુટ મળતી હોય તો મારે કહેવું જોઇએ કે આવી સ્વતંત્ર સંસ્થાઓથી જેટલે અંશે સફળતા મળવી જોઇએ, તેટલે અંશે સફળતા નથી મળી અર્થાત્ જે મુખ્ય વસ્તુ મેળવવી જોઇતી હતી તે મુખ્ય વસ્તુ આપણે નથી મેળવી શકયા. એનાં અનેક કારણોમાં મુખ્ય કારણો આ પણ છે :

(૧) બાલ્યવસ્થામાંથી જ માતાપિતાઓ તરફથી જે સુસંસ્કારો મળેલા હોવા જોઇએ તે સુસંસ્કારો મળેલા નથી હોતા, બલ્કે તેથી ઉલટું ઘણે ભાગે જે દુર્ગુણો આખી જિંદગી સુધી હાનિકર્તા થાય છે એવા દુર્ગુણોનો વારસો માતા-પિતા તરફથી મળેલો હોય છે.

(૨) બાળકોનાં જીવનનું ઘડતર કરી શકે એવા આદર્શ શિક્ષકોનો-આદર્શ સંચાલકોનો ઘણે ભાગે અભાવ હોય છે.

(૩) અત્યારના સ્વચ્છંદી વાતાવરણની અસર તે બાળકો ઉપર થયા કરે છે.

(૪) સ્વતંત્ર સંસ્થાઓ કરવા છતાં પણ શિક્ષણનું ધોરણ અને પાઠ્ય-પુસ્તકો તો સરકારી સ્કૂલોમાં જે હોય છે તે જ. રાખવામાં આવે

છે, એટલે સરકારી પરીક્ષાઓનો અને ડીગ્રીઓનો મોહ હજુ છૂટયો નથી.

(૫) જે શ્રીમંતોની ઉદારતાથી આવી સંસ્થાઓ ઉભી થાય છે, તે શ્રીમંતો શિક્ષણના ક્ષેત્રમાં બિલકુલ અનભિજ્ઞ હોવા છતાં શિક્ષણની બાબતમાં પણ પોતાની સત્તા રાખે છે. એટલે સંસ્થાના શિક્ષકો સ્વતંત્ર રીતે કંઇ કરી શકતા નથી. બલ્કે ઘણે સ્થળે તે સંચાલકો અને શ્રીમંતોની વચમાં એવી અથડામણો ઉભી થાય છે કે જેને લીધે સંસ્થાને ભયંકર હાનિ પહોંચે છે.

(૬) આવી સ્વતંત્ર સંસ્થાઓની અંદર પણ વણિકવૃત્તિનું તત્ત્વ મોટે ભાગે અમલમાં આવે છે. અર્થાત્ જેટલું કરકસર ઉપર ધ્યાન અપાય છે, એટલું યોગ્ય સંચાલકોને મેળવવા તરફ નથી અપાતું.

આ અને આવા અનેક કારણોથી, સ્વતંત્ર સંસ્થાઓ પણ જોઇતું ફળ મેળવી શકતી નથી.

છાત્રાલયોનો મુખ્ય ઉદ્દેશ ચરિત્રગઠનનો હોય છે, તેમાં પણ એક યા બીજાં કારણોને લીધે જોઇતી સફળતા નથી મળી શકતી.

આમ હોવા છતાં પણ મારે એ કબૂલ કરવું પડશે કે અત્યારની પરિસ્થિતિનો બધો ખ્યાલ કરતાં, કેટલાંક વર્ષોથી જે કંઈ નવો પ્રયત્ન થઈ રહ્યો છે એ આવકારદાયક તો છે જ. સેંકડો વર્ષોથી પરાધીનતાની બેડીમાં જકડાઇ રહેલી પ્રજા, એક પછી એક ધીરે ધીરે સ્વતંત્રતામાં પગલાં માંડતી થાય, તો તે શુભ ચિન્હ છે, એમાં તો બે મત હોઇ શકે જ નહિ. બેશક, નવા અખતરાઓમાં આપણે ધારીએ તેટલા સફળ ન થઇ શકીએ તો પણ વખત જતાં એમાં સુધારા વધારા થતા રહે અને પરિણામે ખામીઓ દૂર થતાં એમાં જોઇતી સફળતાં મળે જ.

કામ કામને શીખવે છે, કામ કામને આગળ ધપાવે છે આજે મહાત્મા **ગાંધીજી**ના શુભ પ્રયાસથી શિક્ષણ માટેની જે 'વર્ધા–યોજના' બહાર આવી છે, એ મારા કથનને પુષ્ટ કરે છે. આજે આખા દેશના શિક્ષણ પ્રેમીઓનું ધ્યાન 'વર્ધા યોજના' તરફ ગયું છે. જો કે આ યોજના કયા સુધી સફળ થશે એ કહી શકાય નહિ, છતા ઇરાદો શુભ છે, ને પ્રયત્ન આદર્યો છે, એટલે આપણે જરૂર આશા સેવીએ કે એનુ પરિણામ સુધારા વધારા પછી પણ શુભ જ આવશે અને ભારતવર્ષ કેળવણીના ક્ષેત્રમાં પાછું પોતાનુ અગ્રસ્થાન પ્રાપ્ત કરશે.

## પરિશિષ્ટ ૧૧ મું



### આભાર-પત્ર

શાંતિપ્રવર્તક, ધર્મધુરંધર મુનિરાજ
શ્રી વિદ્યાવિજયજી મહારાજ

ભૂજ-કચ્છ.

પૂજ્ય મુનિરાજશ્રી,

કચ્છના પાટનગર ભૂજના નાગરિકોની આ સભાને, આપે અમારા ઉપર કરેલા ઉપકારની કૃતજ્ઞતા પ્રગટ કરવા આજે એકત્રિત થતાં ઘણો હર્ષ થાય છે.

મહારાજશ્રી,

જે વખતે આખી દુનિયામાં જડવાદનું તાંડવનૃત્ય ચાલી રહ્યું છે, અનેક પ્રકારનાં પ્રલોભનોમાં સંસારી આત્માઓ ફસાઇ રહ્યા છે; અને લોકો ત્રિવિધ તાપથી સંતપ્ત થઈ રહ્યા છે, તે વખતે આપ અધ્યાત્મ-

વાદની પ્રાચીન સંસ્કૃતિનો સૂર જનતાના કાનોમાં પહોંચાડીને, પોતાના કર્તવ્ય તરફ વાળવા માટે જે પ્રયત્ન કરી રહ્યા છો, તેમ એ સંતપ્ત જીવોને જ્ઞાનામૃતનો છંટકાવ કરી જે શાંતિ આપી રહ્યા છો એ માટે ખરેખર આપને ધન્યવાદ ઘટે છે.

સાધુવર્ય,

એક સાચા સાધુમાં જોઈતા ત્યાગ, તપશ્ચર્યા અને ક્ષમાના ગુણો આપનામાં જે સ્પષ્ટ રીતે જણાઈ રહ્યા છે, તેનાથી અમારા આત્માને ઘણો સંતોષ થાય છે, અને તેની જે અસર અમારા દિલ ઉપર થઈ છે તે અમે કદિ ભૂલી શકીએ તેમ નથી.

મુખથી, પોતાનાં શાસ્ત્રોનો ઉપદેશ સૌ સાંભળી રહ્યા હોય, તેમ બધાને લાગે છે.।

મહારાજશ્રી,

કચ્છના સદ્ભાગ્ય છે કે આ દેશમાં આપના જેવા એક સંત, વિદ્વાન અને પવિત્ર ચારિત્રધારી મુનિવરનું આગમન થયેલ છે અને તેમાય અમે ભૂજવાસીઓ તો ખરેખર જ ભાગ્યશાળી છીએ કે આ ચાતુર્માસનો લાભ અમને મળ્યો; પણ તેને માટે તો સર્વ યશ અમારા રાજ્યના યુવરાજ મહારાજ કુમારશ્રી **વિજયરાજજી** સાહેબને ફાળે જાય છે કે જેઓ નામદારે આપને ભૂજમાં રહેવા માટે સૌથી પહેલાં આગ્રહ કર્યો હતો.

મુનિવર,

આપના પ્રમુખપદે થયેલા અખિલ કચ્છ વિદ્યાર્થી સંમેલનમાં, તેમજ દીપોત્સવી પ્રસંગે ફટાકડા નિષેધ પ્રવૃત્તિ વગેરે પ્રવૃત્તિઓમાં આપે આપનાં જ્ઞાનનો જ નહિ, પણ સક્રિય જે જે ફાળો આપ્યો છે, તે અમારે માટે એક મોટામાં મોટો લાભકર્તા ફાળો છે અને તે વસ્તુ પણ અમારાથી ભૂલાય તેમ નથી.

મહારાજશ્રી,

આપે કેવળ ભૂજની પ્રજાને જ નહિ, પરંતુ અમારા નેક નામદાર મહારાવશ્રી, તેમજ યુવરાજ મહારાજકુમારશ્રી સાહેબની મુલાકાતો લઇને અવારનાર રાજ્યપાલકોને પણ ઉપદેશ આપવાના પ્રસંગો લીધા છે, તે પરથી એ સ્પષ્ટ થાય છે કે આપની પ્રવૃત્તિ, રાજા અને પ્રજાની વચમાં પ્રેમની સાંકળના સાધનરૂપ હોય છે.

પૂજ્ય મુનિરાજ,

અમે વિશેષ સદ્ભાગી એટલા માટે પણ છીએ કે આ ચાતુ-

માસમાં જેમ આપની વાણીનો, જ્ઞાનનો અને સંયમનો લાભ અમને મળ્યો છે તેવી જ રીતે જૈનધર્મના સ્થાનકવાસી સંપ્રદાયના બીજા સાધુવર્ય શ્રી ગણુલાલજી આદિ સ તોના પણ ઉપદેશ અને દર્શનનો લાભ મળ્યો છે. અને તેમાં પણ મહાતપસ્વી શ્રી કેશરીમલજીની ઉગ્ર તપશ્ચર્યાએ અમારા દિલ પર જે અસર કરી છે તે કદિ ભૂલાય એમ નથી.

ગુરૂદેવ,

આપે ભૂજની પ્રજા ઉપર કરેલા ઉપકારોનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. આપ તો ત્યાગી છો, જગતના કલ્યાણ માટે ત્યાગ સ્વીકારેલ છે, એટલે આપને કોઈપણ જાતના બદલાની ઇચ્છા ન હોય એ સ્વાભાવિક છે. છતાં અમે આ ટૂંકા શબ્દોમાં જે કંઈ હૃદયની ભાવના પ્રગટ કરીએ છીએ, તેને સ્વીકારી અમને વધુ આભારી કરશો; અને અમારી આપના પ્રયાણ પ્રસંગે તો એ જ પ્રાર્થના છે કે આપ કચ્છમાં વધુ ને વધુ રોકાઇ કચ્છની પ્રજા ઉપર વધારે ને વધારે ઉપકાર કરો.

શાહ સાકરચંદ પાનાચંદ, નગરશેઠ, ભૂજ.
હીરાલાલ હરગોવિંદ પંડયા, બી.એ., એમ. એસસી. ( U. S. A. )
રેવન્યુ કમીશનર, કચ્છ.
ઉપાધ્યાય શ્રી પદ્મમેરજી જેરાજમેરજી, મોટી પોશાળના અધ્યક્ષ, ભૂજ.
યશશ્ચંદ્ર મોતીભાઈ મહેતા, બી.એ., એલએલ. બી., એડીશનલ જજ,
વરિષ્ટ કોર્ટ—ભૂજ.
છબીલદાસ કાટકોરીઆ, બી.ઈ.,એમ. આઈ. ઈ., સ્ટેટ એંજિનીયર કચ્છ.
માવજી કાનજી મહેતા, બી.એ., એજ્યુકેશનલ ઇન્સ્પેકટર-કચ્છ સ્ટેટ.
મોતીલાલ વીરચંદ મહેતા, એકાઉન્ટન્ટ જનરલ-કચ્છ સ્ટેટ.
સૌભાગ્યચંદ ખીમચંદ કોઠારી. બી. ઇ. એ. એમ. આઇ.
રેલ્વેમેનેજર અને એંજીનીયર-ઇન-ચીફ કચ્છ સ્ટેટ.
લાભશંકર મણિશંકર પાઠક, બી.એ., હેડમાસ્તર, આલ્ફ્રેડહાઇસ્કૂલ—ભૂજ.
રતનજી પાલનજી વાડિયા, પોસ્ટ માસ્તર, ભૂજ.
હીરાચંદ ટોકરશી સંઘવી, ખાનગી ખાતાના ઉપરી-કચ્છ સ્ટેટ.
ફરદુનજી પેશતનજી ભૂજવાલા, ( સ્ટોર સુપરિન્ટેન્ડન્ટ-કચ્છ સ્ટેટ. )
ઇશ્વરલાલ રતનલાલ અંતાણી, હાઇકૉર્ટ પ્લીડર, વકીલ--ભૂજ.
ડૉ. સૂનજી ગોવિંદજી શેઠ.
કેશવલાલ કે. છાયા, બી.એ., એલએલ. બી., નિવૃત્ત, પ્રાઇવેટ
સેક્રેટરી ટુ ધિ મહારાજ ઓફ શીરોહી.
શાહ વિરાનજી માનસંગ
વકીલ કુંવરજી હરિરામ
વકીલ ગોપાળજી ઉમરશી, બી. એમસી., એલએલ. બી., વકીલ ભૂજ
છોટાલાલ હીરાચંદ સંઘવી, બી.ઇ., એ. એમ. આઈ. ઈ, એ. એમ.
આઇ. સી. ઇ., ( Eng. ) પ્રોજેક્ટ-ઇજનેર, કચ્છ સ્ટેટ.

શાહ હેમચંદ સાકરચંદ
શાહ જેઠાલાલ શિવલાલ, પોસ્ટલ ઇન્સ્પેક્ટર, કચ્છ
જગજીવન મૂલજી બનીઆ, બી.એ., બી. એસસી., રાજકુમારોના ટયુટર, ભૂજ.
અમૃતલાલ વિશનજી મહેતા, બી.એ., એલએલ. બી., વકીલ.
કોઠારી વેલજી જાદવજી
ઠા. ભવાનજી નારણજી
રાઠોડ રાયસિંહજી કાનજી
શાહ તેજશી મૂલચંદ
કંચનપ્રસાદ કે. છાયા, બી. એ., એલએલ. બી. વકીલ
પાનાચંદ કેશવજી શાહ
મહેતા સાકરચંદ કચરા
શાહ પૂનમચંદ કરમચંદ
કરમચંદ દેવશી શાહ, બી. એ., એલએલ. બી. વકીલ
શાહ પુરૂષોત્તમ સોમચંદ
મેમણ જકરીઆ આદમ રાંવાળા
શાહ સાકરચંદ માધવજી
શાહ મોતીલાલ ગોપાલજી
શાહ જાદવજી પાનાચંદ
શાહ છગનલાલ વિશનજી

## પરિશિષ્ટ ૧૩ મું



### સંસ્કારમૂર્તિ

મારો અનુભવ મને એ કહી રહ્યો છે કે રીઢ અને પીઢ મોટી ઉમ્મરના માણસોના દિલ ઉપરથી બાપણોની ધારા અડીને ચાલી જાય છે, પણ બાળકો, યુવકો અને બ્હેનો જ એ ઝીલવાને તૈયાર હોય છે અને એટલે જ બ્હેનો ! તમારી સમક્ષ બે બોલ બોલવાને હું આજે પ્રેરાયો છું.

જૈન સમાજે કે કોઇપણ સમાજે પોતાના સમાજનો ઉદ્ધાર જ કરવો હોય તો, સ્ત્રીઓ અને બાળકોનાં જીવનચણતર તરફ સૌથી પ્રથમ લક્ષ આપવું પડશે. મોટી ઉમ્મરના માણસો ઉપર તો જે સંસ્કાર પડવાના હોય તે પડી ચૂકયા હોય છે; પણ બાળકોની પાટી કોરી હોય છે. એમાં જેવા સંસ્કાર પાડવા ઇચ્છો તેવા પાડી શકશો, અને સંસ્કારથી બાળકોને જેવા બનાવવા હોય તેવા બનાવી શકશો. ખરી રીતે કહીએ તો બાળકો જ સંસારનો પાયો છે.

## પરિશિષ્ટ ૧૨ મું



### અબડાસાની પંચતીર્થી : જખૌનુ તીર્થ

કચ્છમાં અબડાસા તાલુકો, એ પોતાનું ખાસ સ્થાન રાખે છે. કચ્છના બીજા તાલુકાઓ કરતાં, જૈનોને માટે અબડાસા તાલુકાનું મહત્વ વધારે છે. એટલા માટે કે જૈન તીર્થનું આ એક ખાસ સ્થાન છે. તેરા, નળીઆ, જખૌ, કોઠારા અને સુથરી–આ પાંચ સ્થાનો પંચતીર્થી તરીકે ઓળખાય છે. પાંચે ગામોનાં મંદિરો–એ મંદિરો નહિ, પણ જાણે કે દેવવિમાનો ખડાં કરવામાં આવ્યાં છે. એના બનાવનારાઓએ લાખો રૂપિયા ખર્ચ્યાં છે. વીસમી સદીના શિલ્પનું રક્ષણ કર્યું છે. કચ્છના શ્રીમંતો પોતાની લક્ષ્મી ધર્મકાર્યોમાં વ્યય કરવામાં કેટલા ઉદાર હતા, એનું પ્રમાણ આ મંદિરો પૂરું પાડે છે. આ પાંચે તીર્થોનાં મંદિરો ચાલુ શતાબ્દિમાં –શતાબ્દિના લગભગ પ્રારંભમાં બન્યા છે. આ પંચતીર્થીમાં જખૌનું પણ મહત્વનું સ્થાન છે. *

---

* વિશેષ માટે જુઓ : 'મારી કચ્છયાત્રા' પાન : ૧૫૧

## પરિશિષ્ટ ૧૩ મું



### સંસ્કારમૂર્તિ

મારો અનુભવ મને એ કહી રહ્યો છે કે રીઢ અને પીઢ મોટી ઉમ્મરના માણસોના દિલ ઉપરથી ભાવણોની ધારા અડીને ચાલી જાય છે, પણ બાળકો, યુવકો અને બ્હેનો જ એ ઝીલવાને તૈયાર હોય છે અને એટલે જ બ્હેનો ! તમારી સમક્ષ બે બોલ બોલવાને હું આજે પ્રેરાયો છું.

જૈન સમાજે કે કોઇપણ સમાજે પોતાના સમાજનો ઉદ્ધાર જ કરવો હોય તો, સ્ત્રીઓ અને બાળકોનાં જીવનચણતર તરફ સૌથી પ્રથમ લક્ષ આપવું પડશે. મોટી ઉમ્મરના માણસો ઉપર તો જે સંસ્કાર પડવાના હોય તે પડી ચૂકયા હોય છે; પણ બાળકોની પાટી કોરી હોય છે. એમાં જેવા સંસ્કાર પાડવા ઇચ્છો તેવા પાડી શકશો, અને સંસ્કારથી બાળકોને જેવા બનાવવા હોય તેવા બનાવી શકશો. ખરી રીતે કહીએ તો બાળકો જ સંસારનો પાયો છે.

મારે દુઃખ સાથે કહેવું પડે છે કે મારી વહાલી બ્હેનો ! પુરુષોએ સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું નીચું બનાવી દીધું છે. બીજા દેશો સંસારમાં સ્ત્રીઓની મહત્તા કેટલી છે તે સારી રીતે સમજે છે, પણ આપણા દેશમા હિંદુ અને જૈન સમાજમાં જ તમારું સ્થાન અતિ નીચું ઉતારી દીધું છે. શાસ્ત્રોમાં તો સ્ત્રીઓનુ સ્થાન અતિ ઊંચુ વર્ણવ્યું છે. શાસ્ત્રોમા તો સ્ત્રીઓને માટે રત્નકુક્ષી, દેવી, માતા વગેરે શબ્દો વપરાયા છે. શાસ્ત્રોમાં તો કહેવાયું છે કે જ્યા સ્ત્રીઓની પૂજા થાય ત્યા દેવો પણ રમવા આવે છે. મહાન તીર્થંકરો, ગણધરો અને મહાન પુરુષો, દેશભક્તો ને સમાજસેવકો માતાઓની કૂખે જ અવતર્યા છે, તો માતાઓનુ સ્થાન સંસારમાં કેમ નીચું હોય ?

માતાઓ ! વિચાર કરજો, જીવનના વિકાસની શરૂઆત ક્યાંથી થાય ? જીવ ગર્ભમાં આવે ત્યારથી જ જીવનવિકાસનો પ્રારંભ થાય છે. વિજ્ઞાન પણ આ જ કહે છે. જીવ ગર્ભમાં હોય તે દરમિયાન માતાને જે કંઈ ખોરાક–શારીરિક કે માનસિક અપાય તેની ગર્ભ ઉપર અસર થાય છે, ને એ ખોરાકથી ગર્ભમાંના જીવનનો સંસ્કાર પાયો બંધાય છે. દુનિયાની હવા લાગ્યા પછી તો જીવ ઉપર વિક્રિયા થાય છે.

બાળક ઉપર આ પછીથી તે પાંચ વર્ષની ઉમ્મરનું થાય ત્યાં સુધી માતાના સંસ્કાર પડવા ચાલુ રહે છે. પણ એ પછી, બાળક પાંચથી આઠ વર્ષનું થાય ત્યાં સુધી પિતાના સંસ્કારનું એમાં મિશ્રણ થાય છે. આ અવસ્થા દરમિયાન બાળક પર જે જે સંસ્કાર પડે છે તે ભૂસાતા નથી, માટે બ્હેનો ! તમે એવું જીવન જીવો કે તમારાં બાળકો ઉત્તમ મનુષ્યો અને–સારા નાગરિકો બને.

બ્હેનો અને માતાઓ ! આ અવસ્થા દરમિયાન તમે જેવું જીવન જીવશો તેવું પ્રતિબિંબ બાળકમાં પડશે. તમે ખોટું બોલો, ખોટું આચરો,

ખોટાને ઉત્તેજન આપો કે વેપારમાં કે ધંધામાં બીજાઓને છેતરપીંડી કરો -એ બધાની અસરથી કે એવા જીવનથી મુક્ત તમારું બાળક રહી શકે જ નહિ. બાળકો એ દેશના ભવિષ્યનાં રત્નો છે, નાગરિકો છે, અગ્રણીઓ છે. એમની કિંમત વધારવી કે ઘટાડવી એ માતાના જ હાથની વાત છે-એ ન ભૂલશો.

જૈન શાસ્ત્રમાં તો માતાનું સ્થાન જેટલું ઊંચું આંકવામાં આવ્યું છે તેટલું ઊંચું સ્થાન જગતભરમાં કદાચ કોઇ શાસ્ત્રમાં નહિ અંકાયું હોય. શાસ્ત્રમાં શું કહ્યું છે? કહ્યું છે કે દશ ઉપાધ્યાય બરાબર આચાર્ય છે. પૂજ્ય સો આચાર્ય બરાબર એક પિતા પૂજ્ય છે, ને એક હજાર પિતા બરાબર એક માતા પૂજ્ય છે. ગુરુઓ કરતાં પણ અનેકગણું વધારે સ્થાન તમારૂં છે. પણ યાદ રાખજો કે પૂજાનુ સ્થાન ગુણ છે. સાધુમાં સાધુત્વ હોય, શિક્ષકમાં શિક્ષકના ગુણ હોય અને રાજા રાજવી ધર્મ આચરતો હોય તો જ તે પૂજ્ય છે.

સ્ત્રીઓમાં સ્ત્રીત્વનો મહાન ગુણ શો હોવો જોઇએ? સતીત્વ. આ મહાન ગુણની રક્ષા અર્થે ઇતિહાસ કહે છે કે હજારો સ્ત્રીઓ જીવતા અગ્નિની ચિતા પર ચડી ગઇ છે. આજનો યુગ સતી થવાનો નથી, પણ તમે માતાઓ સતીત્વની રક્ષા અર્થે એવું શરીરબળ અને મનોબળ કેળવજો કે કોઈ પણ પરાયો પુરુષ તમારી તરફ ખૂરી નજરે જોવાની હિંમત પણ ન કરી શકે.

સતીત્વની રક્ષાઅર્થે એક પંજાબી બ્હેને શું કર્યું હતું તેની વાત કહું. હું કાશીમાં ભણતો હતો ત્યારની આ વાત છે.

એક પંજાબી બ્હેન દર્શનાર્થે કાશી વિશ્વનાથના મંદિરમાંથી

ભસનીમાં ફરતી હતી. બાઈ જુવાન અને સ્વરૂપવાન. એક ગુંડાની નજર બગડી. કાશીના ગુંડા જાણીતા છે અને આ જ ધંધા કરતા ફરે છે. પણ આ બ્હેન ભારે પડી ગઇ.

ગુંડાએ બાઇની એકલતાનો લાભ લઇ એના શરીર ઉપર હાથ નાખ્યો. અંગને પરપુરૂષનો સ્પર્શ થતા જ બાઇ વીફરી. એના અંગેઅંગમાં ક્રોધનો દાવાનળ ભભૂકી નીકળ્યો. એણે ગુંડાને હાથ પકડી ઉભો રાખ્યો, ને બોલી

' જીવનમાં સ્ત્રીના શરીરને ઉપર બે જ પુરૂષના હાથ સ્પર્શી શકે છે. એક નાનું હોય ત્યારે પોતાના બાળકનો અને બીજો પોતાના ધણીનો. ત્રીજો હાથ નાખનાર તું વળી કોણ પાકયો છે ? ' અને એણે ચંડિકા સ્વરૂપ ધરી છાલા ઉતારેલું નારીયેળ અફાળે તેમ એ ગુંડાનું માથું ભભતીની દિવાલ સાથે અફાળીને વધેરી નાખ્યું.

બ્હેનો ! તમે આવું મનોબળ કેળવજો અને તમારા બાળકોને તેવો વારસો આપજો. જમાનો એવો આવતો જાય છે કે જગતમા મનોબળ વિનાનાં ને માયકાંગલા માણસો નહિ જીવી શકે.

પ્રસન્નવદન, સત્ય પણ પ્રિય લાગે એવી મધુ ભાષા, ગૃહ ને પતિથી માંડીને દેશ સુધીનું કર્તવ્યપાલન, વગેરે વગેરે સ્ત્રીતત્વ માટે આવશ્યક અને શોભારૂપ બીજા અનેક ગુણો છે. બંગડીઓ વગેરે તો આડંબરના આભૂષણો છે. પણ સ્ત્રીત્વના ખરા આભૂષણો તો ઉપર કહ્યા તે જ છે અલબત્ત, સ્ત્રીઓ પાસેથી આવા ગુણોથી આશા રાખનાર સમાજના પુરૂષવર્ગની પોતાની સ્ત્રીઓ પ્રત્યેની એથી ય ઉમદા અને પવિત્ર એવી ઘણી ઘણી ફરજો છે એ પણ ન ભૂલાવું જોઇએ.

છેવટે મારે એક જ વાત કહેવાની છે અને તે એ કે અપવાદ બાદ કરતાં, કેટલીક માતાઓ પોતાના દીકરાદીકરીઓને પ્રથમથી સુસંસ્કાર નહિ પાડતાં, પોતે કંટાળે તેટલી હદે બાળકો બગડે એ પછી સંસ્થાઓમાં ધકેલી દે છે અને પછી સંસ્થાઓ પાસેથી બાળકોની સુધારણાની આશા રાખે છે. પણ સંસ્થાઓ બિચારી કેટલાકને સુધારે ? માટે ફરી કહું છું કે શરીર, સંસ્કાર ને ચારિત્રનો ખરો પાયો ઘર જ છે અને બ્હેનો અને માતાઓ ! તમે જ છો; બીજું કોઇ નહિ. એથી વિશેષ તો બીજું શું કહી શકું ?

## પરિશિષ્ટ ૧૪ મું



### અભિવન્દન પત્ર

**पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् बृ. ३ : ५ : १**

**તપોધન મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ, પોરબંદર.**

પૂજ્યપાદ મુનિમહારાજશ્રી,

ગત ચાતુર્માસમા આપે અગાધ જ્ઞાન અને ઉંડા અનુભવનાં ફળ રૂપ સતત ઉપદેશ આપી સાત્વિક જીવન જીવવા પ્રેરણા પાયેલ છે તે માટે અમારાં આપ તરફનાં આભાર અને આદર દર્શાવવા ભક્તિઅર્ધ્ય રૂપ આ અભિવંદન-પત્ર અમે-પોરબંદરવાસીઓ, આજે નમ્ર ભાવે અર્પણ કરી કૃતાર્થતા અનુભવીએ છીએ.

મુનિવર્ય ! સઘળા ધર્મ તરફ સમભાવી ગુણજ્ઞતાને પોષતા ને પૂજતા આપણા ધર્મપ્રાણ નેક નામદાર મહારાજા મહારાણાશ્રીએ પોતાના કચ્છના પ્રવાસ દરમિયાન આપની વિભૂતિ જોઇ પોરબંદર પધારવાના

આપેલા નિમંત્રણને વધાવી દૂર કચ્છથી અહીં સુધીના વિહારનો શ્રમ વેઠી પધાર્યા તે માટે આપના અને નામદાર હજૂરશ્રીના અમે ઋણી છીએ. આવા સંતોના સમાગમ સંસાર તરણીનાં શ્રેય સાધન છે અને એવા સમાગમ તો સુભાગ્યે સાંપડે છે. નામદારશ્રીના આશીષથી અને આપશ્રીની કૃપાથી આપના સદ્બોધ શ્રવણનો સુયોગ પ્રાપ્ત થયો એ અમારાં ઓછાં સુભાગ્ય નથી.

માધુતર્ય ! આપે ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ જેવી વિશ્વવિભૂતિના પ્રતાપી શિષ્ય તરીકે સુયશ મેળવ્યો છે. તેઓના પુણ્ય પગલે પગલે સાચી માધુતાને અપનાવી છે. જૈન સન્યાસની ક્રિયાત્મક કઠોરતા અને ભાવનાત્મક ઉદારતાને જીવનમાં ઉતારી છે. અને તે સાથે દેશકાળને યોગ્ય સર્વ ધર્મ તરફ સમભાવ અને સમન્વય કેળવી નિષ્પક્ષતાથી તે અનુભવો છો ને આચારો છો, ઉપાસો છો ને ઉદ્બોધો છો એટલું જ નહિ પણ શિવપુરીમાં સંસ્કૃત વિદ્યામન્દિર સ્થાપીને, આગ્રામાં અનેક પ્રાચીન ગીકાઓ તેમજ સોના-ચાંદી અને અન્ય શાહીથી લખાયેલ પ્રાચીન હસ્તલિખિત પ્રતો સંગ્રહીને વીસેક હજાર પુસ્તકોથી શોભતું જ્ઞાનમંદિર રચી દેશી-વિદેશી જ્ઞાન-મુમુક્ષુઓને નોતરી રહ્યા છો. જૈન ધર્મના વિકાસ માટે પ્રાચીન-અર્વાચીન ગ્રંથોના પ્રકાશન માટે બબ્બે ગ્રંથમાળાનું સંચાલન કરવા સાથે પાંત્રીસેક પુસ્તકોમાં વેરાયેલ આપનું જ્ઞાન-ધન પ્રાપ્ત કરવા સૌને સદ્ભાગ્ય સાંપડ્યા છે. આટઆટલી પ્રવૃત્તિ સાથે ચાલીસેક હજાર માઈલનો વિહાર કરી ત્યાં ત્યાંની સઘળી પ્રવૃત્તિમાં આપેલ ચેતન અમારા આદરભાવને અધિક બનાવે છે. આપ આમ જૈન-જતિ નથી : જગ-જતિ છો.

મુનિવર ! આપના સદ્બોધોની લોકભાગ્ય સરળતાને લીધે આપનાં પ્રવચન સુગમ અને સરળ રહ્યા છે. તેમજ ગુણ અને કર્મ

પ્રમાણે આપના ઉપદેશ હોવાથી અદનામાં અદના મુમુક્ષુથી માંડી અમારા ધર્મનિષ્ટ નામદાર મહારાજાશ્રી અને અ. સૌ. નામદાર મહારાણીજીએ, દીર્ઘાયુ નામદાર યુવરાજશ્રી અને અ. સૌ. નામદાર યુવરાણીજીએ અવિરત આપના અમી ઝીલ્યાં છે. આપની આ લોકપ્રિયતા લોકસંઅલ મટે હોતાં આપ કેવળ જૈનોના પૂજ્ય નથી પણ જનોના પૂજ્ય છે.

મહારાજશ્રી ! આપને પ્રાચીનતામાં તેમજ અર્વાચીનતામાં શ્રદ્ધા છે: પૂર્વની અધ્યાત્મ-પૂજામાં અને પશ્ચિમની પ્રવૃત્તિ-પૂજામાં વિશ્વાસ છે: રાજા અને પ્રજા ઉભયના આસ્તિક છો: લોકકલ્યાણ કાજે આપે આ સર્વ સાધવામાં આપનાં જ્ઞાન અને અનુભવનો, હૈયાઉકલત અને આવડતનો ઉપયોગ કરી સૌને સન્માર્ગે દોરેલ છે.

તપસ્વી ! આપ જે વિચારો છો તે આચરો છો: જે આચરો છો તે ઉદ્ઘોષો છો: આપનું જીવન પ્રભુની પરમ પૂજા છે: આપનું આયુષ્ય અખંડ આરતી છે અને તેથી આપ ગુરૂ હોવા છતાં શિષ્ય રહ્યા છો. જીવન અને ધર્મ આપને મન એક અને અવિભક્ત છે.

પૂજ્યશ્રી ! આપનાં તપ ને ત્યાગ સંયમને સાધુતાના પરિપાકરૂપ તો છે આપની ઊંડી આધ્યાત્મિકતા. આપની વહેતી અખંડ વાગ્ધારામાંથી નીતરતા આધ્યાત્મિકતાના સૂરો દીર્ઘકાળ સુધી ગુંજી અમારા અંતરને અને આત્માને અનંત ઉજાળશે. એ અજવાળાંની અવધ કોણ આંકશે ? આંકશે કાલોદધિના તરંગ પર આપના ઉપદેશ-શ્રોતાઓ: એ કાવશે આપના અંતર અજવાળતા અધ્યાત્મ આરેગો.

મહામુનિશ્રી ! વિવિધ અવતારોમાં ચેતન અંશ એક પ્રભુનો જ મનાય છે તેમ આર્યાવર્તના અનેક ધર્મોનો આત્મા એક આર્ય સંસ્કૃતિ

જ છે એ આર્ય સંસ્કૃતિનો પ્રાણ છે આધ્યાત્મિકતા. આજના જડવાદ ડૂબ્યા જગતનો ઉકેલ કે ઉદ્ધાર અધ્યાત્મનો ઉધ્ધાર છે અને જ્યાં સુધી આપ સમા સમાગતારણહાર સંદેશવાહી સાધુરાજો ભારતભૂમિમાં વિહરે છે ત્યાંસુધી ભારતની આધ્યાત્મ સંસ્કૃતિ જીવશે ને જાગી થાક્યા જગતના થાક ઉતારશે આપની એ આધ્યાત્મિ તપસ્વીતાને ફરી ફરી અભિવંદના—

આપના
આદેશ ને આશિષ મુમુક્ષુ
**પોરબંદરના પ્રજાજનો**

# પરિશિષ્ટ ૧૫ મું



## પોરબંદરના ના. મહારાણાશ્રીનું પ્રવચન

પૂજ્યપાદ મહારાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ તથા અન્ય સજ્જનો!

મુનિશ્રી વિદ્યાવિજયજી મહારાજ સમાન મહાન અને ઉચ્ચ કોટિના પૂજ્ય પુરૂષના માનમાં પોરબંદર શહેરની સમસ્ત પ્રજાએ-ન્યાત જાતનો ભેદ રાખ્યા સિવાય-આજનો મેળાવડો યોજ્યો છે તે જોઇ હું ઘણો જ ખુશી થાઉં છું, અને તેમાં ભાગ લેતાં આજે મને ઘણો જ આનંદ થાય છે.

મહારાજશ્રી વિદ્યાવિજયજીએ આપણે આંગણે લગભગ આઠ મહિના બીરાજી, તેમજ મારી અંગત અપેક્ષા હતી તે પ્રમાણે ચાતુર્માસ ગાળી જાહેર જનતાને જે અલભ્ય લાભ આપેલ છે, તે માટે હું તેઓશ્રીનો આભાર માનું છું. એકાદ બે પ્રસંગે મેં કહેલ હતું કે જ્યારે એપ્રિલ

૧૯૪૦ માં કચ્છ-માંડવી મુકામે મને પહેલી જ વાર તેઓશ્રીને મળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું, ત્યારે અત્રે પધારવા મે આગ્રહપૂર્વક વિનતી કરી હતી જેનો સ્વીકાર કરી તેઓ અત્રે પધાર્યા, અને આપણી વચ્ચે આટલો વખત ગાળ્યો, જે માનવધર્મ અને જીવનના આદેશો આપણને સમજાવી પ્રેરણા આપી છે તે માટે આપણે સૌ તેઓશ્રીના અત્યંત ઋણી છીએ.

મહારાજશ્રીની જગજાહેર વિદ્વતા તથા ઊંડોળા અનુભવ તેમજ સદુપદેશની મહત્તા સંબંધમાં કાંઇ પણ કહેવું અગર બોલવું તે સોના ઉપર ઓપ ચડાવવા જેવું છે. ઉપદેશક તરીકે તથા જનસમાજના એક સાચા સલાહકાર તરીકે તેઓશ્રી કેટલું ઉંચુ સ્થાન ભોગવે છે તે તો તેમના સંસર્ગમા રહી તેમના જીવન અને કવનમા આપણે જાણી શકયા છીએ. પણ એક સમર્થ વિદ્વાન અને ઉપદેશક હોવા ઉપરાંત આપણને સૌને જે વસ્તુ એક સરખી રીતે તેમના તરફ આકર્ષી રહી છે તે આપણા તરફ સતત વહેતો તેમનો પ્રેમ, મમતા અને સહૃદયતાનો પ્રવાહ છે કે જે આપણે વ્યાખ્યાનો દરમિયાન તેમજ વ્યાખ્યાનના વખત બહાર પણ અનુભવી શકયા છીએ. એક સાધુનું, ત્યાગ અને વિતરાગમય જીવન જીવવા છતા તેઓશ્રીએ માનવ જાત તરફનો જે પ્રેમ અને જન સમાજના કલ્યાણની ભાવના નિરંતર સેવ્યા છે તેથી તેઓશ્રીની વિદ્વતા અને સાધુતાને એક ઓર શોભા અને ઓજસ મળે છે.

લાભ આપ્યો છે અને પોરબંદરને આપનું પોતાનું ગણ્યું છે. અમે સૌ પણ આપને અમારા પોતાના જ ગણીએ છીએ, અને તેમ ગણવામાં અમે અમારૂં અહોભાગ્ય સમજીએ છીએ.

શ્રી હનુમાન જયન્તિના મહોત્સવ પ્રસંગે આપશ્રીનાં વ્યાખ્યાનોનો લાભ મેળવવાનો સમસ્ત જનતાને સુયોગ પ્રાપ્ત થયો ત્યારથી જ આપે સમસ્ત પ્રજાજનના હૃદયમાં જે સ્થાન પ્રાપ્ત કરેલ છે તેની આજનો મેળાવડો પ્રતીતિ આપે છે. મુનિશ્રી ! આવતી કાલે આપે વિહાર કર્યા બાદ આપનો વિયોગ અમને ઘણો જ દુઃખદ લાગશે, અને આપના સદ્બોધના ઉદ્‌ગારો, આપની વાણી અને આપની મમતા અમને હરઘડી સાંભરશે.

આપના અત્રે નિવાસ દરમિયાન અમારા તરફથી કાંઇ સેવા થઇ શકી નહિ હોય, પરંતુ આ સ્થળે કાંઇક અલ્પ સેવા થઇ શકે તેવું યાદ આવે છે. આપની અમારા સૌ પ્રત્યેની શુભ લાગણી તથા પ્રેમ, નેમ ને અંગત પરિચયનાં અને ભાવનાનાં સ્મરણ તરીકે, તથા આપે પોરબંદરમાં પધારીને અમને સૌને જે અણુમોલ લાભ આપ્યો છે તેની કાયમની સ્મૃતિરૂપે, હવેથી શ્રી મહાવીર જયંતિનો દિવસ ( ચૈત્ર સુદ ૧૩ ) આખા રાજ્યમાં જાહેર તહેવાર તરીકે પાળવાનું ઠરાવતાં મને ઘણો આનંદ થાય છે.

છેવટમાં પરમકૃપાળુ પરમેશ્વર પાસે હાર્દિક પ્રાર્થના છે કે પોરબંદરની જનતાને અને અમને આપના વિશેષ સમાગમમાં આવવાના અને આપના આશીર્વાદ મેળવવાના અનેક સુયોગ પ્રાપ્ત થયા કરે, અને જગતનાં કલ્યાણ માટે આપને પરમાત્મા સંપૂર્ણ તંદુરસ્તી સાથે દીર્ઘ આયુષ્ય બક્ષે.

## પરિશિષ્ટ ૧૬ મું



પરમપૂજ્ય તપનિધિ રાષ્ટ્રભૂષણ
મુનિરાજ વિદ્યાવિજયજી મહારાજકી સેવામે ।

ઇન્દોર

માનપત્ર

મુનિવર ! આજ ઇન્દોર સે આપ કે વિદા હોતે સમય હમ અપની શ્રદ્ધાંજલિ પ્રસ્તુત કરને કે લિયે ઉપસ્થિત હુએ હૈં ।

મુનિવર ! દેશમેં આચાર્યોં, મઠાધીશો, ધર્મપ્રચારકોં વ સન્તો વ મહાત્માઓં કી કમી નહીં હૈ । વસ્તુતઃ ભારતમેં એક પ્રકારસે એસી વિભૂતિઓં કી બહુસંખ્યાહી હૈ. પરન્તુ જહાં આપ એક ધર્મ કે આચાર્ય હૈ પરમ વક્તા વિદ્વાન હૈં સુકર્તા હૈં વહાં હમેં ઇસ સત્યકે પ્રકટ કરને મેં અત્યન્ત હર્ષ હૈ કિ આપ જહાંનક એક સંપ્રદાયકે આચાર્ય હૈં વહાં આપકે ઉદાર ઔર વિસ્તૃત દૃષ્ટિકોણ આપકે લિયે ભારતવર્ષ કે નેતાઓંમે એક ઉચ્ચા

સ્થાન પ્રાપ્ત કર લિયા હૈ. યદિ આપ જૈસે દેશમેં અન્ય આચાર્ય ભી સંકુચિત સીમાઓંસે બહાર હોકર દેશકી સમસ્યાઓંકો સુલઝાનેમેં તત્પર હો જાવે તો દેશકી નિઃસંદેહ થોડે હી સમયમેં દૂસરી સ્થિતિ હો સકતી હૈ.

આચાર્યવર ! આપકી અનેક રાષ્ટ્રસેવાઓંમેં રાષ્ટ્રભાષા હિન્દી કી સેવા ભી હૈ, જિસકો હમ હિન્દી ભાષાભાષી બડે આદર સત્કારસે દેખતે હૈં.

આપકી માતૃભાષા ગુજરાતી હોતે હુએ ભી આપને રાષ્ટ્રભાષા હિન્દીકે હિતોંકે સર્વદા ધ્યાન રખ્ખા હૈ. ઔર દોનોં ભાષાઓંમેં સાન્નિધ્ય ઉત્પન્ન કરાનેકા આપકા સતત પ્રયત્ન રહા હૈ.

મધ્ય ભારતીય હિન્દી સાહિત્ય સમ્મેલન કી ઓર સે જો હિન્દી–ગુજરાતી સમિતિકી સ્થાપના હુઈ હૈ. ઉસકે આપ અધ્યક્ષ હૈં. હમેં આશા હૈ કિ આપકે તત્ત્વાવધાનમેં યહ સમિતિકા કાર્ય શિવપુરી મેં ભી સુચારિત રૂપસે ચલેગા.

અન્તમેં જગન્નિયન્તા પરમાત્માસે પ્રાર્થના હૈ કિ આપકા સ્વાસ્થ્ય બહુત સમય તક અચ્છા રહે. ઔર ભારતનિવાસી આપકે તપ–ત્યાગ વ દેશભક્તિકે આદર્શસે પ્રભાવિત હોતે રહે.

ભવદીય—

**પ્રતિનિધિ–મધ્ય ભારતીય હિંદી સાહિત્ય સમ્મેલન.**

# નામોની અનુક્રમણિકા



| | | | |
|---|---|---|---|
| ૧૦૧ | ૧૯ | ધૃબિયા | ધૃપિયા |
| ૧૦૫ | ૧૪ | મહેન્દ્રવિજયજી | મૃગેન્દ્રવિજયજી |
| ૧૧૦ | ૧૮ | પાવાપુરથી | પાવાપુરીથી |
| ૧૧૯ | ૧૩ | અઠ્ઠમની | અઠ્ઠમની તપસ્યા |
| ૧૨૫ | ૧૪ | ત્યાજ્ય છો | ત્યાજ્ય છે |
| ૧૬૨ | ૧૪ | આશા કરી | આજ્ઞા કરી |
| ૧૭૬ | ૧ | સને ૧૯૮૦ | સંવત ૧૯૮૦ |
| ૧૮૯ | ૩ | કહાઇ | કતાઇ |
| ૧૯૧ | ૧ | શિવપુરીની પ્રયાણ | શિવપુરીથી પ્રયાણ |
| ૧૯૩ | ૧ | શિવપુરીની પ્રયાણ | શિવપુરીથી પ્રયાણ |
| ૧૯૭ | ૧ | બજાવ્યો | બતાવ્યો |
| ૧૯૭ | ૧૨ | રોડરમલજી | ટોડરમલજી |
| ૧૮૯ | ૮ | યો ? દીક્ષા | અયોગ્ય દીક્ષા |
| ૨૦૨ | ૨૨ | વિજયનેમિસૂરિ | વિજયનીતિસૂરિ |
| ૨ ૫ | ૧૯ | શ્રવણ | શ્રમણ |
| ૨૦૭ | ૧૫ | ચતુરભાઇ મણિભાઇ | કસ્તુરભાઇ મણિભાઇ |
| ૨૧૩ | ૧૦ | જૈનધર્મપ્રકાશ | જૈનધર્મસત્યપ્રકાશ |
| ૨૧૪ | ૫ | ૧૯૨૦ | ૧૯૮૦ |
| ૨૧૪ | ૧૦ | जन्मभुमिस्यर्गादपि श्च | जन्मभुमिश्च स्वर्गादपि |
| ૨૨૪ | ૩,૫ | બહદુર | બહદુર |
| ૨૩૨ | ૫ | જયરા કર | જહારા કર |
| ૨૪૬ | ૮ | આપવા તથા | આપવા નથી આવ્યા |
| ૨૫૦ | ૩ | કર્યું હોત જો તો | કર્યું હોત તો |
| ૨૫૨ | ૫ | સપર | સપર્શ |
| ૨૫૨ | ૯ | સૂવાની કરી | સૂવાની તૈયારી કરી |
| ૨૫૨ | ૧૦ | એક જાણે | એક જણે |
| ૨૫૪ | ૬ | ગામના | નામના |
| ૨૫૪ | ૮ | સ્વર્ગપાસ | સ્વર્ગવાસ |

| | | | |
|---|---|---|---|
| ૨૫૫ | ૩ | મહાનુભાવિના | મહાનુભાવિતા |
| ૨૫૭ | ૧૬ | ભીમચંદ | ખીમચંદ |
| ૨૫૮ | ૪ | જયશંકર | જટાશંકર |
| ૨૬૫ | ૧૧ | જૈનેતરો અને | જૈનેતરોને |
| ૨૬૯ | ૪ | માયા ગહસં | મામા ગહસં |
| ૨૭૭ | ૨ | પ્રયત્નો આપ્યાં | પ્રવચનો આપ્યાં |
| ૨૭૧ | ૧૬ | સેવા સૌ માટે | સેવા માટે સૌ |
| ૨૭૯ | ૨૧ | ફુક | ફુકા |
| ૨૯૧ | ૨૧ | હેમાકુંવર | હેમકુંવર |
| ૨૯૩ | ૮ | નાવ | નામ |
| ૨૯૩ | ૧૧ | સાધુતા | સાધુના |
| ૨૯૪ | ૯ | મશ્કી | મહીર |
| ૨૯૮ | ૩ | જેની સંખ્યા | જૈનોની સંખ્યા |

| | | | |
|---|---|---|---|
| ૪૧૫ | ૧૫ | ગ્રંથ છે હોઇ | ગ્રંથ હોઇ |
| ૪૨૦ | ૧૫ | સંપાદનની | સંપાદકની |
| ૪૩૦ | ૩ | બાદપેઠ | બાદમેર |
| ૪૩૪ | ૫ | રીપોટીંગ | રિપેરિંગ |
| ૪૪૮ | ૭ | ઉપયુક્ત | ઉપર્યુક્ત |
| ૪૪૮ | ૮ | તિથિના નામ | તિથિના નામે |
| ૪૪૮ | ૨૪ | માણસે | માણસ |
| ૪૪૮ | ૨૪ | પાળવો | પામવો |
| ૪૫૬ | ૧૫ | સંપાદિ | સંપાદિત |
| ૪૮૧ | ૬ | સેમાજ | સમાજ |
| ૪૮૧ | ૬ | ઓછા | આછા |
| ૪૮૨ | ૯ | કાયદો | ફાયદો |
| ૪૮૫ | ૧૩ | તેઓ | જેઓ |
| ૪૮૮ | ૧૯ | એક એક | એ એક |
| ૪૯૫ | ૨ | વાચકપતિ | વાચસ્પતિ |
| ૪૯૫ | ૬ | વ્યકય | વ્યક્ત |
| ૫૦૦ | ૧૭ | પરંદ્ર | પુરદ્ર |
| ૫૦૬ | ૨ | આરાં | આદર્શ |
| ૫૦૬ | ૧૭ | કંકસ્થ | કંઠસ્થ |
| ૫૦૬ | ૧૯ | તે | તો |
| ૫૨૩ | ૮ | છે પૂજ્ય | પૂજ્ય છે. |

અર્હમ્

## શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલા

શિવપુરી ( ગ્વાલિયર )

નું

# સૂચિપત્ર

ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

સંસ્કૃત પુસ્તકો

| નંબર | નામ | કર્તા યા સંપાદક | કિંમત |
|---|---|---|---|
| ૨ | ધર્મ વિયોગમાલા | મુ. શ્રી. હિમાંશુવિજયજી | ૦ ૨ ૬ |
| ૩ | પ્રમાણનયતત્ત્વાલોક (પં. શ્રીરામ ગોપાલાચાર્યજીકૃત ટીકાયુક્ત) | ,, | ૧ ૧ ૬ |
| ૧૯ | જૈની સપ્તપદાર્થી | ,, | ૦ ૬ ૩ |
| ૩૭ | શ્રી પર્વકથાસંગ્રહ | ,, | ૦ ૫ ૦ |

| | | |
|---|---|---|
| ૩૯ શ્રી હાસ્યમતકથા | ,, | ૦ ૧૦ ૦ |
| ૪૯ સંસ્કૃત પ્રાચીન સ્તવન સંદોહ | મુ. શ્રી વિશાલવિજયજી | ૦ ૪ ૦ |

## ગુજરાતી અનુવાદયુક્ત સંસ્કૃત પુસ્તકો

| | | |
|---|---|---|
| ૮ જયન્ત પ્રબન્ધ | મુ. શ્રી. હિમાંશુવિજયજી | ૦ ૪ ૦ |
| ૨૭ સુભાષિત પદ્યરત્નાકર ભા. ૧ | મુ. શ્રી વિશાલવિજયજી | ૧ ૯ ૦ |
| ૩૦ અર્હન પ્રવચન | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦ ૬ ૩ |
| ૩૧ સુભાષિત પદ્યરત્નાકર ભા. ૨ | મુ. શ્રી. વિશાલવિજયજી | ૧ ૯ ૦ |
| ૩૪ સુભાષિત પદ્યરત્નાકર ભા. ૩ | ,, | ૧ ૯ ૦ |
| ૩૬ હૈમચન્દ્ર વચનામૃત | મુ. શ્રી. જયન્તવિજયજી | ૦ ૧૦ ૦ |
| ૪૮ સુભાષિત પદ્યરત્નાકર ભા. ૫ | મુ. શ્રી. વિશાલવિજયજી | ૦ ૧૨ ૬ |
| ૫૨ ,, ભા. ૪ | ,, | ૧ ૯ ૦ |

## ગુજરાતી પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૧ ૦ ૦ |
| ૬ વિજયધર્મસૂરિના વચન કુસુમો | ,, | ૦ ૫ ૦ |
| ૧૦ આબુ (૭૫ ચિત્રો સાથે) | મુ. શ્રી. જયન્તવિજયજી | ૩ ૪ ૦ |
| ૧૧ વિજયધર્મસૂરિ ટૂંકી જીવનરેખા | ધીરજલાલ ટી. શાહ | ૦ ૨ ૬ |
| ૧૨ શ્રાવકાચાર | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦ ૩ ૦ |
| ૧૩ રાણી સુલસા | ,, | ૦ ૪ ૦ |
| ૧૪ સમયને ઓળખો ભા. ૨ | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૧ ૮ ૦ |
| ૧૫ ,, ભા. ૧ | ,, | ૧ ૦ ૦ |
| ૧૭ સમ્યક્ત્વ પ્રદીપ | ઉપા. શ્રી. મંગલવિજયજી | ૦ ૫ ૦ |
| ૧૮ વિજયધર્મસૂરિ પૂજા | ,, | ૦ ૫ ૦ |
| ૨૧ બ્રહ્મચર્ય દિગ્દર્શન | આ. શ્રી. વિજયધર્મસૂરિજી | ૦ ૫ ૦ |
| ૨૨ વક્તા બનો | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦ ૫ ૦ |

| | | |
|---|---|---|
| ૨૩ મહાકવિ સોમન અને તેમનીકૃતિ | મુ. શ્રી. હિમાંશુવિજયજી | ૦ ૪ ૦ |
| ૨૪ બ્રાહ્મણવાડી | મુ. શ્રી. જયન્તવિજયજી | ૦ ૫ ૦ |
| ૨૫ જૈનતત્વજ્ઞાન | આ. શ્રી. વિજયધર્મસૂરિજી | ૦ ૪ ૦ |
| ૨૬ દ્રવ્યપ્રદીપ | ઉ. શ્રી. મંગલવિજયજી | ૦ ૫ ૦ |
| ૨૮ ધર્મોપદેશ | આ. શ્રી વિજયધર્મસૂરિજી | ૦ ૭ ૬ |
| ૨૯ સપ્તભંગી પ્રદીપ | ઉ. શ્રી મંગલવિજયજી | ૦ ૫ ૦ |
| ૩૨ ધર્મપ્રદીપ | ,, | ૦ ૫ ૦ |
| ૪૦ શ્રી અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ ( આબૂ ભા. ૨ ) | મુ. શ્રી જયન્તવિજયજી | ૩ ૧૨ ૦ |
| ૪૫ શ્રી વિદ્યાવિજયજીનાં વ્યાખ્યાને | મુ. શ્રી વિદ્યાવિજયજી | ૦ ૧૦ ૦ |
| ૪૬ શ્રી હિમાંશુવિજયજીના લેખો | ,, | ૧ ૮ ૦ |
| ૫૨ જૈન ધર્મ | ,, | ૧ ૪ ૦ |
| ૫૩ મારી સિન્ધયાત્રા | ,, | ૩ ૨ ૦ |
| ૫૫ અમારા ગુરુદેવ | રા. સુશીલ | ૧ ૯ ૦ |
| ૫૬ આબ્રિરા | ડૉ. પુરુષોત્તમ ત્રિપાઠી | ૧ ૪ ૦ |
| ૫૭ શંખેશ્વર મહાતીર્થ ભા. ૧–૨ | મુ. શ્રી જયન્તવિજયજી | ૧ ૯ ૦ |
| ૫૮ મારી કચ્છયાત્રા | મુ. શ્રી વિદ્યાવિજયજી | ૦ ૧૦ ૦ |
| ૬૨ ગુજરાતનું પરમધન : શ્રી વિદ્યાવિજયજી | મૂળજીભાઈ પી. શાહ | ૭ ૦ ૦ |

## હિન્દી-સિન્ધી અને અંગ્રેજી પુસ્તકો

| | | |
|---|---|---|
| ૪ શ્રાવકાચાર | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦ ૫ ૦ |
| ૫ શ્રી વિજયધર્મસૂરિકે વચનકુસુમ | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦ ૫ ૦ |
| ૭ Saying of Vijay Dharm Suri | Dr. Krause | 0 5 0 |
| ૯ વિજયધર્મસૂરિ અષ્ટપ્રકારિ પૂજા | મુ શ્રી. વિદ્યાવિજયજી | ૦ ૫ ૦ |

| | | |
|---|---|---|
| ૬ સ્યાદ્વાદ રત્નાકર ભા ૧ | વાદિદેવસૂરિ | ૬ ૦ ૦ |
| ૭ ,, ભા ૨ | ,, | ૬ ૦ ૦ |
| ૮ ,, ભા ૩ | ,, | ૬ ૦ ૦ |
| ૯ ,, ભા ૪ | ,, | ૬ ૦ ૦ |
| ૧૦ આબુ ભા ૧ | મુ શ્રી જયન્તવિજયજી | ૧ ૦ ૦ |
| ૧૧ જિનવાણી (ગુજરાતી) | રા સુશીલ | ૧ ૦ ૦ |
| ૧૨ ધર્મદેશના ( ગુજરાતી ) | આ શ્રી વિજયધર્મ સૂરિ | ૧ ૦ ૦ |
| ૧૩ તત્વાર્થસૂત્ર ભા ૧ ( વિવેચનયુક્ત ) | પ સુખલાલજી | ૧ ૦ ૦ |
| ૧૪ An Interpretation of Jain Ethics | Dr Krause | 0 4 0 |
| ૧૫ The Kaleidoscope of Indian Wisdom | ,, | 0 4 0 |
| ૧૬ The Heritage of Indian Wisdom | ,, | 0 4 0 |
| ૧૭ માનેરી મોસબૂને | અદન નસરવાનજી ખરાસ | ૦ ૧૨ ૦ |
| ૧૮ પ્રભુના પથે | ,, | ૦ ૧૨ ૦ |
| ૧૯ સતસમાગમ | ,, | ૦ ૧૨ ૦ |

| | | |
|---|---|---|
| ૧૬ An Ideal Monk | A. J. Sunawala | 6 4 0 |
| ૨૦ બ્રહ્મચર્ય દિગ્દર્શન | આ. શ્રી વિજયધર્મસૂરિજી | ૦ ૫ ૦ |
| ૩૩ મેરી મેવાડયાત્રા | મુ. શ્રી વિદ્યાવિજયજી | ૦ ૪ ૦ |
| ૩૫ વક્તા બનો | ,, | ૦ ૭ ૬ |
| ૩૭ અહિંસા | ,, | ૦ ૨ ૬ |
| ૪૧ સચ્ચોરાહઝર ( સિન્ધી ) | પાર્વતી સી. એડવાની | ભેટ |
| ૪૨ વીરવન્દન ( કવિતા ) | વીરભક્ત | ૦ ૨ ૬ |
| ૪૩ અહિંસા ( સિન્ધી ) | પાર્વતી સી. એડવાની | ભેટ |
| ૪૪ કુદ્રત મુહ ( સિન્ધી ) | ,, | ,, |
| ૪૭ જૈનધર્મ ( હિન્દી ) | મુ. શ્રી વિદ્યાવિજયજી | ૧ ૦ ૦ |
| ૫૦ નર્યો જ્યોતિ ( સિન્ધી ) | પાર્વતી સી. એડવાની | ભેટ |
| ૫૪ Religious Social Discourses | Muni Vidya Vijayaji | 1 0 0 |
| ૫૯ Monk and Monarch | ,, | 6 4 0 |
| ૬૧ ઇશ્વરવાદ | મુ. શ્રી વિદ્યાવિજયજી | ૧ ૪ ૦ |

## અન્ય પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ પાઇઅસદ્દ મહાણ્ણવ (પ્રાકૃત મહાકોષ) | પં. હરગોવિંદદાસ ત્રિકમદાસ શેઠ | ૭૫ ૦ ૦ |
| ૨ ઉત્તરાધ્યયન સૂત્ર (કમલસંયમી ભા. ૨ ટીકા) | સં. શ્રી જયન્તવિજયજી | ૩ ૮ ૦ |
| ૩ ,, ભા. ૩ | ,, | ૩ ૮ ૦ |
| ૪ ,, ભા. ૪ | ,, | ૩ ૮ ૦ |
| ૫ તત્ત્વાર્થાધિગમ સૂત્રાણિ ભાષ્યસહિતાનિ | ઉમાસ્વાતિ | ૮ ૦ ૦ |

| | | |
|---|---|---|
| ૬ સ્યાદ્વાદ રત્નાકર ભા ૧ | વાદિદેવસૂરિ | ૬ ० ० |
| ૭ ,, ભા ૨ | ,, | ૬ ० ० |
| ૮ ,, ભા ૩ | ,, | ૬ ० ० |
| ૯ ,, ભા ૪ | ,, | ૬ ० ० |
| ૧૦ આગુ ભા ૧ | મુ શ્રી જયન્તવિજયજી | ૧ ० ० |
| ૧૧ જિનવાણી (ગુજરાતી) | રા સુશીન | ૧ ० ० |
| ૧૨ ધર્મદેશના ( ગુજરાતી ) | આ શ્રી વિજયધર્મ સૂરિ | ૧ ० ० |
| ૧૩ તત્વાર્થસૂત્ર ભા ૧ ( વિવેચનયુક્ત ) | પ સુખલાલજી | ૧ ० ० |
| ૧૪ An Interpretation of Jain Ethics | Dr Krause | 0 4 0 |
| ૧૫ The Kaleidoscope of Indian Wisdom | ,, | 0 4 0 |
| ૧૬ The Heritage of Indian Wisdom | ,, | 0 4 0 |
| ૧૭ સોનેરી સો સખુનો | અરદેન નસરવાનજી ખરાસ | ० ૧૨ ० |
| | ,, | ० ૧૨ ० |
| | ,, | ० ૧૨ ० |

# શ્રી. મૂળજીભાઈ પી. શાહનાં પુસ્તકો